ઇતિહાસ લખનાર પાસે રાખવામાં આવતી સુસજ્જતા અને અપેક્ષાનો ખ્યાલ આપી, તેમાંથી ઉપસ્થિત થતા મુદ્દાઓની રસપ્રદ છણાવટ કરી હતી. આમ 'સાહિત્યક ઇતિહાસ' જેવા નવા વિષયને સ્પર્શ કરીને એની સાથે પોતાના જીવનકાર્યને યોગ્ય રીતે જોડી દીધું.

એ જ સમયે યોજાયેલ સંશોધન વિભાગની બેઠકના પ્રમુખપદેથી પ્રવચન કરતાં, ગામડાની મર્યાદિત સાધનસામગ્રીથી સંશોધન કરતા અભ્યાસી, શ્રી જેઠાલાલ ત્રિવેદીએ, ભારે જહેમતપૂર્વક તૈયાર કરેલું, વિગતોપૂર્ણ વ્યાખ્યાન આપ્યું હતું. આ વિભાગમાં પ્રો. સાંડેસરા, શ્રી પ્રાગજી ડોસા, પ્રા. મણિભાઈ પટેલ, વગેરેના અભ્યાસપૂર્ણ નિબંધો રજૂ કરવા માટેના પૂરતા સમયના અભાવે, માત્ર સારાંશથી સંતોષ માનવો પડયો. ભવિષ્યમાં આ બાબત ઉપર વિશેષ ધ્યાન અપાય એ ઈષ્ટ છે.

આ બેઠકમાં પ્રો. ધીરુભાઈ ઠાકરનો પરિચય પ્રા. ચીમનલાલ ત્રિવેદીએ તથા શ્રી જેઠાલાલ ત્રિવેદીનો પરિચય પ્રા. કેશવરામ કા. શાસ્ત્રીજીએ આપ્યો હતો.

## ત્રીજી બેઠક : સર્જન વિભાગ

તા. ૧૯મીના રોજ બપોરના ૩-૦ થી ૬-૦૦ વચ્ચે યોજાયેલ સર્જન વિભાગની બેઠક, શરૂઆતમાં પરિષદના મંત્રી શ્રી ભગવતીકુમાર શર્માએ વિભાગીય પ્રમુખશ્રી પન્નાલાલ પટેલનો પરિચય આપ્યા બાદ, 'પોતાના સર્જન વિષે નવલકથાકારોની કેફિયત' એ વિષયની ચર્ચાને કારણે વધુ આકર્ષક અને રસપ્રદ બની. શ્રી પન્નાલાલ પટેલ, શ્રી ઇશ્વર પેટલીકર, શ્રી રાધેશ્યામ શર્મા, શ્રી દિગીશ મહેતા તથા મરાઠી નવલકથાકાર શ્રીપાદ નારાયણરાવ પેંડસે અને પ્રો. સુરેશભાઈ જોષી જેવા, પોતપોતાની રીતે લખતા ૭ નવલકથાકારોને એક સાથે જોવા સાંભળવાનો લહાવો, ઘણી મોટી સંખ્યામાં આવેલા (કેટલાક પગથિયે બેઠેલા તથા ઉભા રહેલા પણ) શ્રોતાજનોને પ્રાપ્ત થયો.

શરૂઆતમાં ખ્યાતનામ મરાઠી નવલકથાકાર શ્રીપાદ નારાયણ પેંડસેએ સર્જનક્ષેત્રે અનુભવાતી લાગણીઓનું વિશ્લેષણ કર્યું. શ્રી રાધેશ્યામ શર્માનું પ્રવચન નોંધપાત્ર હતું. આ બેઠક ચેતનવંતી બની પ્રો. સુરેશ જોષીના મનનીય પ્રવચનથી. આધુનિક સર્જક વિશ્વચેતનાથી અસ્પૃષ્ટ ન રહી શકે એ વાતને એમણે વિશ્વસાહિત્યના સંદર્ભોથી સુસ્પષ્ટ કરી.

શ્રી પન્નાલાલ પટેલ તથા શ્રી ઈશ્વર પેટલીકરનાં વક્તવ્યો પણ નોંધપાત્ર ગણાવી શકાય.

## લક્ષ્મી સ્ટુડિઓની મુલાકાતે

અધિવેશન નિમિત્તે બહારથી પધારેલા તેમજ સ્થાનિક સારસ્વતો તેમજ સાહિત્યરસિકોને પોતાના સ્ટુડિઓની મુલાકાતે આવવાનું તથા ભોજન સત્કારનો સ્વીકાર કરવાનું આમંત્રણ શ્રી ઉપેન્દ્ર ત્રિવેદી દ્વારા પ્રાપ્ત થતાં, તા. ૧૯મીએ સાંજના ૬-૩૦થી ૮-૩૦ સુધી આ બધા લક્ષ્મી સ્ટુડિઓની મુલાકાતે ગયા હતા. ત્યાં બધાને સ્ટુડિઓની કામગીરીનું પ્રત્યક્ષ દર્શન કરવાની તક પ્રાપ્ત થઈ. યજમાન દ્વારા મહેમાનોનું ભાવભીનું સ્વાગત કરવામાં આવ્યું હતું.

## સાંસ્કૃતિક કાર્યક્રમ : 'ધરાગુર્જરી' નાટક

તા. ૧૯મીએ રાતના ૯-૦૦ વાગ્યે, પ્રો. ચન્દ્રવદન મહેતાની નાટ્યકૃતિ 'ધરાગુર્જરી'ને, પ્રો. માર્કન્ડભાઈ ભટ્ટ અને એમના કલાવૃંદે, તનતોડ મહેનત કરી જીવંત કરી હતી. ડેલીગેટો તથા સ્થાનિક આગેવાનોથી ખીચોખીચ ભરાયેલા ગાંધીનગરગૃહનો વિશાળ પ્રેક્ષકસમુદાય, આ નાટ્યકૃતિના વિવિધ પ્રસંગો, દશ્યો. સંવાદો અને અભિનયોમાં તલ્લીન અને રસબોળ થઈ ગયો. દિગ્દર્શક પ્રો. માર્કન્ડભાઇ તથા એમના સહકાર્યકરોની ખૂબજ પ્રશંસા થઈ. આ અધિવેશનની સફળતામાં આ પણ એક અગત્યનું નોંધપાત્ર પાસું ગણાવી શકાય.

આજ નાટકનો બીજો પ્રયોગ, તા ૨૦મીના રોજ સવારના ૯-૩૦ થી ૧૨-૩૦ વચ્ચે ગાંધીનગરગૃહમાં રાખવામાં આવ્યો હતો, જેથી પહેલે દિવસે એનો લાભ ન લઈ શકનાર ડેલિગેટો, સ્વાગતસમિતિના સભ્યો વગેરેને એ તક પ્રાપ્ત થઇ શકે.

બંને પ્રયોગ ખૂબ જ સફળતાપૂર્વક રજૂ થયા હતા.

## ચોથી બેઠક : પરિસંવાદ

તા. ૨૦ મીના રોજ સવારના ૯-૦૦ વાગ્યે, 'સાહિત્યમાં સમકાલીન અને સનાતન' એ વિષય અંગે, પ્રો. યશવંતભાઈ શુક્લને પ્રમુખપદે યોજાયેલ

પરિસંવાદ પણ ઠીક ઠીક જામ્યો. શરૂઆતમાં સમર્થ કન્નડ વિવેચક પ્રો. કીર્તિનાથ કુર્તકોટિએ કન્નડ સાહિત્યમાં આધુનિકતા વિષે અંગ્રેજીમાં મનનીય પ્રવચન કર્યું. બેઠકના સંચાલક શ્રી યશવંતભાઈ શુકલે એ મુદ્દાઓ ગુજરાતીમાં રજૂ કર્યા. પ્રા. ભોળાભાઇ પટેલે આધુનિક, સમકાલીન અને સનાતન વચ્ચેની ભેદરેખા પાડી, સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી સાહિત્યની વાત કરી. પ્રા. સીતાંશુ યશશ્ચન્દ્રે ગુજરાતી કવિતાને પડખે ભગિની ભાષાઓની કવિતા મૂકી, ક્યારેક પાશ્ચાત્ય કૃતિઓનો સંદર્ભ આપી, સૌન્દર્યનું ગૌરવ ગાયું હતું.

આ બેઠકમાં પ્રમુખશ્રી તથા શ્રી ગુલાબદાસ બ્રોકર, શ્રી વ્રજલાલ દવે અને શ્રી ઉમાશંકર જોષી વગેરેએ ભાગ લઈ પરિસંવાદને સાર્થક બનવ્યો હતો.

## સમાપ્તિ ખુલ્લી બેઠક

તા. ૨૦મીના રોજ સવારના ૧૧-૩૦ થી ૧૨-૩૦ વચ્ચે યોજાયેલ સાહિત્ય પરિષદની સામાન્ય સભામાં, બજેટ, ઠરાવોની ચર્ચા થઈ હતી તથા સર્વશ્રી કિશનસિંહ ચાવડા, વેણીભાઈ પુરોહિત, કૃષ્ણપ્રસાદ ભટ્ટ, શિવ પંડ્યા, બાણુભાઇ વૈદ્ય, અંજલિબેન મેઢ વગેરેને ભાવાંજલિ અર્પી શોકદર્શક ઠરાવ પસાર થયા હતા.

ત્યારબાદ સ્વાગત સમિતિ તરફથી ઉપકાર્યાધ્યક્ષ ડૉ. પ્રસન્નકુમાર વકીલ તથા બીજાઓએ તથા પરિષદ વતી એના મંત્રીઓએ આભારવિધિ કરી હતી.

આ અધિવેશનની સફળતામાં, ગુજરાત સરકાર, વડોદરા મ્યુનિસિપલ કોર્પોરેશન, મ. સ. યુનિવર્સિટી, તથા વિવિધ માધ્યમિક શાળાઓના કાર્યવાહકો, ઉદ્યોગપતિઓ, સાહિત્યરસિકો, સ્વાગત સમિતિના હોદ્દેદારો, સભ્યો, વિવિધ સમિતિઓના સભ્યો, વર્તમાનપત્રો, આકાશવાણી અને માહિતી ખાતાના કાર્યવાહકોનો, તનમનધનથી અપૂર્વ સાથ અને સહકાર પ્રાપ્ત થયો હતો એ જણાવતાં આનંદ થાય છે.

સાહિત્ય પરિષદના કાર્યવાહકો, ડેલિગેટો વગેરેએ પણ, અનેકપ્રકારની અગવડો વેઠીને, વ્યવસ્થાપકોને નોંધપાત્ર સહકાર આપ્યો છે એ માટે અમે ઋણી છે. વિવિધ પ્રકારની વ્યવસ્થા અંગેની મર્યાદાઓ અને ડેલિગેટોને વેઠવી પડેલી અગવડો અને મુશ્કેલીઓ અમારા ધ્યાન બહાર નથી. અમે એ માટે ક્ષમાયાચના કરીએ છીએ.



સન્માન સમારંભ પ્રસંગે ઉપસ્થિત રહેલ જનસમુદાયમાં શ્રી નાનાલાલ ચોકસી, ડૉ. ઠાકોરભાઈ પટેલ,
પ્રો. ભોગીલાલ સાંડેસરા, પ્રો. ભાઈલાલ કોઠારી વગેરે



'ધરાગુર્જરી' નાટકને એકાગ્રચિત્તે જોતા પ્રેક્ષક સમુદાય. એમાં સર્વશ્રી ઉમાશંકર જોશી, પ્રો. ધીરુભાઈ ઠાકર,

સર્જકો, વિવેચકો અને ભાવકો તરીકે વાગીશ્વરીનાં ઉપાસક સહધર્મીઓ,

આદિક્ષાન્તા, અક્ષરમૂર્ત્યા વિલસન્તી, શબ્દબ્રહ્માનંદમયી અને તડિદાભા કહી આદિ શંકરાચાર્યે જેની સ્તુતિ કરી છે* તે પરમ શક્તિના વાગીશ્વરી-સ્વરૂપનું સ્મરણવંદન કરી, જે પ્રથમ શબ્દો મારે ઉચ્ચારવાના થાય છે તે આભારની લાગણીના છે. ગોવર્ધનરામ, કેશવલાલ ધ્રુવ, નરસિંહરાવ, આનંદ-શંકર, રમણભાઈ, ગાંધીજી, મુનશી આદિએ શોભાવેલા આ સ્થાને ઊભતાં અંતરમાં થતો ક્ષોભ-સંકોચ હું જ જાણું છું. એ માટેની મારી લાયકાત શી, સિવાય સાડાચાર દાયકાનું સાહિત્યવાચન, એનું સાડાત્રણ દાયકાનું

## ત્રીસમા અધિવેશનના પ્રમુખ

# પ્રો. અનંતરાય રાવળનું પ્રવચન

પરીક્ષકને હાથે એમ. એ. પરીક્ષામાં મળેલા જશને તથા તેના જ ફળરૂપે મળેલા ગુજરાત કૉલેજમાંના કેશવલાલ ધ્રુવના આસનને પાત્ર ઠરવાની અને બન્યા રહેવાની. અનુષંગે થઈ શકેલ લેખન-પ્રકાશન પાછળની વૃત્તિ કે ભાવના હતી ગુજરાતના સાહિત્યમંદિરની અધિષ્ઠાત્રી ભગવતી સરસ્વતીનું ગંધાક્ષતાદિ ઉપચારથી પૂજન કરવા ઈચ્છતા ભક્ત કે પૂજારીની. એવા માણસનું થોડું કર્યું ઘણું માની તેનું જ એક નામ સૂચવાયાના અકસ્માતે અને તેને માન આપતા પરિષદના બંધારણે આપની વચ્ચેથી ઊંચકી મને અહીં આપ સૌની સામે ઉપસ્થિત કર્યો છે. 'મને મોટો કર્યો મહારાજ, મને કેમ વીસરે રે' એ પ્રેમાનંદના સુદામાના આભાર-ગદ્ગદ શબ્દોમાં જ મારો હૃદયભાવ મારે એ માટે અત્યારે વ્યક્ત કરવાનો રહે છે.

જેની સ્થાપના તેની પહેલી નિમંત્રક અને આયોજક અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાના ઉત્સાહભર્યા પ્રયાસથી થઈ હતી તે આપણી આ

*ગૌરીદશકમ્-શ્લોક ૮

પરિષદનું ત્રીસમું અધિવેશન તે પંચોતેર વર્ષની વયે પહોંચી અમૃત મહોત્સવની અધિકારી બને છે તે વર્ષે ગુજરાતના આ બીજા મહત્ત્વના શહેર વડોદરામાં તેની પ્રેમાનંદ સાહિત્ય સભાના હોંસીલા નિમંત્રણે મળે છે એ સુખદ યોગ ધ્યાન ખેંચ્યા વિના રહેશે નહિ. સ્વરાજ્યપ્રાપ્તિ પછી ગુજરાત રાજ્યની સ્થાપના વેળા તેની રાજધાની કે પાટનગર માટે અમદાવાદ ભેગું વડોદરાનું ય નામ થોડો વખત ગંભીરતાથી સૂચવાયું અને વિચારાયું હતું. ભૌગોલિક દૃષ્ટિએ તે ગુજરાતની મધ્યમાં, તેમજ ગુજરાતના પ્રમુખ રાજવી ગાયકવાડોની રાજધાની રહેલી હોઇ કચેરીઓ માટે તૈયાર મકાનોની તથા વિશેષ જગ્યાની સગવડ પણ ત્યાં સુલભ, એ દૃષ્ટિ તેની પાછળ હતી. રાજા સુશિક્ષિત, ભાવનાશીલ અને પ્રજાવત્સલ હોય અને તેને એવા જ ગુણો ધરાવતો દૃષ્ટિમંત પ્રધાન કે દીવાન મળ્યો હોય, તો તે બેઉનો સહયોગ પડખેનો બ્રિટિશ હકૂમત કરતાં દેશી રાજ્યોને વધુ પ્રગતિ સાધતાં દેખાડી શકે, એ મણિરાજ અને વિદ્યાચતુરનાં પાત્રો અને રત્ન નગરીના કારભારના મૂર્ત ઉદાહરણથી તેમજ વિદ્યાચતુરના શબ્દોથી ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'માં સારી રીતે બતાવ્યું છે. ત્રીજા સયાજીરાવ ગાયકવાડના રાજ્ય-અમલમાં ગુજરાતને એ પ્રત્યક્ષ જોવા મળેલું છે. ફરજિયાત પ્રાથમિક શિક્ષણ, અંત્યજશાળાઓ અને પુસ્તકાલ-સેવામાં ઘણાં દેશી રજવાડાં તેમજ પરોશની બ્રિટિશ હકૂમત કરતાં વડોદરા આગળ હતું. કોલેજ, કલાભવન, ઓરિયેન્ટલ ઇન્સ્ટીટ્યૂટ, સંગીત વિદ્યાલય, સંસ્કૃત વિદ્યાલય, વ્યાયામશાળાઓ—આ બધાં પણ રાજ્ય અને રાજવીની સંસ્કારપ્રિયતા અને પ્રગતિશીલતાના પુરાવા બની રહે એવાં છે.

એવા વડોદરાની સાહિત્યસેવા પણ નોંધપાત્ર કોટિની છે. જૂની હસ્તપ્રતોના પાટણના જેવા ભંડારો તથા પ્રાચ્યવિદ્યા મંદિર પાસેના સંગ્રહોની વ્યવસ્થિત યાદીઓ અંગે મણિલાલ દ્વિવેદી અને ચીમનલાલ દલાલ જેવાઓ પાસે કરાવાયેલ કામ : ગુજરાતી સાહિત્યની સંશોધન-પ્રકાશન માટે ફાળવાયેલી માતબર રકમ અને તેમાંથી કેટલાંક વર્ષ ચાલેલી 'પ્રાચીન કાવ્ય' ત્રૈમાસિક અને 'પ્રાચીન કાવ્યમાળા'ની પ્રવૃત્તિ : સયાજી બાલજ્ઞાનમાળા તથા સયાજીજ્ઞાન મંજૂષાનાં પુસ્તકો : આનંદશંકર ધ્રુવ જેવા વિદ્વાન પાસે રાજ્યે લખાવેલાં હિંદુ ધર્મ અને તત્ત્વજ્ઞાન પરનાં પુસ્તકો : ગાયકવાડ ઓરિયેન્ટલ સીરીઝમાં પ્રગટ થયેલા શાસ્ત્રગ્રંથો : હવે મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયના અંગ તરીકે ચાલતા પ્રાચ્યવિદ્યા મંદિર તરફથી પ્રગટ

થયેલ વાલ્મીકિના 'રામાયણ'નો પ્રમાણભૂત શાસ્ત્રીય શુદ્ધ વાચના અને 'પ્રાચીન ગુર્જર ગ્રંથમાલા'નાં સંપાદનો–પ્રકાશનો—આ બધું કૃતજ્ઞ ભાવે તરત સ્મરણે ચડી આવે. ધર્મ–સંસ્કારના ક્ષેત્રે, શ્રેયઃસાધક અધિકારી વર્ગનાં 'મહાકાલ', 'સદુપદેશ શ્રેણી' અને શ્રેયઃસાધક' સામયિકોએ અને સાહિત્યક્ષેત્રે મટુભાઈ કાંટાવાળાના 'સાહિત્ય' માસિકે તથા ખાસ તો પ્રેમાનંદ, શામળ અને અખા પરના વિશેષાંકો ને પુસ્તકોથી પ્રેમાનંદ સાહિત્ય સભાએ તેના મુખપત્ર 'સાહિત્યકાર' દ્વારા બજાવેલી સાહિત્યસેવાનો જશ આ શહેરને જાય છે. કેટલોક સમય 'શારદા', 'નવચેતન' અને 'સંસ્કૃતિ' માસિકોનું તેમ 'ક્ષિતિજ'નું પ્રકાશન અહીંથી થયેલું અને હાલ મ. સ. વિશ્વવિદ્યાલયનું 'સ્વાધ્યાય' ત્રૈમાસિક 'વિશ્વમાનવ' માસિક અને 'ભૂમિપુત્ર' દશવારિક અહીંથી જ પ્રગટ થાય છે. જેમની સાહિત્યસેવા આ શહેરમાંથી ગુજરાતને પ્રાપ્ત થઈ છે તેમનાં નામની યાદી તો ખાસી લાંબી થાય, જેમાં વર્ષો સુધી ગુજરાતનો હૃદયરાજવી રહેલ પ્રેમાનંદ, નૃસિંહાચાર્ય અને ઉપેન્દ્રાચાર્ય તથા હરગોવિંદદાસ અને મટુભાઈ એ પિતા–પુત્રોની જોડીઓ, છોટાલાલ ભટ્ટ અને છોટાલાલ શાહ–'વિશ્વવંદ્ય', જયસુખલાલ જોષીપુરા, મંજુલાલ મજમુદાર, રમણલાલ દેસાઈ, હંસાબેન મહેતા, ભોગીલાલ સાંડેસરા, કિસનસિંહ ચાવડા અને સુરેશ જોષીનાં તરત હોઠે આવી જાય. આવી સંસ્કારનગરીમાં ગુજરાતી સાહિત્ય પરિષદના સમૈયાને ત્રીજી વાર નોતરે છે તે એને છાજે જ છે.

આપણી પરિષદનું આ ત્રીસમું અધિવેશન છે. આગળનાં ૨૯ અધિવેશનોની કાર્યવાહીમાં પરિષદે કરેલ પ્રગતિનો આલેખ જોઈ શકાય. આવી સાહિત્યને લગતી પરિષદ ભરવાનો વિચાર આમ તો પ્રથમ નર્મદને અને પછી મણિલાલને સ્ફુરેલો, પણ એને મૂર્ત રૂપ આપ્યું રણજિતરામ પ્રેરિત ગુજરાત સાહિત્ય સભાએ ઈ. સ. ૧૯૦૫માં. એ વર્ષે ભરાયેલી આપણી પરિષદ દેશની ભગિનીભાષાઓની એવી પરિષદો કરતાં (મરાઠી કરતાં એક, બંગાળી કરતાં બે, અને હિંદી કરતાં પાંચ વર્ષ) વહેલી અને પહેલી હોવાનું અભિમાન ગુજરાત લઈ શકે. ગુજરાત સાહિત્ય સભાના ઉત્સાહી મંત્રી અને પ્રમુખ રમણભાઈએ પરિષદની સ્થાપનાનો વિચાર ગોવર્ધનરામ, આનંદશંકર, નરસિંહરાવ આદિ મોવડીઓ આગળ રજૂ કર્યો હશે ત્યારે બતાવાઈ હશે તે શંકા કે અશ્રદ્ધા ખોટી ઠરી અને પરિષદ ભરાઈ, અને તે પછી બબ્બે (કોઈક વાર ત્રણ) વર્ષે ભરાતી રહી છે.

'આ યુગ રાજકીય, સાંસારિક અને અન્ય વિષયના સમાજોનો છે' એમ કહી 'આપણી સાહિત્ય પરિષદ, આખા આર્યાવર્તના એક સમાજપ્રવર્તક નૃત્યમાં આવા તાલબન્ધ નિયમ ( Rhythmic law ) ના બળથી ઊભી થઈ છે' એ શબ્દોમાં તેની આવશ્યકતા પહેલા પ્રમુખ ગોવર્ધનરામે બતાવી હતી. જીવનને લગતા આર્થિક, સામાજિક, રાજકીય પ્રશ્નો અને પ્રવર્તમાન સમકાલીન પરિસ્થિતિ વચ્ચે સાહિત્યની ચર્ચાના આવા સમારંભોના વાજબી-પણા કે જરૂર વિશે શંકા ઉઠાવી બીજા બે પ્રમુખો નરસિંહરાવ દિવેટિયા અને રામનારાયણ પાઠકે ( અને હમણાં શ્રી લાભશંકર ઠાકરને શ્રી રઘુવીર ચૌધરીએ ) તેનો ઉત્તર આપી જ દીધો છે, પરિષદને એક બે મંત્રી, કાયમી કમિટી અને નાણાંની સવડ કરી સ્થાયી રૂપ આપવાનું સૂચન ત્રીજા પ્રમુખ અંબાલાલ દેસાઈએ કરતાં તેમ થયું. પરિષદનું ભંડોળ થયું, તેની સમિતિ સ્થપાઈ ને તેની પ્રકાશનપ્રવૃત્તિ પણ શરૂ થઈ. એ પછી પરિષદમંડળ થયું, જેના નિયમોમાં સુધારાવધારાની જરૂર જણાતાં તેને સમાવી લેતું બંધારણ ઘડી તેને રજિસ્ટર્ડ સંસ્થા બનાવાઈ. આરંભમાં જેમ રણજિતરામે તેમ પછીના ગાળામાં બળવંતરાય ઠાકોરે અને કનૈયાલાલ મુનશીએ પોતપોતાની સૂઝ પ્રમાણે પણ ભાવના અને નિષ્ઠાપૂર્વક પરિષદ અને તેના કાર્યને સ્થિર કરવાનો તેમજ વિસ્તારવાનો જે પ્રયાસ કર્યો તેની નોંધ લીધા સિવાય ચાલે નહિ. અનુભવે જરૂરી જણાતું ગયું તેમ પરિષદના બંધારણને સુધાર-વાના પ્રયાસ થઈ વીસ વર્ષ ઉપર તેને વધુ વ્યવસ્થિત અને લોકશાહીને અનુરૂપ સ્વરૂપ અપાયું છે. અનુભવે જરૂરી જણાતા નાનામોટા સુધારા તેમાં હજુય થતા રહેશે. કેટલાક અત્યારે વિચારાઈ પણ રહ્યા છે. એનાં અધિવેશનો-ના પ્રમુખોનાં અને અમુક કાળ પછી તે સાથે એના વિભાગીય પ્રમુખોનાં વ્યાખ્યાનો, અધિવેશનો વેળા વંચાયેલા અને પછી એના હેવાલોમાં છપાયેલા નિબંધો, થયેલા ઠરાવો, કેટલાક અનુવાદો તથા અન્ય પ્રકાશનોની તેની પ્રવૃત્તિ, છેલ્લા બંધારણ પછી દ્વિવાર્ષિક અધિવેશનો વચ્ચે યોજાતાં રહેલાં જ્ઞાનસત્રો અને એ બંનેમાં વધેલાં સાહિત્યરસિકોનાં રસ અને હાજરીએ ગુજરાતી સાહિત્ય પરિષદની ઉપયોગિતા કે સાર્થકતા સિદ્ધ કરી આપી છે.

પરિષદ એકલા સાક્ષરમંડળ માટે જ નહિ, સૌ ગુજરાતીભાષીઓ માટે હોવી જોઈએ એવો અભિપ્રાય તેના એક પ્રમુખ હરગોવિંદદાસ કાંટાવાળાએ દર્શાવ્યો હતો. બીજા એક પ્રમુખ નરસિંહરાવે તેના સભ્યના અધિકારમાં વિશિષ્ટ વિદ્યાદિકની આવશ્યકતા જણાવી, એ દૃઢ મર્યાદાને થોડીક શિથિલ ભલે કરાય, પણ 'ગમે તે વર્ગનો સંગ્રહ' કરીને પરિષદને 'સંકુલ મેળો

બનાવવી નહિ' એવી સલાહ આપી હતી. દ્વિવાર્ષિક અધિવેશન તથા પ્રતિવાર્ષિક જ્ઞાનસત્રની યોજનામાં અને મધ્યસ્થ સભાના સભ્ય તથા પરિષદના ડેલિગેટ બનવા માટેના ચાલુ નિયમોમાં આ બેઉ દૃષ્ટિબિંદુને સંતોષવાની જોગવાઈ થયેલી જણાશે.

આપણી પરિષદનાં ઉદ્દેશ, કાર્યક્ષેત્ર અને કર્તવ્યો વિશે તેનાં પુરોગામી અધિવેશનનોના ઘણા પ્રમુખો પોતાના વિચાર પ્રમુખીય વ્યાખ્યાનોમાં :ર્શાવતા રહ્યા છે તે પરિષદ પાસે અને તેને માટે તેમણે સૌએ રાખેલી અપેક્ષા કેવી ઊંચી હતી તે બતાવે છે. સાહિત્યના કાવ્યાત્મક એટલે સર્જનાત્મક ુદ્ધ પ્રકારને નિરપેક્ષ અને શાસ્ત્રસાહિત્યને એટલે તેના બોધાત્મક લલિતેતર ્રકારને સાપેક્ષ કહી, પહેલા પ્રમુખ ગોવર્ધનરામે 'સાહિત્ય' શબ્દમાં એ બેઉનો સમાવેશ કરી ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ અને વૃધ્ધિ–વિકાસને ાિરષદનો ઉદ્દેશ જણાવ્યો હતો તેને અનુગામી પ્રમુખોએ અનુમોદન આપ્યું છે. ારિષદના બંધારણે એને નજરમાં રાખી પરિષદનાં કાર્યો વીગતે સ્પષ્ટ કર્યાં ે. ગુજરાતની અસ્મિતાના પુરસ્કર્તા મુનશીએ પરિષદ અંગેની પોતાની ાાવના નીચેના શબ્દોમાં વ્યક્ત કરી છે :

'રણજિતરામે સાહિત્ય પરિષદને ને ગુજરાતી સાહિત્યને સંસ્કારનું મંદિર કલ્પ્યું હતું; મને એ ગુજરાતી અસ્મિતાની પ્રયોગશાળા રૂપે દેખાઈ છે. અહીં ગુજરાતીઓ રાજકીય ને ધાર્મિક ભેદો છોડી ગુજરાતી તરીકે ભેળા મળી શકે; ગુજરાતના સાહિત્યરસિકો એમાં સરસતાની લહાણ કરી શકે; ગુજરાતી વિદ્વાનો ને કલાકારો અહીં આદર્શો અને પદ્ધતિની આપ લે કરી શકે; ગુજરાતનું જીવન, સાહિત્ય, નાટક, નૃત્ય, સંગીત ને કલા દ્વારા સર્વાંગસુંદર બનાવવાના પ્રયત્નો અહીં થઈ શકે; ગુજરાત ને મહાગુજરાતમાં વસનારાઓને એ દ્વારા સામુદાયિક અસ્મિતાની સિદ્ધિ સાંપડી શકે.'*

પરિષદના ૨૦ મા અધિવેશનના પ્રમુખ કાકા કાલેલકરે અપેક્ષાની ામા વિસ્તારતાં કહ્યું છે :

'ગુજરાતી પ્રજાનો અથવા ગુજરાતી ભાષા વાપરનાર લોકોનો સમગ્ર પુરુષાર્થ સાહિત્યના ક્ષેત્રમાં કેમ પ્રતિબિંબિત અને વિકસિત

' પરિષદપ્રમુખોનાં ભાષણો '–ભાગ ૧, પૃ. ૫૧૬

થાય એનું ચિંતન કરનારા તેમજ સક્રિય સેવા દ્વારા એને સંગઠિત કરનારા લોકોનો સમુદાય – એવી આ સંસ્થાની નવી વ્યાખ્યા આપણે કરવી જોઈએ.'[1]

સ્વરાજ્યની હવામાં આરંભાયેલા રાષ્ટ્રોત્કર્ષના પુરુષાર્થની સમાન્તરે ગુજરાતી પ્રજાનો સર્વાંગીણ વિકાસ સાધવામાં ગુજરાતી ભાષા અને સાહિત્ય પોતાનો યોગ્ય અને સક્રિય ફાળો કઈ કાર્યસાધક રીતે આપી શકે તે વિચારવાનું અને તેને અનુવર્તવાનું કર્તવ્ય તેમણે આમ પરિષદને ભળાવ્યું છે.

તો પરિષદના ૨૫ મા અધિવેશનના પ્રમુખ 'સુંદરમે' આપણા સર્વ સાહિત્યસર્જકો, તત્ત્વચિંતકો, જીવનદ્રષ્ટાઓ અને આપણા સૌની વચ્ચે 'નિકટતર સંપર્કથી સૌના ઉત્તમોત્તમના વિનિમય અને ઊંડા સૌહાર્દ દ્વારા' પૂર્ણ સંવાદમાં અને પૂર્ણ સત્યમાં પહોંચેલો કે પહોંચવા મથતો સાહિત્યસંઘ' પરિષદ બની રહે એવી અભીપ્સા સેવી છે.[2]

આનો ઉલ્લેખ એટલા માટે કર્યો છે કે આપણી પરિષદ આવી અપેક્ષિત કામગીરી બજાવી શકે એવાં અનુકૂળ સાધન–સંજોગો તેને હવે પ્રાપ્ત થવામાં છે. કેટલાંક વરસથી પરિષદે ઊભા કરેલા મકાન–ભંડોળ અને રાજ્ય સરકાર તરફથી મળેલી જમીન તથા ઉદાર આર્થિક સહાયથી પરિષદ તેની વર્તમાન જરૂરત અને ભાવિ પ્રવૃત્તિઓ માટેની સગવડ ઉપલબ્ધ કરતું પરિષદભવન તૈયાર થવા માંડ્યું છે. સાહિત્યકોશ જેવો ઉપયોગી સંદર્ભગ્રંથ તૈયાર કરવા માટે પણ રાજ્ય સરકારે સારી રકમ ફાળવી છે. પરિષદ પોતાના અસ્તિત્વને સાર્થ કરતી મુનશી, કાકાસાહેબ અને 'સુંદરમ્'ની ભાવનાને મૂર્ત કે અમલી સ્વરૂપ આપવામાં પ્રધાન સાધન બનતું કેન્દ્ર બને, આપણે સૌ તેને એવી બનાવીએ, એમ કરવાનો ભાર હવે આપણા સૌને માથે આવે છે. આનંદશંકર ધ્રુવે પરિષદના નવમા અધિવેશન પ્રસંગે કહ્યું હતું– 'હવે પરિષદનો ઊર્મિકાળ બલ્કે પાંડિત્યકાળ પણ ગયો છે અને કર્મકાળ, ઊર્મિથી નહિ પણ વિચારથી અને દૃઢતાથી કામ કરવાનો કાળ આવ્યો

---

૧ 'પરિષદપ્રમુખોનાં ભાષણો'–ભાગ ૨, પૃ. ૨૧૦

૨ 'પરિષદપ્રમુખોનાં ભાષણો' – ભાગ ૨, પૃ. ૪૯૭

છે '– તે અત્યારે એવડું પ્રસંગોચિત બને છે. બોંતેર વર્ષ પૂર્વે પરિષદના બીજા અધિવેશનના પ્રમુખ કેશવલાલ ધ્રુવે

'જે વિશુદ્ધ ભાવનાવાળું અને ઉપયોગી જ્ઞાનવાળું અલ્પ મૂલ્ય[1] સાહિત્ય એકે એક ગામ જ્યાં ગુજરાતી નિશાળ હોય ત્યાં મફત છૂટથી વહેંચી સાહિત્યની ગંગા આંગણે આંગણે વહેતી કરે, જે વધારે મૂલ્યનાં પુસ્તકોની અવેતન જંગમ પુસ્તકશાળા સ્થાપી સંગીન જ્ઞાનનો પ્રચાર કરે, જે ભાષણોથી ને નિબંધોથી લોકોનાં હૃદય કેળવે અને સત્પ્રવૃત્તિનો સદુપયોગ જાગૃત કરે, જે સ્વકાર્યરસિક પગારદાર પુરુષો દ્વારા શોધખોળ ચલાવે; ટૂંકામાં, સાહિત્યની સંગ્રાહક, સંરક્ષક, સંવર્ધક, પ્રચારક ને અધ્યાપક મંડળી નીવડે.'*

એવી 'સર્વતોમુખી ઉત્તેજન આપનારી સાધનસંપન્ન સાહિત્યપીઠ' સ્થાપવાની જરૂર પુરસ્કારી હતી. પરિષદને એવી સાહિત્યપીઠ બનાવી તેની દ્વારા આગળ ટાંકેલા મહાનુભાવોની અપેક્ષાઓ સંતોષવાનો પુરુષાર્થ આદરવાનું પરિષદભવનની સગવડથી વિશેષ સ્થાયી અને નક્કર સ્વરૂપ પામતી પરિષદ માટે હવે તેનું પ્રધાન કર્તવ્ય બની રહેવું જોઈશે.

એ ટાણે, જૂજ અપવાદો સિવાય બધા પુરોગામી પરિષદપ્રમુખોએ પરિષદને ચીંધેલાં તેણે કરવાનાં કાર્યોમાંથી શું, કેટલું, થયું છે અને કેટલામાં પ્રવૃત્તિ કરવાની કે વધારવાની રહે છે તેનું સરવૈયું કાઢવાની જરૂર ઊભી થાય છે. તેનું ગત પંચોતેર વર્ષમાં પરિષદપ્રમુખોનાં સૂચનોમાંથી બધાંનો અમલ પરિષદ પાસે વિપુલ નાણાંભંડોળ, પગારદાર કાર્યકરો અને પોતાના મકાન જેવી સગવડો ન હોવાથી તેનાથી થઈ શકે એમ હતું નહિ. તેમ છતાં થઈ શક્યો તેટલાંનો તેણે એવી પરિસ્થિતિમાં કર્યો છે, તો કેટલાંક સૂચનોનો અમલ અન્ય સંસ્થાઓ, વ્યક્તિઓ રાજ્ય વગેરે દ્વારા યથાશક્તિ થયો છે એમ એ સરવૈયું દેખાડી શકે તેમ છે.

પરિષદનાં સાત અધિવેશનો સુધી બધા પ્રમુખોની ચિન્તા અને સલાહનો વિષય હતો જોડણીનો – સરકારી શિક્ષણ ખાતાના પ્રયાસ કરતાં ગાંધીજીના પ્રેરણાત્મક આદેશથી તૈયાર થયેલા ગુજરાત વિદ્યાપીઠના 'જોડણી-

(૧) 'સસ્તુ' એ અર્થમાં

* 'પરિષદ પ્રમુખોનાં ભાષણો'–ભાગ ૧, પૃ. ૫૭

કોશ ' અને તેની સંવર્ધિત થતી રહેલી સાર્થ આવૃત્તિઓએ એ તકરારી કંટકિત પ્રશ્ન ઉકેલી આપ્યો છે. પરિણામે ' બાર ભૈયા ને તેર ચોકા ' જેવી એતદ્વિષયક પરિસ્થિતિનો અન્ત આવી ગુજરાતી ભાષાની જોડણીએ સર્વમાન્ય વ્યવહારુ એકરૂપતા સિદ્ધ કરી છે. એક ભાષા અને એક લિપિનો દેશની એકતાના લાભમાં આપણી પરિષદમાં સિત્તેર વર્ષ ઉપર વિચાર થયો હતો એ ધ્યાન ખેંચે એવી વાત છે. ગુજરાતી ભાષા અને સાહિત્યનો એ ઐક્યની ભાવનાની વેદિ પર ભોગ ન અપાય એમ કહી ગુજરાતી પુસ્તકો દેવનાગરી લિપિમાં છાપવાની હિમાયત બેત્રણ પ્રમુખોએ કરી છે, જેનો અમલ ' રણ-પિંગલ ', ' કહાનડદે પ્રબંધ ', ' પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય ', ' પદ્યરચનાની ઐતિહાસિક આલોચના ', ' બૃહત્ પિંગલ ' જેવાં પુસ્તકોનાં દેવનાગરી મુદ્રણથી થયો છે. હાલ ' ભૂમિપુત્ર ' પણ વિનોબાજીના એવા આગ્રહથી એ લિપિમાં છપાય છે. પરિષદના તેરમા અધિવેશનમાં મુનશીએ ગુજરાતી તેમ દેવનાગરી લિપિની સુધારણાનો પ્રશ્ન વિચારવા માટે સૂચવ્યો હતો. પરિષદે પોતે નહિ, પણ કિશોરલાલ મશરૂવાળા, કાકા કાલેલકર અને વિનોબાએ તેમજ વડોદરા રાજ્યે નીમેલી એ અર્થેની એક સમિતિએ એ સંબધી થોડો વિચાર કરી સૂચવેલા સુધારા મુજબ છાપવાનું થોડો થોડો વખત અજમાયશ દાખલ શરૂ થયું હતું, પણ એ સુધારા હજુ સર્વમાન્ય થયા નથી. દેવનાગરી લિપિનો ઉપયોગ ભાષાઓને નજીક લાવવા આગળ વધે અને ઝડપથી લખવાની અનુકૂળતા સારુ તેની શિરોરેખા છોડી દેવાય, તો કલમ અક્ષરે અક્ષરે ઊંચક્યા વિના ત્વરિત ગતિએ લખવા જતાં એના અક્ષરો નીચે વળાંકવાળા ગુજરાતી અક્ષરો જ બની જવાના. બદલામાં એવી રાષ્ટ્રીય લિપિગત એકતાના હિતમાં ગુજરાત દેવનાગરીથી જુદા પડેલા તેના પાંચ છ અક્ષરોને દેવનાગરી બનાવવામાં આનાકાની નહિ કરે. હસ્તપ્રતો, સિક્કા, શિલાલેખો, વહી – દસ્તાવેજો વગેરેના સંગ્રહને જાળવણી માટે થયેલા સૂચનનો અમલ ગુજરાત વિદ્યાસભા, ફાર્બસ ગુજરાતી સભા, પ્રાચ્યવિદ્યા મંદિર – વડોદરા, લા. દ. ભારતવિદ્યા ઇન્સ્ટીટ્યૂટ – અમદાવાદ, સૌરાષ્ટ્ર યુનિવર્સિટી વગેરે સંસ્થાઓ અને પુણ્યવિજયજી તથા જિનવિજયજી જેવી વ્યક્તિઓ વડે ઠીક પ્રમાણમાં થયો છે. એવી સંસ્થાઓએ પોતાની પાસેની હસ્તપ્રતોની યાદીઓ પણ પુસ્તકો રૂપે છપાવી છે. લોકસાહિત્યના સંગ્રહ – સંપાદન અર્થે થયેલ સૂચન રણજિતરામ, મેઘાણી આદિ વ્યક્તિઓ વડે થયેલા તે સંબંધી કાર્યથી સંતોષાયું ગણાય. સૌરાષ્ટ્ર રાજ્યની લોકસાહિત્ય-

ની તાલીમસંસ્થા તથા ગુજરાત રાજ્યની લોકસાહિત્ય સમિતિનો પણ અત્ર ઉલ્લેખ કરી શકાય. કોશ પરત્વે ' ભગવદ્ગોમંડલ કોશ ' અને વ્યાકરણ પરત્વે હવે કેટલાંક પુસ્તકો તથા ભાષાવિજ્ઞાન અંગે થયેલ કાર્યથી તે અંગે થયેલાં સૂચનો વેળા હતી તે સ્થિતિ સુધરી હોવાનું કહી શકીએ તેમ છીએ. પદાર્થવિજ્ઞાનની ગુજરાતી પરિભાષા તૈયાર કરવાની સૂચનાથી વધુ કામ વડોદરા રાજ્ય, પોપટલાલ શાહ અને ગુજરાત યુનિવર્સિટી વડે થયું છે. સ્ત્રીઓ માટેના સાહિત્યમાં નૃસિંહાચાર્યજીના ' ભામિનીવિલાસ ' અને અમૃતલાલ પઢિયારનાં ' સ્વર્ગ 'નાં પુસ્તકો જેવું અલગ સાહિત્ય બહુ નથી લખાયું—જો કે રસોઈ ને વાનગીઓના પાકશાસ્ત્ર સંબંધી પુસ્તકો ઠીક સંખ્યામાં બહાર પડતાં રહ્યાં છે, પણ ' સ્ત્રીબોધ ' ' ગુણસુંદરી ', ' સ્ત્રીજીવન ' જેવાં માસિકો અને હવે તો ' સ્ત્રી ', ' શ્રી ' ને ' સુધા ' જેવાં સાપ્તાહિકો પ્રગટ થતાં આવ્યાં છે. બાળકો માટેના સાહિત્ય અંગે થયેલ સૂચનનો અમલ વડોદરા રાજ્ય તથા ગિજુભાઈ અને અન્ય બાળસાહિત્ય–લેખકો અને પ્રકાશકો દ્વારા થયો છે, અને હરિ ૐ આશ્રમનાં દાનથી એ દિશામાં કામ ચાલી રહ્યું બતાવી શકાય તેમ છે. ગુજરાતી દ્વારા શિક્ષણની, યુનિવર્સિટીના પદવી–પરીક્ષાઓના અભ્યાસવિષયોમાં ગુજરાતીને મળવા જોઈતા સ્થાનની, ગુજરાત અને વડોદરા માટે સ્વતંત્ર યુનિવર્સિટીઓની અને યુનિવર્સિટીશિક્ષણની બોધભાષા ગુજરાતી રાખવાની તથા તેમાં બધા વિષયોનાં પાઠ્યપુસ્તકો રચાવવાની પરિષદના એકથી વધુ પ્રમુખોએ કરેલાં સૂચનો હવે અણુપળાયાં રહ્યાં નથી. સરકારી વ્યવહાર અને વહીવટની ભાષા ગુજરાતી બનાવવાની પરિષદના બે પુરોગામી પ્રમુખોની હિમાયત પણ વર્તમાન પ્રજાકીય ગુજરાત સરકારે ગુજરાત રાજ્યની સ્થાપનાની સાથે અમલી બનાવી છે. ઉત્તમ ગ્રંથો ને તેના લેખકોની પ્રોત્સાહક કદર પરિષદે કરવાના સૂચનના અમલ પરત્વે થઈ શકેલી પ્રવૃત્તિમાં ગળિયારા પારિતોષિકો, રણજિતરામ સુવર્ણચંદ્રક, નર્મદચંદ્રક, મહિડા પારિતોષિક, ન્હાનાલાલ પારિતોષિક, ઉમા–સ્નેહરશ્મિ પારિતોષિક અને હરિ ૐ આશ્રમના દાનથી પરિષદ દ્વારા હાલ અપાતાં શ્રી અરવિંદ સુવર્ણ ચંદ્રક અને નિવેદિતા પારિતોષિકોને હવે ગણાવી શકાય તેમ છે. રાજ્ય સરકાર પણ પ્રતિવર્ષ ઉત્તમ પુસ્તકોને ઇનામ આપે છે.

આવું ઘણું પરિષદ બહાર વ્યક્તિઓ, સંસ્થાઓ અને રાજ્ય સરકાર દ્વારા થયું છે. પરિષદપ્રમુખોનાં સૂચનો પરિષદના મંચ પરથી થયેલાં, પણ તેમાં અને પરિષદે અવારનવાર કરેલા ઠરાવોમાં સમસ્ત ગુજરાતની પ્રજાની

જરૂરતો અને આકાંક્ષાઓ જ વ્યકત થતાં હતાં, એટલે પ્રજા સમસ્તનો પુરુષાર્થ તેમાં પ્રવૃત્ત થાય એ સ્વાભાવિક હતું. પરિષદે પોતે પણ પોતાનાથી અમલ કરી શકાય તેવાં સૂચનોનો અમલ કર્યો છે. પરિષદે થોડાક અનુવાદ કરાવ્યા છે અને પ્રકાશનપ્રવૃત્તિ ભલે મર્યાદિત પ્રમાણમાં પણ કરી છે. તેના મુખપત્ર તરીકે માસિક અને અર્ધવાર્ષિક પત્રિકા કાઢવાનાં બે પ્રમુખોએ કરેલાં સૂચન થોડા સમય મુંબઈના તેના ભારતીય વિદ્યાભવન ખાતેના કાર્યાલયથી પ્રગટ થયેલ 'પરિષદપત્રિકા'થી તથા હવે તેના અમદાવાદના કાર્યાલયથી પ્રગટ થતા 'પરબ'થી સંતોષવાનો પ્રયાસ તેણે કર્યો છે. બૃહદ્ ગુજરાત સાથે સંપર્ક રાખવા-વધારવાના સૂચનનો પરિષદનાં અધિવેશનો કરાંચી, કલકત્તા, દિલ્હી, ને મદ્રાસ ભરીને તેણે અમલ કર્યો છે. પરિષદ પારસી, મુસ્લિમ અને ખ્રિસ્તી ગુજરાતીભાષી કોમોના લેખકોના સાહિત્ય પર કુમળી નજર નાખતી રહી તેમનો સાથસહકાર સાધતી રહે એવી સૂચના સાથે ઘણા પુરોગામી પ્રમુખોએ એમના સાહિત્યની નોંધ પણ સહૃદયતાપૂર્વક લીધી છે અને પરિષદે કવિશ્રી ખબરદારને એક અધિવેશનના પ્રમુખ ચૂંટીને તેમની સાહિત્યસેવાની કદર કરી છે. એવી બિન-હિંદુ કોમોના લેખકોની ઉત્તમ કૃતિને પારિતોષિકથી નવાજવાની કાકા કાલેલકર પ્રેરિત યોજનાનો તે અમલ પણ કરી રહી છે. દેશની બીજી ભાષાઓની આ પ્રકારની પરિષદો સાથે સંપર્ક-સહયોગ રાખવાના એક પ્રમુખના સૂચનનો એવો ને પૂરો અમલ તેનાથી થઈ શકયો નથી, તેમ છતાં આપણી પરિષદે પોતે ગુજરાત બહાર જાય ત્યાં એ પ્રદેશની ભાષાના સાહિત્યકારોને બોલવા નિમંત્રવાનું શરૂ કર્યું છે તેમાં પેલા સૂચન પાછળની ભાવનાનો સ્વીકાર જોઈ શકાય. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી ભાષાવાર રાજ્ય-રચનાની વિચારણા શરૂ થવાની હવામાં આણુ, ડુંગરપુર-વાંસવાડા, ડાંગ અને કોકણપટ્ટીના ઉત્તર વિભાગને લગતી મુંબઈ સુધીના ગુજરાતીભાષી પ્રદેશની સીમા અકબંધ રાખવાની માગણી કરવાનું સૂચન પરિષદના ૧૮ મા અધિવેશન વેળા પ્રમુખીય વ્યાખ્યાનમાં થયું હતું. તેનો નિકાલ પ્રવર્તમાન રાજકારણે કરી નાખ્યો હોઈ, હવે મુંબઈ અને કલ્યાણમાં અધિવેશન ભરવા સિવાય અને ઇચ્છા થાય તો ગુજરાતની હદમાંના દીવ, દમણ-દાદરા-નગર હવેલીના જૂના પોર્ચ્યુગીઝ વિસ્તારોને ગુજરાત રાજ્યમાં સમાવી દેવાની માગણી પોતે કરવા અથવા રાજ્ય સરકાર તે કરતી હોય તો તેને સમર્થન-ટેકો આપવા સિવાય પરિષદને કાંઈ કરવાનું રહેતું નથી.

હવે પરિષદ પોતાના મકાનવાળી અને પ્રજાકીય તેમ રાજ્યની સહાયથી

આર્થિક રીતે સદ્ધર સંસ્થા બનવાની સ્થિતિએ પહોંચવા આવી છે ત્યારે તે સક્રિય બની ઘણાં કાર્યો હાથ ધરી પોતાનો પ્રવૃત્તિવિસ્તાર કરી શકે એમ છે. આ બાબતમાં સ્પષ્ટ રીતે સમજી લેવાની વાત નવમા અધિવેશનના પ્રમુખ આચાર્ય આનંદશંકર ધ્રુવે સુંદર ભાષામાં મૂકી આપી છે. તેમણે કહ્યું છે :

> 'મનુષ્ય જીવે છે – સુંદરતાથી જીવે છે – તે માત્ર અનાજ ખાઈને જ નહિ; પણ સુંદર વૃક્ષો ઉપરથી લચતાં ફળ ખાઇને પણ... આ રીતે સાહિત્યસૃષ્ટિના બે ભાગ પડે છે : એક અનાજ અને એક ફળ, એક યાંત્રિક યોજના યાને સંસ્થાઓ દ્વારા ઉત્પન્ન થતો જ્ઞાનરાશિ, અને બીજો નૈસર્ગિક રીતે કવિપ્રતિભાના કલ્પતરુ ઉપર ફળરૂપે જામતો રસપ્રવાહ. આ બેમાંથી રસપ્રવાહ ઉત્પન્ન કરવામાં પરિષદ બહુ ન કરી શકે, અને એ ન કરી શકે એમાં એની હીનતા પણ નથી, કારણ કે એ કાર્ય એના ઉદ્દેશમાં હોઈ જ ન શકે. એનું વિશેપ કાર્ય જ્ઞાનરાશિ ઉપજાવવાનું છે – જો કે જ્ઞાન અને રસ વચ્ચે જેટલો સંબંધ છે, તેટલા પૂરતી જ્ઞાનની કરેલી સેવા રસને પણ ઉપકારક થાય છે... પરિષદ પણ કુશળ બાગવાનનું કામ કરે તો કવિપ્રતિભાનાં ફળને પણ તેવાં જ બનાવી શકે...'*

'તેવાં જ' એટલે એમણે આગળ વચમાં કહ્યું છે તેમ 'વધારે રસીલાં અને સુંદર.' વાત સાચી છે. ઉત્તમ સાહિત્યકૃતિઓ કોઈની સરજાવી સરજાતી હોતી નથી. પ્રભુદત્ત પ્રતિભા જ એની જનની હોય છે. આધિદૈવિક પરિભાષામાં બોલવું હોય તો વિશ્વવ્યાપ્ત વિશ્વસંચાલક ચિતિ શક્તિના સ્ફુરણરૂપ સર્જકની ચેતનાનો એ સ્પંદ હોય છે. એને કોઇ બાહ્ય ભૌતિક સાનુકૂળતાઓ કે કોઈ સંસ્થા કે સમુદાયના અવલંબન કે પ્રોત્સાહનની જરૂર હોતી નથી. પણ પ્રતિભાનેય વ્યુત્પત્તિનો સાથ ઇપ્ટ અને જરૂરી ગણાયો છે. શબ્દકોશ, છંદશાસ્ત્ર, સાહિત્યશાસ્ત્ર, વ્યાકરણ, પુરોગામીઓનો વારસો, સર્જાતું સાહિત્ય, આ બધાનો ખપ એમને ય પડે. અભ્યાસીઓને માટે તો એ ઉપયોગી ઉપકરણો છે જ. પરિષદ ઉભય વર્ગને એવી સંદર્ભસામગ્રી પૂરી પાડવાની સેવા બજાવી શકે. સર્જનમાં મોટા પાયાનું આયોજન શક્ય નહિ, પણ આમાં પંચવર્ષી યોજનાઓ જેવું આયોજન અવશ્ય થઈ શકે.

---

* 'પરિષદ પ્રમુખોનાં ભાષણો'–ભાગ ૧, પૃ. ૩૭૪–૭૫.

પરિષદ મકાન સાથે પુસ્તકાલય માટે પણ રાજ્યની મદદ મળી છે, એટલે મુંબઈ ખાતેના મરાઠી ગ્રંથ–સંગ્રહાલય જેવું સમૃદ્ધ અને ગુજરાતી ભાષામાં લખાયેલ એકેએક પુસ્તકને સંઘરતું પુસ્તકાલય ઝપાટાબંધ ઊભું કરવાનું આરંભે, એ એનું પહેલું કર્તવ્ય બનવું જોઈશે. એવી જ રાજ્ય-સહાય સાહિત્યકોશ માટે મળી હોઈ તે અંગેની કામગીરી પણ પરિષદે સત્વર ઉપાડવી રહી છે. એ પછી શબ્દકોષ આવે. એની અગત્ય પરિષદના ઘણા પ્રમુખોએ બતાવ્યાં કરી છે. ‘ સાર્થ જોડણીકોષ ’ અને ‘ ભગવદ્-ગોમંડલ કોષ ’ પછી પણ ગુજરાતી ભાષાના મધ્યકાલીન, વર્તમાન, શિષ્ટ, પ્રાદેશિક લોકબોલીના, જુદા જુદા ધંધાના કારીગરોની ‘ પારસી ’ના એમ બધા પ્રકારના એકેએક શબ્દને સમાવતા ઐતિહાસિક તેમજ વૈજ્ઞાનિક કે શાસ્ત્રીય પદ્ધતિએ રચાયેલા અને શબ્દોનાં શુદ્ધ ઉચ્ચાર, જોડણી, બની શકે ત્યાં વ્યુત્પત્તિ, અર્થ અને લાક્ષણિક પ્રયોગ બતાવતા બૃહદ્ શબ્દકોષની જરૂર ઊભી જ રહે છે. તે પૂરી કરવાનું કર્તવ્ય પણ પરિષદને શિરે રહે છે. પિંગલની આવશ્યકતા દલપતરામ, રણછોડભાઈ, કેશવલાલ ધ્રુવ અને રામનારાયણ પાઠકે સંતોષી લીધી હોઈ તત્કાળ એ સંબંધમાં કંઈ કરવા જેવું રહ્યું નથી એમ કહીએ તો ચાલે. ગુજરાતી ભાષાના રૂઢિપ્રયોગો તથા કહેવતોના સંગ્રહો શોખીન અભ્યાસીઓએ અગાઉ પ્રસિદ્ધ કરાવ્યા છે, પણ તેમાં નોંધાવી રહી ગયેલ સામગ્રીના ઉમેરા સાથે એ બંનેના અદ્યયાવત સંપૂર્ણ સંગ્રહોનું પ્રકાશન પણ આપણી જરૂરતમાં આવે. માનવવિદ્યાઓ તથા વિજ્ઞાનની બધી શાખાઓના પારિભાષિક શબ્દોના યથાર્થ ગુજરાતી પર્યાયોના બે સંપૂર્ણ કોષ એ દિશામાં થયેલાં વ્યક્તિઓ અને યુનિવર્સિટી જેવી સંસ્થાઓનાં કામનો લાભ લઈને ઘટતા પુનર્વિચાર અને ઉમેરા સાથે તૈયાર કરી પ્રસિધ્ધ કરવાનું પણ પરિષદ માથે લઈ શકે. વિદેહ પૂ. મોટાની પ્રેરણા ને સહાયથી શરૂ થયેલું અને થોડેક સુધી આવેલું વિશ્વકોશ કે જ્ઞાનકોશનું કાર્ય ગુજરાત યુનિવર્સિટી પૂરું કરી ન શકે તો એ પરિષદે પોતે ઉપાડી લેવા જેવી એક મોટી કામગીરી ગણાય. ચરિત્રકોશ પણ ક્યારેક કરવા જેવું કામ છે.

આવા સંદર્ભગ્રંથો ઉપરાંત પરિષદ કરી શકે કે તેણે કરવાં જ જોઈએ એવાં કામોની યાદી હજી લંબાવી શકાય તેમ છે. અક્ષરમેળ સંસ્કૃત વૃત્તો, માત્રામેળ છંદો, મધ્યકાલીન આખ્યાનો, પદો, ભજનો, લોકગીતો, લગ્નગીતો, વગેરેનાં ગાનનાં શુદ્ધ સ્વરૂપને તેનાં અસલી ગાનારાંના કંઠેથી તે પેઢી

વિલુપ્ત થઈ જાય તે પહેલાં અવાજ–પટ્ટી ( Tape ) પર ઉતરાવી લઈ તેનો વ્યવસ્થિત સંગ્રહ કરવાનું પરિષદ કરી શકે, તેણે કરવું જોઈએ. કેટલીક પ્રશિષ્ટ કાવ્યરચનાઓના શકય હોય ત્યાં તેમના કવિઓને કંઠે પઠન કે ગાનનો એમાં સમાવેશ કરી શકાય. એવી જ રીતે પ્રશિષ્ટ પ્રસિધ્ધ સાહિત્ય-કારોના અવાજનો પણ. જોડણી અને અનુસ્વારના સાચા પ્રયોગ અંગેના વર્ગો તે ચલાવી શકે. વેપારીઓ ને કંપનીઓનાં તેમ નગરોની શેરીઓ ને માર્ગોનાં નામની સાચી જોડણી બતાવવાની કે સુધારી આપવાની સેવા તે ઉપાડી શકે. રંગભૂમિના મંચ કે ' આકાશવાણી 'ના માઈક પરથી બોલાતી ગુજરાતી ભાષાની ઉચ્ચારશુદ્ધિ તેના પર જાગૃત ચોકી રાખીને તે કરાવી શકે. નોંધપાત્ર સાહિત્યકારોની જયન્તીઓ તે ઊજવે અને પોતાની અંગ-ભૂત કે સહયોગી સાહિત્યસભાઓ કે મંડળો દ્વારા ઉજવાવી શકે. કવિ-સંમેલનો, સંગોષ્ઠિઓ કે પરિસંવાદો, વ્યાખ્યાનો, પ્રદર્શનો વગેરે પણ તે યોજતી રહે. બને તો પરિષદના એક ભૂતપૂર્વ પ્રમુખ કાકા કાલેલકરની સૂચનાને અનુસરી જાહેર પ્રકાશન મંડળ પણ તે ઊભું કરી લેખકોને તેમનાં પુસ્તક તેમને વધુ લાભ મળે એ રીતે છાપી આપવાની સુવિધા જન્માવી શકે. વરસભરનાં પુસ્તકોની સમીક્ષાનું કાર્ય ગુજરાત સાહિત્ય સભા પાસેથી તે માગી લઈ તેની વ્યવસ્થા કરી શકે. શાળા – કોલેજોનાં ગુજરાતી વિષયનાં પાઠ્ય પુસ્તકો ઉપર સાહિત્યદૃષ્ટિએ અને અન્ય વિષયોનાં ગુજરાતીમાં લખાતાં પાઠ્ય પુસ્તકોની ઉપર ભાષાદૃષ્ટિએ, તેમજ પ્રૌઢ શિક્ષણ માટે પ્રયોજાતાં પુસ્તકો ઉપર ભાષાની તેમ શિક્ષણની દૃષ્ટિએ નજર રાખી રચનાત્મક સુધારા તે સૂચવી શકે. કામ કરતાં થવાયું તો આવું ઘણું સૂઝી રહેવાનું.

પરિષદે તેના કાયાકલ્પ, અમૃત મહોત્સવ અને રાજ્યની સહાય, મકાન, વગેરેની સગવડ પછી આવા કાર્યને મુખ્ય અને અધિવેશનો તથા જ્ઞાનસત્રો ભરવાના કાર્યને તેની પછીની અગત્યનું ગણવાનો સમય આવી ગયો છે. એ કામગીરી નાનીસૂની નથી. મોટાં કામ રાજ્યાશ્રય વિના થઈ શકે નહિ એવો આ સમય છે. જૂના કાળમાં રાજાઓ, અમીર–ઉમરાવો કે ગૃહસ્થો કવિઓ, પંડિતો કે ભાટચારણોને વ્યકિતગત રીતે પોષતા કે બિરદાવતા. એ પછી કલા અને સાહિત્ય લોકાશ્રયી બન્યું છે. આજની રાજ્ય સરકારો એ ભલે ચૂંટણીમાં જીતેલા ગમે તે વધુમતી પક્ષની પણ પ્રજાકીય સરકારો જ હશે. એના તરફથી મળતો રાજ્યાશ્રય તત્ત્વમાં લોકાશ્રય જ ગણાય. પ્રદેશનાં

ભાષા, સાહિત્ય, કલા વગેરે ખિલવવાનું પોતાનું કર્તવ્ય જ રાજ્ય સરકાર પરિષદ જેવી સાંસ્કૃતિક સંસ્થાને આર્થિક સહાય કરીને અદા કરે છે. પરિષદ એણે કરવાનું કામ પોતે કરી આપે છે એ ભાવથી ગૌરવથી પોતાની પ્રવૃત્તિ ચલાવશે. રાજ્યાશ્રયથી કશી નામના કે ઓશિયાળાપણું અનુભવવાનું છે નહિ. પરિષદ મુનશી, કાકાસાહેબ અને 'સુંદરમ્'ની અપેક્ષાને સંતોષતું સ્વરૂપ સિદ્ધ કરી શકે તે માટે કરવાના પુરુષાર્થમાં સાહિત્યસર્જકો, વિવેચકો, ગુજરાતી ભાષા–સાહિત્યના શિક્ષકો ને અધ્યાપકો–સૌનો પૂર્ણ સહકાર અપેક્ષિત છે. કાકાસાહેબ કાલેલકરે પુસ્તકાલયો ગ્રંથપાલો અને પોસ્ટ માસ્તરોને ય શિક્ષકો ભેગા પરિષદે પોતાની સાહિત્ય-સંસ્કાર–સેવામાં જોડવાની હિમાયત કરી હતી, અને સાત દાયકા પહેલાં કેશવલાલ ધ્રુવે તો 'જેમને અક્ષરજ્ઞાન છે તેઓ સારું સાહિત્ય વાંચે' એમ કહી વાચકવર્ગનો સહકાર પણ માગ્યો હતો, તે પણ અત્ર યાદ આવે. સાહિત્ય-સર્જકો પરિષદ પોતાને કંઈ કામની નહિ એમ માની એના પ્રત્યે ઉદાસીનતા સેવી એનાથી અળગા રહી નાનકડાં જૂથ કે વાડા જમાવી તેમાં પુરાઇ ન રહે, પણ મુનશીની અપેક્ષા મુજબ 'આદર્શો અને પદ્ધતિની આપ લે' તથા 'સુંદરમ્'ની અપેક્ષા મુજબ 'સંવાદ અને માધુર્યની, સત્ય અને સૌંદર્યની આરાધના' અર્થે પરિષદના મંચ ઉપર એકઠા થઇ હળેમળે એ પણ એટલું જ ઈષ્ટ છે. આપણું સાહિત્યમંદિર રચવાના મહા–ઉદ્યોગમાં સાહિત્યના સૌ 'સત્સંગીઓ'નો સહકાર માગતા પરિષદના બીજા અધિવેશનના પ્રમુખ કેશવલાલ ધ્રુવના પ્રમુખીય વ્યાખ્યાનનાં છેલ્લાં પાંચ પાનાં તથા અંતના પ્રેરણાદાયી અને કર્તવ્યપ્રેરક શબ્દો અત્યારે પણ એવા જ સમયોચિત ગણાશે.

૨

આ અવસરે આ પંચોતેર વર્ષના પરિષદના આયુષ્યકાળમાં ગુજરાતી સાહિત્યે સાધેલી પ્રગતિ પર વિહંગદૃષ્ટિ નાખી જવી પ્રસ્તુત ગણાય. આપણી પરિષદ અને ઈશુનું આ વીસમું શતક સમવયસ્ક. પૂરા થયેલા ગયા શતકનો ઉત્તરાર્ધ દેશ માટે તેમ ગુજરાત માટે મધ્યકાલીનતામાંથી અર્વાચીનતામાં પ્રવેશનો કાળ હતો. આપણા 'અચલાયતન'ના દરવાજા ઊઘડી જઈ તેમાં પુરુષાર્થધર્મી પશ્ચિમની નવી વાયુલહર ફુંકાતાં શાળાઓ, પુસ્તકાલયો, સભા–મંડળીઓ, તાર–ટપાલ, રેલવે, રંગભૂમિ, વર્તમાનપત્રો, માસિકો, છાપખાનાં, યુનિવર્સિટી અને કોલેજો, વેપાર–ઉદ્યોગ એ બધાથી વાતાવરણ

ધમધમતું થઇ ગયું હતું. દેશની જાણે કાયાપલટ થઈ રહી હતી, પ્રજામાં નવો પ્રાણસંચાર થવા લાગ્યો હતો. લોકોનો ભૌતિક ઉત્કર્ષ માટેનો રસ અને પુરુષાર્થ વધ્યા હતા. શાસ્ત્ર અને લોકાચારની પકડમાંથી નીકળી ભણેલો વર્ગ ધાર્મિક અને સામાજિક આચારના શોધન અને સંસ્કરણ તરફ વળ્યો હતો. પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, થિયોસોફિકલ સોસાયટી, રાષ્ટ્રીય મહાસભા નવજાગૃતિનાં વાહક અને પોષક બન્યાં હતાં. આપણા સાહિત્યે જૂની પરંપરા છોડી પદ્ય તથા ગદ્યનાં પશ્ચિમી સાહિત્યસ્વરૂપો અપનાવ્યાં અને ભક્તિ–વૈરાગ્યનું વળગણ છોડી ઇશ્વરને સ્થાને માનવીને પોતાનો કવનવિષય બનાવ્યો હતો. શરૂઆતમાં તો સાહિત્ય લોકશિક્ષણનું જ વાહન બની રહ્યું, પણ યુનિવર્સિટીના પદવીધરોના ફાલનો સાહિત્યક્ષેત્રમાં પ્રવેશ થતાં પ્રણય, પ્રકૃતિસૌંદર્ય વગેરે જેવા મનુષ્ય–સામાન્યની આનંદાનુભૂતિના વિષયોના ગાનનો તેનો સનાતન ધર્મ પણ તે પાળતું થયું હતું. છેલ્લા બે દાયકામાં દલપત–નર્મદના સમયના મુગ્ધ ઉત્સાહને સ્થાને વિચારણામાં તેમ સાહિત્યમાં સ્વસ્થતા, પાંડિત્ય, ઊંડાણ અને શિષ્ટતાનો પ્રવેશ થયો હતો. યુનિવર્સિટી–શિક્ષણની અસર એ રીતે સાહિત્યમાં થવા માંડી કે અંગ્રેજી કવિતાએ સાહિત્યકારોમાં કૌતુકરાગી વૃત્તિ પ્રગટાવી, ફારસીના અભ્યાસે થોડીક મસ્તી શીખવી અને સંસ્કૃતના અભ્યાસે એમને સૌષ્ઠવ અને સંયમનો આદર એમની પાસે કરાવ્યો. પરિણામે કૌતુકરાગ અને સૌષ્ઠવપ્રિયતાનું પ્રમાણસરનું સંમિશ્રણ પંડિતયુગના સાહિત્યસર્જકોમાં જોવા મળે છે. ગુજરાતી ગદ્ય અંગ્રેજી તથા સંસ્કૃતની સહાયથી વિકસવા માંડયું હતું. દલપત–નર્મદની કવિતા પછી ભોળાનાથ, ભીમરાવ, નરસિંહરાવ, બાળાશંકર, મણિલાલ, હરિલાલ, ‘ કાન્ત, ’ ‘ કલાપી ’ ની કવિતા, ‘ કરણઘેલો ’, ‘ સરસ્વતીચંદ્ર ’, ‘ ગુલાબસિંહ ’, ‘ ભદ્રંભદ્ર ’ જેવી નવલકથાઓ, ‘ વીરમતી ’ અને ‘ કાન્તા ’ જેવાં નાટક, નર્મદ અને નવલરામનાં અનુક્રમે નવલરામ અને ગોવર્ધનરામે લખેલાં જીવનચરિત્ર, અને નર્મદ, નવલરામ, મનસુખરામ, મણિલાલ, જેવાના નિબંધો : ગયા શતકના ઉત્તરાર્ધની આવી સાહિત્યકમાણી ઓછી ન હતી.

આટલી શિલક સાથે નવા ચાલુ શતકના પહેલા જ વર્ષે ગુજરાતી અને ભારતીય સાહિત્યની મહાન કૃતિ ‘ સરસ્વતીચંદ્ર ’ ના ચોથા અને છેલ્લા ભાગ સાથે ખાતું ખોલાવ્યું. એમાં એના સ્વદેશવત્સલ કવિ–પંડિત લેખક ગોવર્ધનરામે એ કથાનાં નાયક–નાયિકાનું છેવટે શું થાય છે એ વિશે લોકોની જિજ્ઞાસાને જવાબ આપ્યો, અને સ્નેહલગ્ન તથા વિધવા–

ભાષા, સાહિત્ય, કલા વગેરે ખિલવવાનું પોતાનું કર્તવ્ય જ રાજ્ય સરકાર પરિષદ જેવી સાંસ્કૃતિક સંસ્થાને આર્થિક સહાય કરીને બજાવે છે. પરિષદ એણે કરવાનું કામ પોતે કરી આપે છે એ ભાવથી ગૌરવથી પોતાની પ્રવૃત્તિ ચલાવશે. રાજ્યાશ્રયથી કશી નામના કે ઓશિયાળાપણું અનુભવવાનું છે નહિ. પરિષદ મુનશી, કાકાસાહેબ અને 'સુંદરમ્'ની અપેક્ષાને સંતોષતું સ્વરૂપ સિદ્ધ કરી શકે તે માટે કરવાના પુરુષાર્થમાં સાહિત્યસર્જકો, વિવેચકો, ગુજરાતી ભાષા–સાહિત્યના શિક્ષકો ને અધ્યાપકો–સૌનો પૂર્ણ સહકાર અપેક્ષિત છે. કાકાસાહેબ કાલેલકરે પુસ્તકાલયો ગ્રંથપાલો અને પોસ્ટ માસ્તરોને ય શિક્ષકો ભેગા પરિષદે પોતાની સાહિત્ય-સંસ્કાર–સેવામાં જોડવાની હિમાયત કરી હતી, અને સાત દાયકા પહેલાં કેશવલાલ ધ્રુવે તો 'જેમને અક્ષરજ્ઞાન છે તેઓ સારું સાહિત્ય વાંચે' એમ કહી વાચકવર્ગનો સહકાર પણ માગ્યો હતો, તે પણ અત્ર યાદ આવે. સાહિત્ય-સર્જકો પરિષદ પોતાને કંઈ કામની નહિ એમ માની એના પ્રત્યે ઉદાસીનતા સેવી એનાથી અળગા રહી નાનકડાં જૂથ કે વાડા જમાવી તેમાં પુરાઈ ન રહે, પણ મુનશીની અપેક્ષા મુજબ 'આદર્શો અને પદ્ધતિની આપ લે' તથા 'સુંદરમ્'ની અપેક્ષા મુજબ 'સંવાદ અને માધુર્યની, સત્ય અને સૌંદર્યની આરાધના' અર્થે પરિષદના મંચ ઉપર એકઠા થઈ હળેમળે એ પણ એટલું જ ઈષ્ટ છે. આપણું સાહિત્યમંદિર રચવાના મહા–ઉદ્યોગમાં સાહિત્યના સૌ 'સત્સંગીઓ'નો સહકાર માગતા પરિષદના બીજા અધિવેશનના પ્રમુખ કેશવલાલ ધ્રુવના પ્રમુખીય વ્યાખ્યાનનાં છેલ્લાં પાંચ પાનાં તથા અંતના પ્રેરણાદાયી અને કર્તવ્યપ્રેરક શબ્દો અત્યારે પણ એવા જ સમયોચિત ગણાશે.

## ૨

આ અવસરે આ પંચોતેર વર્ષના પરિષદના આયુષ્યકાળમાં ગુજરાતી સાહિત્યે સાધેલી પ્રગતિ પર વિહંગદૃષ્ટિ નાખી જવી પ્રસ્તુત ગણાય. આપણી પરિષદ અને ઈશુનું આ વીસમું શતક સમવયસ્ક. પૂરા થયેલા ગયા શતકનો ઉત્તરાર્ધ દેશ માટે તેમ ગુજરાત માટે મધ્યકાલીનતામાંથી અર્વાચીનતામાં પ્રવેશનો કાળ હતો. આપણા 'અચલાયતન'ના દરવાજા ઉઘડી જઈ તેમાં પુરુષાર્થધર્મી પશ્ચિમની નવી વાયુલહર ફૂંકાતાં શાળાઓ, પુસ્તકાલયો, સભા–મંડળીઓ, તાર–ટપાલ, રેલવે, રંગભૂમિ, વર્તમાનપત્રો, માસિકો, છાપખાનાં, યુનિવર્સિટી અને કોલેજો, વેપાર–ઉદ્યોગ એ બધાથી વાતાવરણ

ધમધમતું થઇ ગયું હતું. દેશની જાણે કાયાપલટ થઈ રહી હતી, પ્રજામાં નવો પ્રાણસંચાર થવા લાગ્યો હતો. લોકોનો ભૌતિક ઉત્કર્ષ માટેનો રસ અને પુરુષાર્થ વધ્યા હતા. શાસ્ત્ર અને લોકાચારની પકડમાંથી નીકળી ભણેલો વર્ગ ધાર્મિક અને સામાજિક આચારના શોધન અને સંસ્કરણ તરફ વળ્યો હતો. પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, થિયોસોફિકલ સોસાયટી, રાષ્ટ્રીય મહાસભા નવજાગૃતિનાં વાહક અને પોષક બન્યાં હતાં. આપણા સાહિત્યે જૂની પરંપરા છોડી પદ્ય તથા ગદ્યનાં પશ્ચિમી સાહિત્યસ્વરૂપો અપનાવ્યાં અને ભક્તિ–વૈરાગ્યનું વળગણ છોડી ઇશ્વરને સ્થાને માનવીને પોતાનો કવનવિષય બનાવ્યો હતો. શરૂઆતમાં તો સાહિત્ય લોકશિક્ષણનું જ વાહન બની રહ્યું, પણ યુનિવર્સિટીના પદવીધરોના ફાલનો સાહિત્યક્ષેત્રમાં પ્રવેશ થતાં પ્રણય, પ્રકૃતિસૌંદર્ય વગેરે જેવા મનુષ્ય–સામાન્યની આનંદાનુભૂતિના વિષયોના ગાનનો તેનો સનાતન ધર્મ પણ તે પાળતું થયું હતું. છેલ્લા બે દાયકામાં દલપત–નર્મદના સમયના મુગ્ધ ઉત્સાહને સ્થાને વિચારણામાં તેમ સાહિત્યમાં સ્વસ્થતા, પાંડિત્ય, ઊંડાણ અને શિષ્ટતાનો પ્રવેશ થયો હતો. યુનિવર્સિટી–શિક્ષણની અસર એ રીતે સાહિત્યમાં થવા માંડી કે અંગ્રેજી કવિતાએ સાહિત્યકારોમાં કૌતુકરાગી વૃત્તિ પ્રગટાવી, ફારસીના અભ્યાસે થોડીક મસ્તી શીખવી અને સંસ્કૃતના અભ્યાસે એમને સૌષ્ઠવ અને સંયમનો આદર એમની પાસે કરાવ્યો. પરિણામે કૌતુકરાગ અને સૌષ્ઠવપ્રિયતાનું પ્રમાણસરનું સંમિશ્રણ પંડિતયુગના સાહિત્યસર્જકોમાં જોવા મળે છે. ગુજરાતી ગદ્ય અંગ્રેજી તથા સંસ્કૃતની સહાયથી વિકસવા માંડયું હતું. દલપત–નર્મદની કવિતા પછી ભોળાનાથ, ભીમરાવ, નરસિંહરાવ, બાળાશંકર, મણિલાલ, હરિલાલ, ‘ કાન્ત, ’ ‘ કલાપી ’ ની કવિતા, ‘ કરણઘેલો ’, ‘ સરસ્વતીચંદ્ર ’, ‘ ગુલાબસિંહ ’, ‘ ભદ્રંભદ્ર ’ જેવી નવલકથાઓ, ‘ વીરમતી ’ અને ‘ કાન્તા ’ જેવાં નાટક, નર્મદ અને નવલરામનાં અનુક્રમે નવલરામ અને ગોવર્ધનરામે લખેલાં જીવનચરિત્ર, અને નર્મદ, નવલરામ, મનસુખરામ, મણિલાલ, જેવાના નિબંધો : ગયા શતકના ઉત્તરાર્ધની આવી સાહિત્યકમાણી ઓછી ન હતી.

આટલી શિલક સાથે નવા ચાલુ શતકના પહેલા જ વર્ષે ગુજરાતી અને ભારતીય સાહિત્યની મહાન કૃતિ ‘ સરસ્વતીચંદ્ર ’ ના ચોથા અને છેલ્લા ભાગ સાથે ખાતું ખોલાવ્યું. એમાં એના સ્વદેશવત્સલ કવિ–પંડિત લેખક ગોવર્ધનરામે એ કથાનાં નાયક–નાયિકાનું છેવટે શું થાય છે એ વિશે લોકોની જિજ્ઞાસાને જવાબ આપ્યો, અને સ્નેહલગ્ન તથા વિધવા–

પુનર્લગ્નમાં પોતાની બૌદ્ધિક અને હૃદયગત સંમતિ બતાવવા છતાં સુધારકોને આઘાત આપી નાયક–નાયિકાનાં વ્યક્તિગત સુખ કરતાં દેશસેવાને મહત્ત્વની ઠરાવી પૂર્વ–પશ્ચિમના સંઘટ્ટને જન્માવેલા સંક્રાન્તિકાળમાં દેશના ઉત્કર્ષ અને કલ્યાણનો માર્ગ દાખવ્યો છે. ચિંતનાત્મક ગુજરાતી વાઙ્મયના ભૂષણરૂપ 'સાક્ષરજીવન', 'અધ્યાત્મજીવન', 'લીલાવતી–જીવનકલા', 'દયારામનો અક્ષરદેહ' અને Classical Poets of Gujarat જેવી એમની કૃતિઓ પણ એ પછી તરતમાં મળી. પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદનું પ્રમુખસ્થાન શોભાવી તે પછી બે વર્ષમાં ગોવર્ધનરામ વિદાય થયા તે દશકામાં એમના 'સરસ્વતીચંદ્ર' ની લોકપ્રિયતામાં ભાગ પડાવનાર બે કવિની કવિતા ગુજરાતને મળી : સ્વ. 'કલાપી'ની અને 'કવીશ્વર' પ્રશસ્તિશબ્દને તેમના પિતા કરતાં વધુ પાત્ર કવિ ન્હાનાલાલની. ન્હાનાલાલનાં 'કેટલાંક કાવ્યો' ના બે ભાગ, 'વસંતોત્સવ', 'ઈન્દ્રકુમાર'–અંક ૧, 'ન્હાના ન્હાના રાસ'–ભાગ ૧ અને 'ભગવદ્‌ગીતા'નો સમશ્લોકી અનુવાદ ૧૯૦૩–૧૦ના ગાળામાં ગુજરાતને મળ્યા. ન્હાનાલાલ સ્વદેશવત્સલતા, આર્યસંસ્કૃતિની ભક્તિ, આસ્તિકતા અને પૂર્વ–પશ્ચિમના સમન્વયની બાબતમાં ગોવર્ધનરામના અનુજ કે વારસ કે કવિ–પ્રતિનિધિ જેવા હોઈ ગોવર્ધનરામની વિદાય પછી તેમના સંદેશને ગુજરાતમાં એમની કવિ-વાણીમાં પડઘાવતા રહ્યા.

એ પછી બીજા દશકાને 'જયા–જયન્ત,' 'રાઈનો પર્વત', 'સ્મરણસંહિતા' અને 'ભણકાર' જેવી વિશિષ્ટ કૃતિઓ સાથે વાર્તાઓ તથા સામાજિક 'વેરની વસૂલાત' અને ઐતિહાસિક 'પાટણની પ્રભુતા' એમ બે નવલકથાઓ દ્વારા કનૈયાલાલ મુનશીનો ગુજરાતી સાહિત્યાકાશમાં તેજસ્વી ઉદય સાહિત્યદૃષ્ટિએ નોંધપાત્ર ઠરાવે છે. એટલું જ નોંધપાત્ર કહેવાય ગુજરાતમાં ગાંધીજીનું આગમન. મુનશી અને ઠાકોરે અર્વાચીન ગુજરાતી સાહિત્યને આધુનિકતા ભણી ડગલાં ભરાવ્યાં છે, અને ગાંધીજીએ જીવનલક્ષિતા ભણી. આગલા શતકમાં ઉદય પામેલી રાષ્ટ્રીય અસ્મિતા અને દેશભક્તિની ભાવનાને સક્રિય બનાવે એવા બંગભંગ, ક્રાન્તિકારી ચળવળ અને હોમરૂલના આંદોલને ગાંધીજીની સ્વરાજ્ય–લડત માટે અનુકૂળ પૂર્વભૂમિકા તૈયાર કરી હતી. ગાંધીજીનાં વિચારો તથા કાર્યોથી જે રાષ્ટ્રવ્યાપી જુવાળ પ્રજાજીવનમાં આવ્યો તેની છોળો સાહિત્યને ભીંજવ્યા વિના રહે નહિ એ દેખીતું છે. એ અસર સાથે પછીના દાયકાએ જે સાહિત્યમજલ ખેડી,

તેમાં 'ધૂમકેતુ' અને 'દ્વિરેફ' ને હાથે ટૂંકી વાર્તા કલાસિદ્ધિ પામી સાહિત્યપ્રતિષ્ઠિત બની, મુનશી, બટુભાઈ, પ્રાણજીવન પાઠક, યશવંત પંડ્યા આદિના હાથે ગુજરાતી નાટકે થંભી ગયેલી કૂચમાં આગળ કદમ ઉપાડયાં, વિજયરાયને હાથે ગુજરાતી વિવેચન ગતિશીલ બન્યું અને નવા કવિઓની બળવંતરાય ઠાકોરની કવિતા તથા કાવ્યભાવના ભણી ગતિનો આરંભ થયો. એ દાયકામાં આરંભાયેલી મેઘાણી, રમણલાલ દેસાઈ અને ચંદ્રવદન મહેતાની લેખનપ્રવૃત્તિ પછીના દાયકામાં આગળ વધી, 'સ્નેહરશ્મિ' 'સુંદરમ્' ઉમાશંકર, શ્રીધરાણી આદિ ગાંધીયુગના સત્ત્વશાળી કવિઓ આગળ આવ્યા, કવિતા જેવી સ્ફૂર્તિ બધા સર્જનાત્મક સાહિત્યપ્રકારોમાં તથા હાસ્યસાહિત્ય તેમ વિવેચનમાં જણાઈ, અને સાહિત્યમાં દલિતાનુકંપા તથા જીવનવિગ્રહનું તારસ્વરી નિરૂપણ પ્રવેશ્યાં. પછીના એટલે કે ચાલુ શતકના પાંચમા દાયકામાં તો કવિતા, વાર્તા, નવલકથા, નાટક વગેરે સાહિત્યપ્રકારોને જૂના તેમ ઘણા નવા આજના જાણીતા સર્જકોની સેવા પ્રાપ્ત થઈ છે. આપણી સ્વાતંત્ર્ય-લડત, આઝાદ હિંદ સેના બીજા વિશ્વયુદ્ધે અહીં સરજેલી અંધારપટ, રેશનિંગ, કાળાં બજાર વગેરે જેવી પરિસ્થિતિ, ૧૯૪૭ની સ્વરાજ્યપ્રાપ્તિનાં વધામણાં, તે પછી તરતમાં સર્જાયેલી કોમી ખૂનરેજી, હિજરત વગેરેનો તથા ગાંધીજીની અણધારી હત્યાનો વિષાદ કવિતા, વાર્તા, નાટકાદિમાં વ્યક્ત થયા વિના રહે નહિ એ દેખીતું છે.

આપણા અર્વાચીન સાહિત્ય પર પડેલી સંસ્કૃત, ફારસી અને અંગ્રેજી એ ત્રણ સાહિત્યની અસરમાંથી સંસ્કૃતની અક્ષરમેળ વૃત્તોના આદરમાં, ભારતીય કાવ્યમીમાંસાના અભ્યાસ અને તેના વિવેચનમાં વિનિયોગમાં, ભીમરાવ ને દોલતરામે મહાકાવ્યના કરેલા પ્રયોગોમાં તથા 'કાન્તા' 'રાઈનો પર્વત' અને 'શર્વિલક' જેવાં નાટકોમાં દેખાય છે. પણ હવે તે લુપ્ત થઈ ગણાય. ફારસી સાહિત્યે ગઝલ અને સૂફી પરિભાષા ગુજરાતી કવિઓને શીખવાડી, પણ હવે ગુજરાતી કવિઓ એવી કોઈ અસર વિના શુદ્ધ ગુજરાતી ગઝલો લખી રહ્યા છે. આમેય સંસ્કૃત અને ફારસી આપણે માટે પ્રાચીન ભાષાઓ ગણાય. અંગ્રેજી સાહિત્ય માફક અત્યારે ય વિકસતાં રહેલાં સાહિત્ય એનાં નહિ. અંગ્રેજી સાહિત્યની અસર આથી એ બેઉ કરતાં વિશેષ રહી છે, અને હજુ ચાલુ છે. ગયા શતકની ગુજરાતી કવિતા તે જ શતકની અંગ્રેજી રોમેન્ટિક કવિતાની અસર સ્પષ્ટ દેખાડે છે, અને 'કાન્તા' તથા 'રાઈનો પર્વત' જેવાં નાટકો શેક્સપિયરનાં નાટકની. ન્હાનાલાલ સુધીના

આપણા સર્જકો પર અંગ્રેજી સાહિત્યની અસર ૧૯૦૦ સુધીના વિક્ટોરિયન સાહિત્યની જ હતી. પણ ગુજરાતી સાહિત્યે એ પછી વિકસતા રહેલા અંગ્રેજી અને તેની દ્વારા પાશ્ચાત્ય સાહિત્યની પાછળ પાછળ ચાલવાનું રાખી વિકાસશીલ રહ્યું છે. મુનશી વડે આધુનિકતા ભણી પગલાં મંડાયાનું આગળ કહ્યું તે કલાની આનંદલક્ષિતા અને નિરપેક્ષતાના આગ્રહે નીતિને કલાની વિષકન્યા કહી ‘ કલા ખાતર કલા ’ ના વાદને ટેકો આપતા તેમના વલણથી, અને કલાકારના સ્વાતંત્ર્ય અને પ્રણાલિકાભંજનની તેમની હિમાયતથી. પાત્રોનાં માનવસહજ નબળાઈ–સબળાઈ સાથેનાં જીવન્ત વાસ્તવિક આલેખન પાછળ ‘ રોમેન્ટિસિઝમ ’ પછી તેના પ્રત્યાઘાતરૂપે પુરસ્કારાયેલા સ્વાભાવિકતા–વાદ ( Naturalism ) ની અસર જોઈ શકાય. ‘ કલા ખાતર કલા ’ નો વાદ ગયા શતકનાં અંતિમ વર્ષોમાં ફ્રાન્સમાંથી ઈંગ્લાંડમાં પેઠેલો. આમ આપણા સાહિત્યે ચાલુ શતકથી આધુનિકતા ભણી ગતિ આરંભી કહેવાય. બળવંતરાય ઠાકોરની ‘ ભણકાર ’ ની કવિતા નથી મૂર્તતાગ્રહી, વિચારપ્રધાન, રચનાકૌશલ અને સુશ્લિષ્ટતાની ઉપાસક કવિતા માટેની હિમાયત એમના જ્યોર્જિયન કવિઓની કવિતાના તથા ફ્રેંચ પ્રતીકવાદી કવિઓની ‘ ઈમેજિસ્ટ મેનિફેસ્ટો ’ માં વ્યક્ત થતી કાવ્યભાવનાના એમના વાચન–પરિચયનું પરિણામ લેખી શકાય તેમ છે. ‘ ધૂમકેતુ ’ અને પછીના વાર્તાકારોમાં પાશ્ચાત્ય ટૂંકી વાર્તાના પ્રસિદ્ધ સર્જકોની વાર્તાઓના તેમજ બટુભાઈ, પ્રાણજીવન પાઠક આદિનાં નાટકોમાં ઇબ્સનનાં ને યશવંત પંડયાના સંવાદોમાં ઓસ્કર વાઈલ્ડનાં નાટકોના વાચનની અસર વરતાય. એકાંકી નાટક તો પાશ્ચાત્ય એકાંકીનું જ અનુસરણ છે. વિવેચનમાં વિજયરાય વિષ્ણુપ્રસાદ અને વિશ્વનાથ પાશ્ચાત્ય વિવેચનથી પ્રેરિત થયા હોવાનું બતાવી શકાય તેમ છે.

પશ્ચિમમાં સ્વાભાવિકતા–વાદ પછી તેની જ નીપજરૂપે પ્રથમ તો નાટક અને રંગભૂમિ માટે પુરસ્કારાયેલો પણ પછી વધુ વ્યાપક બનેલો વાસ્તવવાદ ( Realism ) પણ ગુજરાતમાં પહોંચ્યો છે એ ઉપરનું જોયા પછી સ્વાભાવિક જ લાગશે. ઔદ્યોગિક ક્રાન્તિની અસરે, જીવનવિગ્રહે, માનસશાસ્ત્રે અજવાળેલા મનુષ્યના આંતર વ્યાપારોએ, રોમેન્ટિસિઝમ સામેના પ્રત્યાઘાતે – આ બધાએ પશ્ચિમમાં સાહિત્યને વાસ્તવદર્શી, જીવનલક્ષીને માનવચિત્તવ્યાપારલક્ષી બનાવવામાં ફાળો આપ્યો છે. એવા વાસ્તવદર્શી પાશ્ચાત્ય સાહિત્યના વાચનથી, જીવનવિગ્રહની ભીંસ વેઠીને સમાજના નીચલા

ને મધ્યમ વર્ગોમાંથી તેમ ગામડાંમાંથી આવતા સાહિત્યકારોના જીવનના પ્રત્યક્ષ અનુભવથી આપણું સાહિત્ય પણ એ પંથે વળ્યું. માર્ક્સની વિચારસરણીએ, તેણે પ્રેરેલી રશિયન ક્રાન્તિએ, મૂડીવાદી સમાજવ્યવસ્થાએ ઊભી કરેલી આર્થિક અસમાનતાના સામાજિક અન્યાયના ભાને, અને વર્ગવિહીન સમાજવ્યવસ્થાની મોહક ભાવનાએ સામ્યવાદ ભણી દુનિયાના વેદનશીલ વિચારવંતોને વાળ્યા તેમ ભારતનાને પણ વાળ્યા. એને પરિણામે દલિતગાન અને ક્રાન્તિગાન જેમ બહાર તેમ આપણે ત્યાં પણ ૧૯૩૦ પછીના દશકામાં સાહિત્યમાં ધ્યાન ખેંચે એવું સ્થાન પામ્યું છે. એવા સાહિત્યને જ પ્રગતિશીલ માનવાનું પણ એ કાળે શરૂ થઈ સાહિત્ક્ષેત્રે એ માટેનું આંદોલન પણ ઊભું થયું હતું એ આપણે જાણીએ છીએ. 'ત્યારે હાય રે હાય કવિ તને સંધ્યા ને સાગરનાં ગીત શેણે ગમે ?' જેવી કાવ્યરચના સાહિત્યસર્જકોને તેમના સમાજધર્મ પ્રત્યે ચીમકી આપીને સભાન અને સક્રિય બનવા પ્રેરતી હતી એ કાળે.

એમાં સહાયભૂત થયા ગાંધીજી. એમણે 'નવજીવન' ના લેખોમાં પ્રયોજેલી સર્વસુગમ મિતાક્ષરી સાદી છતાં ચોટદાર ભાષાએ, કોશિયા સુધી પહોંચી શકે તેવા સાહિત્ય માટેની તેમની માગણીએ, તેમજ ગ્રામોદ્ધાર, અસ્પૃશ્યતાનિવારણ અને દરિદ્રનારાયણની સેવાની તેમની શીખે કે હાકલે સાહિત્યકારોની સહાનુભૂતિનો પ્રદેશ વિસ્તારી કવિતા, વાર્તા, નાટક ને નવલકથામાં અત્યારસુધી સાહિત્યનાં ઉપેક્ષિતો રહેલાં માનવીઓ અને તેમના પ્રશ્નોને પ્રવેશ કરાવ્યો. ગાંધીજીએ ગુજરાતી સાહિત્યને લોકાભિમુખ અને જીવનલક્ષી બનાવવામાં આપેલો ફાળો આગળ વર્ણવેલી બહારની અસરોને પોષક–પૂરક હતો. ૧૯૧૭માં ગોધરા મુકામે તેમની જ પ્રેરણાથી મળેલી પહેલી ગુજરાત રાજકીય પરિષદના પ્રમુખસ્થાનેથી બોલતાં 'દેશસેવામાં આ કાળે ધર્મની પરિસીમા છે' એ ભાવનાનો પ્રસાર ઇચ્છી તેમણે જણાવ્યું હતું: 'વસંતની બહાર ખીલે છે ત્યારે દરેક ઝાડમાં તેની છાયા પડે છે, નવયૌવન આખી ભૂમિને વિશે જોવામાં આવે છે, તેમજ જ્યારે આપણે સ્વરાજરૂપી વસંત ઋતુમાં પ્રવેશ કરતા હોઇશું ત્યારે કોઇ આવી ચડેલો મુસાફર દરેક સ્થળે નવયૌવન ભાળશે. અનેક પ્રકારની સાર્વજનિક પ્રવૃત્તિઓમાં પ્રજાના સેવકો પોતાની શક્તિ અનુસાર અનેક કાર્યોમાં રોકાયેલા જોવામાં આવશે.' સ્વરાજ્યની વસંત તો એ કહ્યા પછી ત્રીસ વર્ષે બેઠી પણ પ્રજામાં નવજીવનની વસંત ગાંધીજીના આગમનની સાથે જ અને એમના 'નવજીવન'-

ના તંત્રીપદની સાથે જ એવી શરૂ થઈ ગઈ કે તેણે સાહિત્ય ઉપર થતાં તેવી અસર કરી, લોકસાહિત્યના સંશોધન–પ્રકાશનને વેગ આપ્યો, રાષ્ટ્રીય કેળવણી તેમ બાળ કેળવણીને લગતી વિચારણા જન્માવી અને એમના આશ્રમમાંથી તેમજ ગુજરાત વિદ્યાપીઠમાંથી લેખકો ગુજરાતને સંપડાવ્યા. અનેકો ખાદી-ઉત્પાદન તથા હરિજનસેવાના મૂંગા નિષ્ઠાવંત કાર્યકરો બન્યા અને સમસ્ત પ્રજા બળવાન બ્રિટિશ સત્તાની સામે આત્મબળના શસ્ત્રથી અહિંસક લડત આપતી થઈ એ પણ એ વસંતને આભારી હતું એણે ય સાહિત્યને સારી ભાવ-સામગ્રી આપી. ગાંધીજીના સેનાનીપણા નીચે દેશે ૧૯૨૦ થી ૧૯૪૨ સુધી ખેલેલા મુક્તિ – સંગ્રામે ગાંધીજી વિશે તેમજ યુયુત્સા, સ્વાતંત્ર્ય, બલિદાન ને એ સંગ્રામ વિશે રાષ્ટ્રપ્રેમ અને જુસ્સાથી ઊભરાતી કવિતા કવિઓ પાસે અને વાર્તા–નાટિકાદિ તેના સર્જકો પાસે લખાવ્યાં છે. જેલજીવનનું તથા જુદી જુદી સત્યાગ્રહ લડતોના તેમજ અન્ય દેશોની મુક્તિલડતના ઇતિહાસ જેવું સાહિત્ય પણ એની જ નીપજ. ગાંધીજીના વિચારો અને તેમના કાર્યનું અનુમોદક, વાહક કે પ્રચારક તો સ્વરાજ્યપ્રાપ્તિ પહેલાંના ત્રણ દાયકામાં આપણું સાહિત્ય ઘણું બન્યું છે. ગયા શતકના ઉત્તરાર્ધના નવજાગૃતિકાળ જેવો પણ તીવ્રતામાં તેનાથી ચડી જાય એવો નવજુવાળ ચાલુ શતકના પૂર્વાર્ધમાં ગુજરાતે અનુભવ્યો છે. ૧૯૨૦ થી ૧૯૫૦ સુધીના ગાળાને ગાંધીયુગ કે સ્વરાજલડત–યુગ નામ આથી ખુશીથી આપી શકાય. એ ગાંધીયુગના સાહિત્ય માટે આનંદશંકર ધ્રુવે પરિષદ–પ્રમુખીય વ્યાખ્યાનમાં ઉચ્ચારેલો અભિપ્રાય કે, તે આગલા પંડિતયુગની ઉન્નતિને પહોંચ્યો નથી. અને સ્થિતિ અવનતિની છે, એ તો ૧૯૨૮ સુધીની સ્થિતિ પૂરતો જ સાચો હતો. ત્યારપછીની ગાંધીયુગની સમગ્ર સાહિત્યસિદ્ધિ પૂરતી સંતોષજનક છે, એટલું જ નહિ ગુજરાતી સાહિત્ય સ્ફૂર્તિવંતી રીતે પ્રગતિશીલ રહી દુનિયાની સાહિત્યકૂચ સાથે તાલ પુરાવતું રહ્યું હોવાનું સિદ્ધ કરે એવી છે. સાચું જોઈ શકનારા એ વિદ્વાને તે સ્થિતિમાં જોયેલાં 'ઉન્નતિનાં બીજ' તથા 'શુભસૂચક ચિહ્નો' ફળ્યાં છે. ગાંધીયુગ પણ એના પંડિતો વિના રહ્યો નથી અને સર્જનાત્મક તેમ શાસ્ત્રીય કે લલિતેતર વાઙ્મયમાં સારી રિદ્ધિ તેણે દેખાડી છે, એ આપણી સૌની જાણમાં છે.

સ્વાતંત્ર્ય પ્રાપ્તિ સુધીના સાહિત્યે આવી સ્ફૂર્તિ અને ગતિ તે માટેના પ્રજાકીય પુરુષાર્થની વચ્ચે કે સાથે દાખવી છે તો સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી તો તે બમણો ઉત્સાહ ને ઉલ્લાસ દાખવી રાષ્ટ્રના નવોત્થાનના પુરુષાર્થને પોષક

બને એવી અપેક્ષા સહેજે રહે. એવું સ્વરાજ્ય-સ્થાપન પછી એકાદ દશકા સુધી બન્યું પણ છે. આપણા એક કવિએ સ્વતંત્ર ભારતે આદરેલા નવોત્થાનના રચનાત્મક આયોજિત પુરુષાર્થને બિરદાવતાં પોતે હવે વધુ જીવવા માગે છે એમ ગાયું. એ પુરુષાર્થે સાહિત્યમાં થોડો વખત પડઘોય પાડ્યો. વિનોબાએ સર્વોદયને તાકતી અહિંસક ક્રાન્તિની ભૂદાન પ્રવૃત્તિ ઉપાડી ગાંધીકાર્યને આગળ લંબાવવાનું કર્યું ત્યારે પણ કવિઓ ને અન્ય લેખકોનું અનુમોદન એને મળી રહ્યું. પણ થોડા જ સમયમાં આપણે ત્યાં જ નહિ, સમગ્ર ભારતમાં સાહિત્ય સમાજાભિમુખતા છોડી વિશેષ ને વિશેષ અંતર્મુખ, સાહિત્યકલાભિમુખ તથા પ્રયોગશર બનતું ચાલ્યું છે. એનું કારણ જગતના સાહિત્યના પ્રવર્તમાન પ્રવાહોના એના વધેલા પરિચય અને અનુસરણમાં રહ્યું છે એ સ્પષ્ટ છે. ઉપનિષદના ઋષિએ વાપરેલ ‘ મનીષી ’ શબ્દ હવે સસ્તો બની ગયો છે પણ ઔપનિષદિક અર્થમાં એને પાત્ર એક જ ગુજરાતી સાહિત્યકાર ગોવર્ધનરામે આર્ષ દૃષ્ટિથી કરેલી દેશી રાજ્યોના ભાવિ અને સમૂહતંત્ર વિશેની ભારત માટેની કલ્પના સાચી પડી છે, પરંતુ જગત માટેની જેમાં ‘ સર્વ પ્રજામાં, સર્વ દેશોમાં, બ્રાહ્મણત્વ હશે ને મનુષ્યોનાં શસ્ત્રાસ્ત્ર કેવળ ભૂષણરૂપ થઈ જશે ’ અને ‘ મનુષ્યમાત્ર ચાતુર્વર્ણ્ય પાળશે; શરીરમાં, ધૈર્યમાં અને શૌર્યમાં ક્ષત્રિય થશે, દક્ષતામાં અને વ્યવહારમાં વૈશ્ય થશે; લોકસેવામાં શૂદ્ર થશે; અને મનોવૃત્તિમાં, વિકારહીનતામાં, નિરહંકારમાં, વિદ્યામાં, બુદ્ધિમાં, તપમાં, આર્યતામાં અને તેજમાં બ્રાહ્મણ થશે ’ એવા ‘ અશસ્ત્ર બ્રાહ્મયુગની એમણે કરેલી ભવ્ય આગાહી* કમભાગ્યે સાચી પડી નથી. ત્રીસ વર્ષમાં બે બે વિશ્વયુદ્ધો સરજી પશ્ચિમે એને દૂર ઠેલી એક રૂપાળું અસિદ્ધ સ્વપ્ન જ બનાવી દીધી છે. પરિણામે, ‘ એ નવા યુગની વ્યવસ્થાના મહાયજ્ઞમાં ’ ભારતે ભજવવાના અધ્વર્યુ-કાર્યની ‘ પાંચાલી, એ યુગમાં ત્હારું બહુ કામ છે ! ત્હારું જ કામ છે ’ એ શબ્દોમાં એ ગુજરાતી મનીષીએ કરેલી સોંપણુ સંભાળવાને બદલે એ વિશ્વયુદ્ધોએ સરજેલી મનોદશા અને તેણે પ્રેરેલા સાહિત્યને ચીલે પગ માંડવાની વેળા આ દેશને આવી છે.

પહેલા વિશ્વયુદ્ધે માનવ-પ્રગતિ અંગેની આગલા જમાનાના વિજ્ઞાનવિકાસે તથા ભાવનાવાદે જન્માવેલી આશાવાદી શ્રદ્ધાને ફટકો લગાવ્યો. ભણેલા સંવેદનશીલ લોકોએ માનસિક અવસાદ અનુભવ્યો. અક્ષત

* ‘ સરસ્વતીચંદ્ર ’ ભાગ ૪, પ્રકરણ ૩૫.

માનેલી પાશ્ચાત્ય સંસ્કૃતિની ભેખડો તૂટી જતી તેમને દેખાઈ. એ મનોદશામાં ઈંગ્લાંડમાં જે કવિતા સરજાવા લાગી તે આગલા શતકના બળવાખોર કવિ હોપકિન્સ અને ચાલુ શતકના ઓવેન ને એલિયટની કવિતાની કેડીએ ચાલી. ફ્રેન્ચ પ્રતીકવાદ, વૉલ્ટ વ્હિટમેનની કવિતા, ડન જેવા જૂના કવિઓની દાર્શનિક ( metaphysical ) કવિતાની તરફ રોમેન્ટિક કવિતા પ્રત્યેના અણગમાને પરિણામે વળેલા દૃષ્ટિ, ગદ્યમાં જેમ્મ જોઈસ અને ડી. એચ. લોરેન્સ જેવાને હાથે થયેલ કાર્ય—આ બધાંની પણ અસર એણે ઝીલી. એવી યુદ્ધોત્તર કવિતાની અસર આપણે ત્યાં સ્વાતંત્ર્યોત્તર કાળમાં પહોંચી. એવો પાશ્ચાત્ય સાહિત્ય અને સાહિત્ય – પ્રવાહોનો અભ્યાસ વધતાં એઝરા પાઉન્ડ, એલિયટ, બૉદ્લેર, મલાર્મે, વાલેરી, રિલ્કે આદિ યુરોપીય કવિઓએ કવિકર્મ કે કવિની સાધના પરત્વે કરેલ વક્તવ્યની, કૃતિને જ સ્વયંસંપૂર્ણ કલારચના–વિશેષ ગણી તેમાંના કવિના ભાષાકીય કવિકર્મની ઝીણી તપાસને પુરસ્કારતા ' અભિનવ કહેવાયેલા વિવેચન ( New Criticism ) ની, કાવ્યવિવેચનમાં મનોવિજ્ઞાન અને નૃવંશવિદ્યાની અસરે પુરાકલ્પન ( myth ), metaphor , પ્રતીકાદિને મળેલા મહત્ત્વની, પશ્ચિમમાં વિકસતા ગયેલા શૈલી–વિજ્ઞાનની, સંરચનાવાદની, એમ વિવિધ જાણકારી પણ આપણને છેલ્લા બે દાયકામાં સ્પર્શી ગઈ છે. ' કહ્યું કથે તે શાનો કવિ ? ' એ વૃત્તિ તો સૌ તેજસ્વી સર્જકને હોય જ. પોતાની મૌલિકતા અને નોખાપણું દેખાડી પરંપરાથી ઉફરા ચાલવાની કૌતુકપ્રિય સાહસિકતા પણ એને પ્રેરતી હોય. તેથી આમ તો આગળની ' રોમેન્ટિક ' કવિતાના પ્રત્યાઘાતરૂપે ને તેનાથી જુદા પડવા, છતાં વાસ્તવમાં એવા જ નવા રોમેન્ટિસિઝમથી પ્રેરાઈને ગુજરાતના છેલ્લા બે અઢી દાયકાના કવિઓ કંઈક નવું કરવા માગતાં બેઉ વિશ્વયુદ્ધો પછીની પાશ્ચાત્ય કવિતા પાસેથી તેને માર્ગ મળી ગયો.

એને પરિણામે કવિતાનું બાહ્યાન્તર સ્વરૂપ સાવ ફરી ગયું. પરંપરાવિચ્છેદ પહેલો છંદમુક્તિમાં દેખાયો. અછાંદસમાંય કવિતાને આવશ્યક લય લાવવા એક કે વધુ છંદના ટુકડા આવે, પણ કવિતાની ભાષાને સામાન્ય ભાષાની નજીક લાવવા વચમાં ગદ્યની પંક્તિઓ પણ મુકાવા લાગી. 'કવિતા શબ્દથી બને છે, વિચારથી નહિ', 'કવિતાએ કંઈક કહેવું જોઈએ નહિ, પણ થવું કે બનવું જોઈએ', કવિતાને વધારાના બિનજરૂરી શબ્દોના વાગ્વિલાસથી મુક્ત કરવી જોઈએ, 'કવિ શબ્દ દ્વારા સ્વ–રૂપ શોધે છે',

'નૃત્યની પેઠે કલામાં પણ શરીર એ જ આત્મા હોય'—એવા વિચારોએ આધુનિક કવિઓને કવિતામાં ભાષાકર્મ ઉપર સવિશેષ ધ્યાન આપતા કરી કવિતાને અર્થમુક્ત બનાવવા મથતા કર્યા. અર્થ સાવ તો ફિટાડી શકાતો ન હોવાથી તેને સદ્યસુગમને બદલે વિલંબ-પ્રકાશ્ય બનાવી ધ્વનિનેય સુરેખ સ્પષ્ટતા આપવાને બદલે ભાવકોના સહ-સર્જન કે અનુસર્જન માટે તરતો રાખવાનું વલણ વધ્યું. કલ્પનનો મહિમા અને તેની સાધના વધતાં મનોવિજ્ઞાનના મુક્ત સાહચર્ય (free association)ની તેમજ સિનેમા-ચિત્રની પદ્ધતિએ પ્રથમ નજરે એકબીજાં સાથે સંબદ્ધ કે સંગત ન વરતાય એવાં કલ્પનોની ભરમાર ભાવ કે ઊર્મિગત સ્ફુરણક્રમ (emotional sequence)ને કાવ્યમાં શબ્દદેહ આપવા પ્રયોજાવા લાગી. એમાં ભળ્યો કવિનો પલટાયેલો મિજાજ. પ્રથમ વિશ્વયુદ્ધે જન્માવેલ શ્રદ્ધાનાશ અને હતાશાપ્રેરક સંશયગ્રસ્તતાએ કવિને સીધા આક્રોશ અને વ્યંગનો આશ્રય લેતો કર્યો હતો. એથી જ કવિતામાં આધ્યાત્મિકની' સાથોસાથ ભૌતિકને, ગાંભીર્ય ને આવેશની સાથે વ્યંગ-વક્રોક્તિને અને ભવ્ય ને કાવ્યમયની પડખોપડખ ક્ષુદ્ર સાધારણતા -અને શુષ્કતાને મૂકવાનું વલણ યુદ્ધોત્તર આધુનિક પાશ્ચાત્ય કવિતાએ દેખાડયું હતું, જે આપણે ત્યાંય અનુસરાયું છે. બીજા વિશ્વયુદ્ધે નિર્વેદ ને હતાશા વધારવાની સાથે કવિની સંવેદનાને અંદરના ખાલીપા, જીવનની અર્થશૂન્યતા પોતાની અકિંચિત્કરતા, વિચ્છિન્નતા, તથા પરાયાપણાનો અનુભવ કરાવી જુનવાણી પ્રચલિત જીવનપ્રણાલી તથા સમાજવ્યવસ્થા સામે વિદ્રોહ પોકારતી કરી છે. એ મનોભાવ (mood)ને યંત્રોદ્યોગ સંસ્કૃતિની સરજતરૂપ શહેરોના મહા-નગરીકરણ, માનવોના યંત્રીકરણ અને બરાકીકરણે તથા તેણે જન્માવેલા કંટાળાએ, અને સાર્ત્ર તથા કામ્યૂ છાપના અસ્તિત્વવાદે તીવ્ર બનાવ્યો છે. આ મનોભાવ પણ આધુનિક પ્રયોગશીલ ગુજરાતી લેખકોના સાહિત્યસર્જનનો પ્રધાન સૂર બની બેઠો છે. રૂઢ સાહિત્યસ્વરૂપો અને તેમના કલાવિધાનની બંધાયેલી પ્રણાલી સામેના વિદ્રોહે તેમજ રોમેન્ટિક પ્રકૃતિની સાહસપ્રિયતાએ ...અ-કવિતા, અ-નવલકથા, એબ્સર્ડ રંગભૂમિ અ-નાયક એમ સાહિત્ય-સ્વરૂપોના બહિરંગ ઉપર અસર કર્યાનું પણ જોઈ શકાય છે. અર્વાચીન ગુજરાતી સાહિત્યનો પ્રધાન સૂર મુનશીએ જીવનના ઉલ્લાસનો ગણાવ્યો હતો. આધુનિક એટલે સાંપ્રત કે ચાલુ સમકાલીન ગુજરાતી સાહિત્યનો પ્રધાન સૂર નિર્વેદ અને ખાલીપાનો કહેવો પડે એવી સ્થિતિ હાલ પ્રવર્તે છે.

ઉપર બતાવી તેવી લખાવટ કે કલાવિધાન અને તેવો મનોભાવ (mood)

બતાવે તે સાહિત્ય આધુનિક, એમ 'આધુનિકતા' શબ્દ સમયવાચક સાથે લક્ષણવાચક પણ બની બેઠો છે.

સાહિત્યના અત્યાર સુધીના ઈતિહાસમાં સૌથી વધુ ક્રાન્તિકારી પરિવર્તન આને ગણાય, એ માટે કે સાહિત્યનું કાર્ય ( function ) કે પ્રયોજન અને તેનો રચનાવિધિ કે શિલ્પવિધાન ( technique ) ફરી ગયાં છે. નવા સૌંદર્યશાસ્ત્રે સર્જન, સર્જનપ્રક્રિયા અને શબ્દનો મહિમા વધારી આપતાં 'સંક્રમણ કે અવગમન – ક્ષમતા નહિ તો સાહિત્ય નહિ' જેવાં એક કાળે સન્માનપાત્ર મનાયેલાં સમજ – સૂત્રોને હત – પ્રભાવ બનાવી દીધાં છે, અને કલા તો અંગત બાબત છે એમ કહી એ સદ્યસુગમ બને તો એને પત્રકારી નીપજ ઠરાવવાની* ખુમારી એણે સર્જકોને વળગાડી છે, આ પરિસ્થિતિએ કવિઓની વાણીને ખાનગી મિત્રમંડળની વાણી બનાવી દઈ તેમના વાચક કે શ્રોતા વર્ગને સીમિત કરી નાખ્યો છે. પણ એનો એમને રંજ નથી. એ બહુજનસમાજ ( masses ) માટે છે જ નહિ, અધિકારી કે સમાનધર્મા ભાવકોના વર્ગ ( classes ) માટે છે એમ કહી એ સાહિત્યની લોકાભિમુખતાનો છેદ ઉડાડી નાખે છે. ઉપર વર્ણવી તેવી પિંગળ, વ્યાકરણ, કોશસંકેતિત અર્થ, વાક્યાન્વય અને અને આકાંક્ષા યોગ્યતા ને સંનિધિ જેવી અગાઉ અનિવાર્ય મનાયેલી આવશ્યકતાઓને ઉદ્દંડ પ્રયોગશીલ સાહસિકતાથી અવગણી સભાન ભાષાકર્મમાં સમાય તો સર્જનવ્યાપાર, સુગમતાને ભોગે કલ્પન અને ધ્વનિની પૂજા, અને અત્રત્ય વાચકોને પોતાનાં બહુ ન લાગે એવો પેલો નિર્વેદાદિનો મનોભાવ તથા તેમાં પ્રગટ થતું જગત અને જીવન પ્રત્યેનું દૃષ્ટિબિન્દુ આધુનિક કવિતાને દુર્બોધ બનાવી રૂઢ રુચિને આઘાત પહોંચાડે એ સ્વાભાવિક છે. પ્રયોગશીલતાને નસીબે એ તો લખાયેલું જ હોય છે. પણ આઘાત પછી સ્વીકારની ભૂમિકા સરજાય છે. એનો સ્વાદ કેળવાતો જાય છે. આપણે ત્યાંય એ ભૂમિકાએ પહોંચાઈ ગયું છે. એણે અનેક સ્ફૂર્તિમતી નવી કલમોને ચાલના આપી છે. કવિતામાં ધડાકો નહિ, પૂર આવ્યું છે એમ કહીએ તો ચાલે એવું છે. વાર્તા અને નવલકથામાં એને શુદ્ધ કલાનું રૂપ સાધી આપવાનો અને એમાંય ગદ્યના સભાન સર્જનાત્મક ઉપયોગને પ્રાધાન્ય આપવાનો પુરુષાર્થ વધતો ચાલી, એ બે સાહિત્યસ્વરૂપોની

* 'Art is a private matter...Any work of art that can be understood is the product of a journalist' ( Dada Manifesto )

સાધનામાં ઘટનાતિરોધાન અને મનોવ્યાપાર – પ્રકાશનથી સૂક્ષ્મતા આણવાની હોંસ પ્રમાણમાં કામ કરતી દેખાઈ રહી છે. નાટક અને એકાંકીને 'એબ્સર્ડિટી'ના નવદર્શનનાં વાહક – પ્રકાશક બનાવવાનો ઉદ્યમ પણ સ્વીકાર પામતો થઈ ગયો છે. આગલી પ્રણાલિકાના સિદ્ધહસ્ત કવિઓ પણ નવી કાવ્યશૈલીને અને અછાંદસને અપનાવવા લાગ્યા છે. સાહિત્યમાં આવેલી આ નવી સ્ફૂર્તિ અને ગતિને સ્વીકાર્યા – વધાવ્યા વિના ચાલે તેમ નથી. એણે સાહિત્યમાં બંધિયારપણું જામવા જાય ત્યાં નવી ચેતના લહરાવી છે. આપણે ત્યાં હવે સ્થિરપદ બનવા લાગેલી આધુનિકતાએ ખરી વાસ્તવિકતા હવે સાહિત્યમાં આવે છે, ખરી કવિતા ને વાર્તા ને નવલકથા હવે જ શરૂ થાય છે, એવા ઉદ્ગાર ખાનગીમાં અને જાહેરમાં કાઢી આગલા સાહિત્ય વારસાને માટે ઉપહાસ કે તિરસ્કારનાં વચન ઉચ્ચાર્યાં હોય, ભાવનાવાદ અને સૌંદર્ય સામે બળવો પોકારતી હોય એવી ઉદ્દંડતા દાખવી હોય, કે સારી વાતનો અતિરેક કર્યો હોય, તો તેને આત્મમુગ્ધતા કે ડંફાશ માનવાને બદલે ધ્યાન ખેંચવાના અને આત્મસ્થાપનના ક્ષમ્ય પ્રયાસ તરીકે જોવું યોગ્ય થશે. સાહિત્ય–કલા અને શિષ્ટતાના પરંપરાગત ખ્યાલો અને ધોરણોથી એ થોડી વંકાઈને ચાલતી દેખાય તેનાથી ન દુભાતાં કે ન છેડાતાં તેના કંઈક નવું સાધવાના અને આપણા સાહિત્યને શુદ્ધ કલાધર્મના અનુષ્ઠાનને માર્ગે વાળવાના એના શુભનિષ્ઠ પુરુષાર્થ પ્રત્યે મૈત્રી અને મુદિતાનો ભાવ સેવવો ઘટે, ઉપેક્ષાનો તો નહિ જ. એ પુરુષાર્થને પરિણામે કાળાન્તરેયે ટકી રહી પછીની પેઢીઓને માટે એક સરખી આસ્વાદ્ય અને વિવેચનક્ષમ રહે એવી આધુનિકતાની ચિરંજીવ પ્રશિષ્ટ કૃતિઓની હવે રાહ જોવી આરંભીએ.

વસ્તુતઃ આ સાહિત્યિક આધુનિકતાની હલચલને આ કે તે કોઈ વાદનું પરિણામ માનવાને બદલે પ્રવૃત્તિ અને નિવૃત્તિ, પ્રેય અને શ્રેય, ભૌતિકતા અને આધ્યાત્મિકતાના માનવજાતની આજસુધીની પ્રગતિને ઉપકારક બનેલાં નિયતિક્રમનાં દ્વંદ્વો જેવા પ્રયોગ અને પરંપરાના દ્વંદ્વ કે પ્રવૃત્તિ-હેતુદ્વયની સાહિત્ય અને કલાના ક્ષેત્રની શાશ્વત લીલાની નીપજ તરીકે ઘટાવવી જોઈએ. સાહિત્ય અને કલાના ક્ષેત્રમાં એની જનક વૃત્તિઓને 'રોમેન્ટિસિઝમ' અને 'કલાસિસિઝમ' નામથી ઓળખાવાય છે. પ્રથમ ઉત્તમ કલાકૃતિનું સર્જન, પછી તેનું અનુકરણ–અનુસરણ અને તેના શાસ્ત્રનિયમોથી બંધાતી પરંપરા, એ ક્રમમાં એ પરંપરાના ચીલાને ચાતરીને પ્રાણવાન પ્રતિભા નવા ઉન્મેષ ચમકાવતાં સાહસપ્રયોગ કરે. એ પ્રયોગનું અનુસરણ થતાં પાછી

તેની પરંપરા બંધાય, જેનું દાસત્વ તોડનારા નવસાહસિકો અમુક કાળે ઊભા થાય—આમ પરંપરા અને પ્રયોગની સાંકળ ચાલ્યાં કરતી હોય છે. એ નવસાહસ પ્રેરતી સાહિત્યમાં પ્રણાલિકા સામે વ્યક્તિસ્વાતંત્ર્ય અને નવોન્મેષનો વાવટો ફરકાવતી વૃત્તિ તે 'રોમેન્ટિસિઝમ'ની. સાહિત્યમાં આધુનિકતા આમ તો પ્રવેશી છે ગઈ સદીના 'રોમેન્ટિસિઝમ'ના પ્રત્યાઘાતમાંથી. તેને પ્રેરનાર હતો પલટાયેલો વીસમા શતકનો બે વિશ્વયુદ્ધો અને વિજ્ઞાન તથા યંત્રોદ્યોગ સંસ્કૃતિએ સરજેલો જીવનસંદર્ભ અને તેણે ઉપજાવેલ મનોદશા. પણ તેનાથી પ્રેરાયેલા સાહિત્યસર્જનમાં તો પેલી રોમેન્ટિક વૃત્તિ જ કામ કરી રહેલી દેખાય છે, આકારસિદ્ધિ અને સભાન ભાષાકર્મની બાબતમાં કલાસિકલ–અભિનવ કલાસિકલ–વૃત્તિ પ્રવર્તતી હોય છે તે છતાં. નવ્ય વિવેચનમાં પણ રોમેન્ટિક વૃત્તિના સંસ્કારગ્રાહી (Impressionistic) વિવેચનના આત્મલક્ષી સ્વૈરવિહારને રોકવા સર્વસામાન્ય નિરપેક્ષ વસ્તુલક્ષી ધોરણ શોધવાની અને કૃતિમાંના સર્જનકર્મની એટલે ભાષાકર્મની ભાષાવિજ્ઞાનપુરસ્કૃત શૈલીવિજ્ઞાનની પધ્ધતિએ ઝીણવટભરી તપાસ કરવાની બાબતમાં અભિનવ–કલાસિકલ વૃત્તિ કામ કરતાં સર્જનમાં રોમેન્ટિક અને વિવેચનમાં કલાસિકલ એમ બેઉ વૃત્તિઓ નજીક આવી પ્રવૃત્ત થતી જણાય છે. સાહિત્ય આમ ચક્રસીડીની રીતે એના એ વાદ કે વૃત્તિઓને, પણ એક ડગલું ઊંચે લઈ જતી ગતિએ પ્રગતિ કરતું હોય છે.

ગુજરાતી સાહિત્યના આ આધુનિક સ્વરૂપાન્તર સમયની દૃષ્ટિએ આડસો વર્ષના સમયમાં ફક્ત છેલ્લા અઢી દાયકાનું સર્જન છે. વર્તમાન દૃષ્ટિફલકને એ ભરી દેતું હોય તેથી આગલાં પોણા આડસો વર્ષના ગુજરાતી સાહિત્યની કમાણીને એ નિષેધી કે અળપાવી નાખતું નથી. એ તો તેની આગલી રિદ્ધિસિદ્ધિની પૂર્તિ કરે છે અને ગુજરાતના વાઙ્મય–પુરુષાર્થ પાસે પ્રવર્તમાન જીવનસંદર્ભ તથા સમયસંદર્ભમાં દેશના ને દુનિયાના એવા પુરુષાર્થ સાથે કદમ મિલાવડાવે છે એટલું જ. આગળના સાહિત્યે દેશ-કાળની જરૂરતમાંથી ઊભાં થતાં સાહિત્યસ્વરૂપો સિદ્ધ કરી તે દ્વારા ગુજરાતની આજ સુધીની અનેક પેઢીઓનો હૃદયરસ પોષી તેમનું સંસ્કારઘડતર કરી સાર્થકતા રળી લીધી છે. આજની સર્જક પેઢીએ નમ્ર બની તેમનું ઋણ સ્વીકારી એ વારસાની અભિજ્ઞતા પોતાના હિતમાં સાધવી અને તેમાં ખપ લાગે તેવાં તત્ત્વોનો પોતાના સર્જનમાં વિનિયોગ કરવો રહ્યો. પરંપરાવિચ્છેદને રવાડે સર્જકો ચડી જાય તો ભલે, તેઓ પોતાની બહાર કદાચ નીકળી ન શકે,

તેઓ સ્વાનુભવરસિક બનવા ચાહે તો ચાલે, પણ ભાવક અને વિવેચક વર્ગોને માટે તો સર્વાનુભવરસિક બનવુ જ રહ્યું. સીધા બોધને આપણે સર્જનાત્મક સાહિત્યમાં વર્જ્ય ગણતા થયા છીએ. પણ બોધક કવિતાનો પણ હૃદ્ય પ્રકાર હોઇ શકે છે એ નરસિંહ મહેતાનાં 'વૈષ્ણવજન તો તેને કહીએ' અને 'જે ગમે જગતગુરુદેવ જગદીશને' જેવાં પદો, બાળાશંકરની 'ગુજારે જે શિરે તારે'વાળી ગઝલ, અને અમેરિકી કવિ લોંગફેલોના Psalm of Life અને અંગ્રેજ કવિના Say not Struggle naught availeth જેવાં કાવ્યો ખાતરી આપે છે. આ તો માત્ર એક દાખલો છે. ભાવક અને વિવેચક માટે બધાં સાહિત્યસ્વરૂપો—જૂનાં ને નવાં અને બધી શૈલીઓ સાહિત્યના આસ્વાદન માટે કામનાં. ઈશુ ખ્રિસ્તે કહ્યું હતું કે મારા પિતાની હવેલીને અનેક ખંડ છે. સાહિત્યમાં ય બધી પદ્ધતિઓ અને પ્રકારોને અવકાશ છે ને તેમનો સમાજને ઉપયોગે ય છે. કોઇ એક જ દૃષ્ટિ, કે વલણ કે પદ્ધતિ કે પ્રયોજનની એકાંગી તરફદારી કે જિકર સહૃદય ભાવક ને વિવેચક ન હોય. એ હેમચંદ્રના દુહા, નરસિંહ–મીરાંનાં પદો, અખાના છપ્પા, પ્રેમાનંદનાં આખ્યાનો, દયારામની ગરબીઓ, દલપતરામ ને નર્મદાશંકરની કવિતા, બાળાશંકર–મણિલાલની ગઝલો, ગોવર્ધનરામનાં 'સરસ્વતીચંદ્ર' ને 'સ્નેહમુદ્રા', નરસિંહરાવ 'કાન્ત' 'કલાપી'ની કવિતા, મણિલાલ–આનંદશંકરના ધર્મવિચારણાના લેખો, રમણભાઈનાં ભદ્રંભદ્ર' ને 'રાઈનો પર્વત', ન્હાનાલાલનાં નાટકો, મુનશી રમણલાલ મેઘાણી પન્નાલાલ મડિયાની નવલકથાઓ, 'ધૂમકેતુ' 'દ્વિરેફ' ઉમાશંકર આદિની વાર્તાઓ, ગાંધીજી કાલેલકર મશરૂવાળા આદિનાં પુસ્તકો, બટુભાઈ ચંદ્રવદન દલાલ આદિનાં નાટકો, રામનારાયણ વિજયરાય વિષ્ણુપ્રસાદ ને વિશ્વનાથ જેવાનું સાહિત્યવિવેચન, સુંદરમ્ ઉમાશંકર શ્રીધરાણી રાજેન્દ્ર નિરંજન લાભશંકર આદિની કવિતા, આજનાં 'એબ્સર્ડ' શૈલીનાં નાટકો—એમ બધું જ એ ઉદાર રસજ્ઞતાથી પોતાના આસ્વાદની આશ્લેષસીમામાં સાનંદ સમાવી શકે. એટલી જ સહૃદયતાથી એ સાહિત્યકલાની સર્જનસાધનામાં અવનવાં પ્રયોગસાહસો ખેડી નવી કેડીઓ પાડવાની મથામથ કરનાર 'આવાં ગાર્દ' નવસર્જકોના સાહિત્યપુરુષાર્થને સમજવા–સમજાવવા તત્પર કે સજ્જ હોય. એ સમાજલક્ષી ઉદ્દેશપ્રધાન અને જીવનધર્મી સાહિત્યની કદર કરી શકતો હોય તેટલી જ સરલતાથી કલૈકલક્ષી કૃતિઓને માણી તેને ન્યાય આપી શકતો હોય. એને છંદોબદ્ધ અને અછાંદસ બંને પ્રકારની કવિતા ખપે. એને જૂના–નવાનો ભેદ મુંઝવે નહિ, કે બેમાંથી એકનો જ મમતીલો આગ્રહી બનાવે

નહિ. કોઈ પણ સમયમાં, કોઈપણ સાહિત્યસ્વરૂપમાં, કોઈ પણ પ્રકારની સર્જનપદ્ધતિથી, શેલીના શબ્દોમાં વરિષ્ઠ મેધાવીઓની ઉત્તમ આનંદાનુભૂતિની ક્ષણો ( ' The best and the happiest moments of the happiest and best minds ' ) શબ્દમૂર્તિ બની હોય તેની સાથે અભિનવગુપ્તના કહ્યા મુજબ તન્મયીભવનથી હૃદયસંવાદ તે અનુભવી શકતો હોય. નાનામોટા સૌએ પોતપોતાની રીતે ભાષા દ્વારા કરેલી પ્રત્યક્ષ આત્માભિવ્યક્તિ અને પરોક્ષ માનવહૃદયસેવા માટે તે આભારનો ભાવ જ તેણે અનુભવવાનો હોય.

પશ્ચિમના સાહિત્યિક બૌદ્ધિક પુરુષાર્થના ફળરૂપ જે કેટલાંક આંદોલનો કે સાહિત્ય–વાદો ચાલુ શતકના બીજા વિશ્વયુદ્ધની પહેલાંના દાયકાઓમાં યુરોપીય સાહિત્ય પર વધતીઓછી અસર કરી ગયા છે તેમાં ફ્રાન્સના પ્રતીકવાદ ( symbolism ), તેની અસર બતાવતો ઈંગ્લાંડના એઝરા પાઉન્ડે પ્રતિષ્ઠિત કરેલો કલ્પનવાદ ( Imagism ), જર્મનીનો અભિવ્યક્તિવાદ ( Expressionism ), ફ્રાન્સનો દાદાવાદ કે શૂન્યવાદ ( Dadaism ) અને અતિવાસ્તવવાદ ( Surrealism )નાં નામ ગણાવી શકાય. કલાના ક્ષેત્રમાં અમૂર્ત કે નિરપેક્ષ કલા ( Abstract Art ), અને ભાવિવાદ ( Futurism ) જેવાં આંદોલનો કે નવા પ્રગલ્ભ વિચારોના ઉદ્ભવ ને પ્રસારનો સમય પણ લગભગ એ જ. એ કલાવિષયક નવ–વિચારોની પણ અસર પેલાં સાહિત્યિક આંદોલનો પર થાય એ સ્વભાવિક હતું. આ બધાની અસરે થયેલ પાશ્ચાત્ય કાવ્યસર્જનની અસર ગુજરાતી સાહિત્ય ઉપર એમાંથી કેટલાક વાદ કે આંદોલન યુરોપમાં શમી પણ ગયા પછી અઢીએક દાયકા બાદ આપણા સ્વાતંત્ર્યોત્તર કાળમાં થવા લાગી છે: કેમ જાણે તે પહેલાં આપણું લક્ષ દેશના સ્વાતંત્ર્યસંગ્રામ પર જ કેન્દ્રિત હોય અને સ્વતંત્ર થયા પછી જગતની સાથે થઈ જવાનો ઉદ્યમ આપણે સાહિત્ય અને કલાના ક્ષેત્રે આરંભી દીધો હોય. એ વાદોની અસર આપણે ત્યાં ફર્સ્ટ હેન્ડ સીધી રીતે નહિ, પણ સેકન્ડહેન્ડ એટલે એનાથી પ્રેરિત સાહિત્યના વાચનથી અને પછી તો એવા રચાતા આપણા જ સાહિત્યના ફેશન બનતા અનુકરણથી થઈ છે. આમ હોતાં એ બધા વાદો વિશે પણ પોતાનો સાહિત્યજ્ઞાનકોશ વધારવા આપણા ભાવકો અને વિવેચકોએ પોતાની જાણકારી કેળવી કે મેળવી લેવી આજની પરિસ્થિતિમાં આવશ્યક બને છે. આપણી આધુનિક કવિતા, વાર્તા ઇ.ને કે સહાનુભૂતિપૂર્વક સમજ-

વાની ચાવી એમાંથી મળે તેમ છે. છેલ્લા અઢી દાયકામાં આપણે ત્યાં ઝડપથી થયેલ સાહિત્યના સ્વરૂપપરિવર્તનનું 'પગેરું' ત્યાંસુધી જાય છે.

ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે વિજ્ઞાનમાં જેમ જૂની કલ્પના કે અનુમાનો ( hypothesis )ને નવાં સદંતર નષ્ટ કે લુપ્ત કરી દે છે, તેમ સાહિત્ય અને કલાની બાબતમાં બનતું નથી. પ્રાચીન ઉત્તમ કલાકૃતિઓ માનવીની કલાસિદ્ધિ તરીકે બધા દેશકાળની સનાતન કે ચિરાયુષી સહિયારી સંપત્તિ બને છે, નવી કૃતિઓ આવતાં એ નિઃસાર કે વ્યર્થ ઠરતી નથી. એ જ રીતે કોઈ એક કાલ-ખંડની માનવ-ચેતનાએ સ્ફુરાવેલી સાહિત્ય, કલા અને તત્ત્વજ્ઞાન સંબંધી વિચારણા આગળનીનો સદંતર છેદ ઉડાડી નાખી શકતી નથી, એમાં પૂર્તિ જ કરતી હોય છે. આથી, પ્લેટો-ઍરિસ્ટોટલથી મેથ્યુ આર્નોલ્ડ ને વૉલ્ટર પેટર સુધીની કે ભરતથી જગન્નાથ સુધીની સાહિત્યતત્ત્વમીમાંસા અને કવિતા એટલે સમગ્ર રચનાત્મક સાહિત્યસર્જન પાસે રખાયેલી અપેક્ષાઓ તેમની ઉપર ચોકડી મૂકી દેવા જેવી નિરર્થક આ બધા આધુનિક વાદો-આંદોલનથી બની જતી નથી. માત્ર દષ્ટિકોણ અને ભાર બદલાતો હોય છે, જે સાહિત્યપ્રવાહ પર લીલ જામવા દેતો નથી અને તેને સમયે સમયે નવી ગતિ-સ્ફૂર્તિ આપ્યાં કરતો હોય છે. આટલું સમજી લેવાય તો જૂના અને નવાનો એકમેક પ્રત્યેનો નફરતી વિરોધભાવ અનિર્વાહ્ય જ ઠરે. By despising all that has preceded us, we teach others to despise ourselves ' એ હેઝલિટનું કથન અત્ર સંભારવા જેવું છે. સાહિત્યે જીવનનું અનુકરણ કે પ્રતિબિંબ હોવાની કે બનવાની, જીવનને ઊર્ધ્વગામી બનાવે એવા ધર્મ, નીતિ, સનાતન મૂલ્યો વગેરેના સંદેશના વાહક બની આનંદની સાથે ( અલબત્ત કાન્તાસંમિત ) ઉપદેશ આપવાની, તેણે બજાવવાના સમાજધર્મ ને રાષ્ટ્રધર્મની, તેણે ઉપાસવાની high seriousnessની, તેની સુખાસ્વાદ્યતા કે અવગમન-ક્ષમતાની, વગેરે જે શીખ ગત શતકોના ભારતીય તેમ પાશ્ચાત્ય સાહિત્ય-શાસ્ત્રીઓએ આપી સાહિત્ય પાસે રાખવાની જે અપેક્ષાઓ માનવજાતને ગાંઠે બંધાવી છે તે જૂઠી કે વ્યર્થ ન હતી. એણે સરજાવેલા સાહિત્યનેય ઊભા રહેવા અને ટકી રહેવાનો એટલો જ અધિકાર છે, જેટલો નવા વાદોએ પ્રેરેલા સાહિત્યને. બંનેની એકત્ર ઉપસ્થિતિ શક્ય છે, વસ્તુતઃ હોય પણ છે. દરેક જમાનાની સાહિત્યકૂચની નવી કેડીઓ કોરતી અગ્રયાયી ટુકડી હોય છે તેમ પરંપરાનુયાયી લેખકોય હોય છે. અને તે આગલા કરતાં વધારે.

આપણા અર્વાચીન સાહિત્યના યુગમાંય મધ્યકાલીન પ્રકારની ભક્તિ–વૈરાગ્યાદિની કવિતા જેમ ભલે નાનકડા પાતળા પ્રવાહરૂપે પણ વહેતી રહી છે, તેમ અદ્યતન પ્રયોગશીલ નવસાહિત્ય સાથે આગલા દાયકાઓની પરંપરાનું અનુસરણ પણ ચાલતું રહ્યું છે. બધા પ્રકારને તેના વાચકો મળી રહેતા હોય છે. વાર્તા–નવલકથાનું સાહિત્ય આ વિશેષ બતાવે છે. અભિનિવેશ, પરંપરાનો તેમ આધુનિકતાનો, ખોટો. એ ભાવકને જેને કશું નજરમાં વસે જ નહિ તેવા અરોચકી કે જે બધામાં દોષ જ દેખે એવા મત્સરી બનાવી દે. બીજી બાજુ જેને બધું ઘાસપણ ખપે અને 'ટકે શેર ભાજી ટકે શેર ખાજાં' જેવો પારખદંડ હોય એવા સતૃણાભ્યવહારી પણ બનવાનું ભાવક માટે ઈષ્ટ નથી. એણે, આ ત્રણે પ્રકારનો ભાવકો કરતાં કાવ્યમીમાંસાકાર રાજશેખરે ચડિયાતા ગણેલ જે સારાસારવિવેકથી તત્ત્વનું ગ્રહણ કરે એવા તત્ત્વાભિનિવેશી બનવું એના તેમજ સાહિત્યનાં શ્રેય અને તેજના હિતમાં જરૂરી કહેવાય. કૃતિનું સત્ત્વ જ મહત્ત્વનું. એની સામે જ જોવાનું હોય. વિવેચન પણ હવે તો અનેક જુદા જુદા દૃષ્ટિકોણ કે અભિગમથી વિવિધ પદ્ધતિઓને પુરસ્કારતું થયું છે. એ પરત્વે પણ આવું જ ઉદાર વલણ ઈષ્ટ ગણાય.

શબ્દાર્થવિજ્ઞાનીઓ ( semanticists ), અસ્તિત્વવાદીઓ, ફિનોમિનોલોજિસ્ટો, ફ્રોઈડિયનો, ઝેન બુદ્ધિસ્ટો, મરમીઓ અને અબ્રાહમ મેસ્લો જેવા માનવતાવાદી માનવશાસ્ત્રીઓ જે કાળે ભાષાની મર્યાદાનો ખ્યાલ આપતાં જાય છે તે વખતે એવી શબ્દની મર્યાદા પોતેય અનુભવતો અને તેને સતત વગોવતો અને મૌનનો મહિમા કરતો છતાં શબ્દની સાધના અને લીલામાં જ મસ્ત રહેતો અને ગાંધીયુગની સમાજલક્ષિતાની ઠેકડી ઉડાવતો આજનો આપણો કવિ અહંકેન્દ્રી અને લોકવિમુખ બની ગયો પ્રથમ નજરે લાગે. પણ ઊંડે જોતાં એ પોતે પોતાને ખોઈ નાખ્યાની ને પોતાને શોધવા જવાની કે પોતાની છિન્નભિન્નતાની વાત કરતો દેખાય ત્યાં એ પોતાની નહિ, પણ બે વિશ્વયુધ્ધોના આઘાત ને પરિણામરૂપ ભ્રમનાશ, શ્રધ્ધાલોપ, હતાશા ઈ. અને ઝડપથી આગળ વધતી આજની યંત્રયોગ-સંસ્કૃતિના ફળરૂપ ખાલીપો, પરાયાપણું, કંટાળો, નિર્વેદ વગેરે અનુભવતા માનવીની જ સંવેદના આજના વિશ્વસંદર્ભમાં ઉદ્‌ગારતો દેખાય છે. એના ધર્મ, નીતિ, સૌંદર્ય, શિષ્ટતા વગેરેની પૂર્વપરંપરા કે વ્યવસ્થા સામેના વિદ્રોહમાં તેમજ વ્યંગ ( irony ) ના એના અતિવપરાશમાં

વસ્તુતઃ એની ભીતરી ભાવનાશીલતા અને માનવપ્રીતિનું શીર્ષાસન જ જોઈ શકાય. 'એબ્સર્ડ'નું વધી પડેલું ગાન–માન પણ એવું જ. જગત અને જીવન વિશે આવો નિરાશાવાદ હાર્ડી અને આપણે ત્યાં ધર્મપરિવર્તન પહેલાંના 'કાન્ત' જેવાએ નથી અનુભવ્યો એમ નહિ. 'નથી નથી મુજ તત્ત્વો વિશ્વથી મેળ લેતાં' અને 'જીવન સઘળું એકકાની અસાર મુસાફરી' ગાના 'કલાપી'નું એવું સંવેદન એ જ પ્રકારનું હતું. આપણો કવિ ગુજરાતનો તેટલો વિશ્વનો વાસી છે, એટલે આવા નિર્વેદ–નૈરાશ્ય અત્રત્ય પરિસ્થિતિમાંથી નહિ તો આધુનિક પરદેશી સાહિત્યમાંથી કવિસહજ સંવેદનપટુતાથી એ અનુભવે ને ગાય તેની સામે બહુ વાંધો લઈ શકાય એમ રહ્યું નથી. આમ એણે સમાજ ને દેશની નજીકની પરિસ્થિતિ અને પ્રશ્નોના કરતાં મોટા ફલક પર માનવ નિયતિના મોટા પ્રશ્નને સ્પર્શ્યો છે. કવિની આ અંતર્મુખતા અને ખોજનું શુભ હકારવાચક પરિણામ આવવું જ જોઈએ. કુદરતને ખાલીપો કે શૂન્યાવકાશ ગમતો નથી. 'ગીતા'ના અર્જુનનો વિષાદ અને 'યોગવાસિષ્ઠ'ના રામનો નિર્વેદ તો આપણા તત્ત્વજ્ઞાને પ્રાપ્ત કે 'કાર્ય' કર્મ 'સુખદુઃખે સમે કૃત્વા' અને 'વિગતજ્વર' બનીને સમાચરવાનો પુરુષાર્થ – સંદેશ સંભળાવવા માટે યોજાયેલાં કલ્પિત નિમિત્ત કે myth છે. કાર્લાઇલે એની Sartor Resartus કથામાં તેના નાયકને વિષાદ ને નિર્વેદના Everlasting Nea ની મનોયાતના વેઠાવી અંતે તો Everlasting yea માં, હકારના જીવન અને કર્મયોગની મનોભૂમિકામાં Work is Worship નો મંત્ર આપીને લાવી મૂક્યો છે. તેના પ્રેરણાગુરુ ગ્યોઇથેનો સંદેશ પણ 'ફાઉસ્ટ'ની તેની અમર કૃતિમાં અન્તમાં એવો જ ગુંજે છે. એથી જ નિરાશા ને વૈકલ્યને હડાવવા કાર્લાઇલે ગર્જના કરી હતી : Close thy Byron, open thy Goethe. આધુનિક સાહિત્યને ઘેરી વળેલું આ નિર્વેદ – વિષાદ – અર્થશૂન્યતાનું ધુમ્મસ પણ એક વચલી મનઃસ્થિતિ જ હોવી ઘટે, મંજિલ નહિ. ઉષાના ઉદય પહેલાંનો અંધકાર સૌથી વધુ ઘેરો કે ઘોર હોય છે, પણ તેની પછી ઉષાના પ્રકાશનું અચૂક આગમન થાય છે. 'If Winter comes, Can spring be far behind ? એમ આ ધુમ્મસે એક કાળે વિખેરાઈ જવું જ પડવાનું. મનોવિજ્ઞાનમાં તો Close thy Freud, open thy Maslow એમ કહેવાવારો આવી ગયો છે. ફ્રોઈડે અજ્ઞાત કે અવચેતન મનને અનિચ્છનીય અશુભ માન્યું તેને ભૂલ ગણાવતા અબ્રહામ મેસ્લો જેવા માનવશ્રેયોવાદી ( humanistic ) મનોવૈજ્ઞાનિકો અજ્ઞાત મનમાં સર્જકતાનાં

આનંદનાં, ભદ્ર કે શિવનાં, ને માનવીય નીતિશાસ્ત્ર અને મૂલ્યોનાં પણ મૂળ હોય છે, અને રુગ્ણ અજ્ઞાત મન જેવું નીરોગી અજ્ઞાત મન પણ હોય છે, એમ કહે છે. વ્યક્તિની જરૂરતો અને સમાજ તથા સંસ્કૃતિની જરૂરતો વચ્ચે અનિવાર્ય અંતર્ઘટિત ( Built-in ) વિરોધ હોય છે. એ ફ્રોઈડી માન્યતાને એ લોકો ખોટી ગણે છે. માનવીની કાયિક અને માનસિક જરૂરતો ( Basic needs ) કરતાં ચડિયાતી તેની ત્રીજી જરૂરતોને મેસ્લો ( Being--needs કે Meta-needs એટલે આત્મિક જરૂરતો કહે છે. સત્ય, સૌંદર્ય, પ્રેમ, ન્યાય, પૂર્ણતા એવી જરૂરતો છે, જે માનવીની ઉન્નતિસાધક હોય છે અને મૂલ્યાત્મક હોય છે. જેમાં ક્ષણિક ને શાશ્વતનું, સ્થાનિક કે સીમિત અને અનહદનું, હકીકત અને મૂલ્યનું, એકત્વ અનુભવાય એવા વિશ્વાત્મૈક્યનો પરાનુભવ, જેને તે self-actualization કે Self-transcendence કહે છે, તે શક્ય છે એમ નહિ, તે જ મનુષ્યની ઉજ્જવળ નિયતિ હોવી ઘટે એવું મેસ્લોનું પ્રતિપાદન, उध्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् એ ગીતાનું ભગવદ્વાક્ય તથા આપણું ઔપનિષદિક દર્શન સાર્ત્ર, કામ્યૂ આદિના માર્ગેથી આપણા આધુનિકોની નવી પેઢીને વિવેકાનંદ ગાંધીજી અને કૃષ્ણમૂર્તિને માર્ગે વાળીએ એવી આશા કેમ ન રાખીએ ? એમ થશે ત્યારે એરિક ફ્રોમને મતે આજના યુગની સમસ્યારૂપ પરાયાપણાની લાગણી તથા માનવચિત્ત અને હૃદય વચ્ચે પડી ગયેલું અંતર તથા આજના 'એબ્સર્ડ'-વાદીઓને હેતુ – શૂન્યતા કે અર્થશૂન્યતાનો અનુભવ કરાવતી માણસ અને ભૌતિક જગત વચ્ચેની ખાઈ પુરાઈ ગઈ હશે, અને સાહિત્ય ઉદ્ગારતું થયું હશે 'I am, I love, I see, I act, I will' એ શ્રી અરવિંદની સાવિત્રીના તેજતણખા ઝરતા વાક્યમાંનો સ્ફૂર્તિદાયક માનવકલ્યાણક નવસંદેશ. ત્યારે વોલ્ટર પેટરે અને ટી. એસ. એલિયટે દર્શાવેલો સારી કલા અને મહાન કલા વચ્ચેનો ભેદ *સમજીને સાહિત્ય કલાના ધોરણે સંતર્પક બનવા સાથે

* 'The distinction between great art and good art depends immediately, as regards literature at all events, not on its form, but on the matter' ( Walter Pater ). એથી જ તે અંગ્રેજી બાયબલ, 'ડિવાઈન કૉમેડી' અને 'પેરેડાઈઝ લૉસ્ટ' અને 'લ મિઝરાબ્લ'ને 'મહાન કલા'ના વર્ગમાં મૂકે છે.

ટી. એસ. એલિયટનું વિધાન આવું છે :

'The greatness of literature cannot be determined solely by literary standards; though we must remember that whether it is literature or not can be determined only by literary standards.'

મહાન પણ બનવાની મહેચ્છા સેવતું થશે. મહાન કૃતિઓ નિપજાવવા તેણે પેટરના બતાવ્યા મુજબ પોતાના વિષય-વસ્તુના ગૌરવ, વિસ્તાર ને વૈવિધ્ય પર, જીવનના હેતુ કે મહાપુરુષાર્થ સાથેના એના સંબંધ પર, એના આશા-આશ્વાસનના કે ક્રાન્તિના સંદેશાની ઉદાત્તતા તથા વેધકતા પર નજર ઠેરવવાની રહેશે. ફ્રોઈડ-જુંગ-એડલર પછીના એક મોટા મનોવિજ્ઞાની અબ્રહામ મેસ્લોની નીચેની ચીમકી પણ તેને માટે અવધાર્ય ગણાય.

I point out that professional science and professional philosophy are dedicated to the proposition of forgetting about the values, excluding them. This, therefore, must lead to Eichmanns, to atom bombs, and to who knows what ! I am afraid that the tendency to separate good style or talent from content and ends can lead to this kind of danger. '* (' The Farther Reaches of Human Nature'-પૃ ૧૬૭ )

ત્યારે પ્લેટોથી માંડી ન્હાનાલાલ ને કાકા કાલેલકર સુધીના સેંકડો વર્ષોના ગાળામાં તો ખરી જ પણ આધુનિકોમાંથીય ઘણાયે* પુરસ્કારેલી કલાની નૈતિક જવાબદારી પણ ફરી સમજાઈ હશે. અને ત્યારે સંભવતઃ Close thy Baudlaire open thy Tolstoi ' એમ ન લલકારાય, તોય કલાત્મક અભિવ્યક્તિની નવી નવી તરકીબોની શોધમાં થતા પ્રયોગાતિરેકનું સ્થાન નવાં સાદાઈ-સરળતા સિદ્ધ કરવાની અને બહોળા વાચકસમુદાયને આકર્ષવાની અને તેમના હૃદય સુધી પહોંચવાની નવી રીતો કે ઉપાયોની શોધમાં પ્રયોજાતી પ્રયોગશીલતાએ લીધું હશે. ગુજરાતી સાહિત્યકારોની આજની તથા આવતી કાલની ચેતનવંતી પેઢીઓના આ દિશાના પ્રસ્થાનની આશા રાખીએ.

---

* ડી. એચ. લૉરેન્સના શબ્દો જુઓ : ' The essential function of art is moral. Not aesthetic, not decorative, not pastime and recreation. But moral. ' બ્રેખ્ટ પણ કળાની નૈતિક જવાબદારી પર એવો જ ભાર મૂકે છે. જ્યોર્જ સાન્તાયનનો આ ઉદ્ગાર પણ જુઓ : ' Poetry is religion without points of application in conduct, and without an expression in worship and dogma. '

ભારતની સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીના ત્રણ દાયકાના ગુજરાતી સાહિત્ય ઉપર દૃષ્ટિપાત કર્યો તો ગુજરાતી ભાષા સાથે નિસબત ધરાવતી કેટલીક એ ગાળાની પ્રવૃત્તિઓની નોંધ પણ સંક્ષેપમાં લેવી જરૂરી અને ઉચિત માનું છું. એમાં પહેલી છે રાજવહીવટમાં ગુજરાતી ભાષાના વપરાશની. ૧૯૪૭ પછી તે સમયના મુંબઈ રાજ્યે તેની સીમાની ત્રણે પ્રદેશભાષા—મરાઠી, ગુજરાતી, કન્નડ—માં લખાયેલા પ્રજાજનોનાં લખાણનો જવાબ તે ભાષામાં આપવાની અધિકારીઓને પ્રથમ ગ્રામકક્ષાએ, પછી જિલ્લાકક્ષાએ પ્રદેશભાષામાં વહીવટી વ્યવહાર કરવાની ને વધારતા રહેવાની સૂચનાઓ વખતોવખત આપ્યા કરી હતી. ૧૯૬૦ માં ગુજરાત રાજ્યની સ્થાપનાની સાથે તેની વિધાનસભાનો પહેલો અધિનિયમ રાજ્યવહીવટની ભાષા ગુજરાતી અને હિંદીને ઠરાવવાનો થયો હતો. એ હેતુની સિધ્ધિ માટે સચિવાલયકક્ષાએ એ અંગેની કામગીરી માટે નિમાયેલી ભાષાકચેરીએ હજારો સરકારી ઠરાવો, પરિપત્રો, જાહેરનામાં, નિયમો, જુદાં જુદાં અનેક ખાતાંઓના નિત્યવ્યવહારનાં ફૉર્મ, બજેટ—પ્રકાશનો વગેરેનો અંગ્રેજીમાંથી ગુજરાતી અનુવાદ કરી આપી 'વહીવટી શબ્દકોશ' અને સરકારી કામકાજમાં ગુજરાતીના ઉપયોગ અંગે 'માર્ગદર્શિકા' તથા 'સરકારી લેખનપધ્ધતિ' જેવાં પુસ્તકો તૈયાર કરી પ્રસિધ્ધ કર્યાં છે. અંગ્રેજ હકૂમત વેળા રાજવહીવટની ભાષા અંગ્રેજી હોવાથી અને વહીવટીતંત્ર અકબંધ આગલું જ સ્વરાજ—સરકારે અપનાવ્યું હોવાથી ખાતાંઓ ને અધિકારીઓનાં નામ, ફાઈલો અને દફતરોનાં શીર્ષકો, કેટલીક તુમારી ભાષાની લઢણો, પત્રવહેવારની પદ્ધતિ વગેરેમાં આગળ વપરાતી અંગ્રેજી ભાષાના શબ્દોના યથાર્થ ગુજરાતી પર્યાયો શોધી ઘડી આપવામાં દૃષ્ટિ યથાર્થતા અને સુગમતા ઉપરાંત એનાં ખાસિયતો, રૂઢિપ્રયોગો, સ્વરૂપ, બંધારણ અને રૂઢ વ્યવહાર (usage) સાથે ભાષાના ગુજરાતીપણાની જાળવણી અને ખિલવણીની રહી હોવાનું આગળ ઉલ્લેખેલાં ત્રણ પુસ્તકો તેમજ આગલાં એની પુરવણીનાં બહાર પાડેલાં બે પુસ્તકોનાં વાચનથી સ્પષ્ટ થશે. લોકો માટે, લોકો વડે ચાલતા લોકોના રાજ્યની પહેલી શરત તે લોકોની ભાષામાં ચાલે એ છે. એમ ન થાય ત્યાં સુધી પ્રજાને સ્વરાજ્ય આવ્યાની પ્રતીતિ થાય નહિ. સ્વતંત્ર ભારતના રાજ્યબંધારણની ૩૪૫ મી કલમથી રાજ્યોમાં સરકારી કામકાજ માટે પ્રાદેશિક ભાષાઓનો ઉપયોગ કરવાની છૂટ અપાઈ છે તેનો અમલ

ગુજરાત ખાતે સંતોષકારક પ્રમાણમાં થયો કહી શકાય તેમ છે, તેનું શ્રેય તેની પ્રજાકીય સરકારને ઘટે છે. મંત્રીઓ અને સચિવો આને બીજા અનેક લોકોપયોગી કાર્યક્રમો જેટલું જ એક must જેવું કામ માની એને વિશે વધુ આગ્રહી અને જાગૃત રહે, તો આ બાબતમાં થયેલી પ્રગતિ કરતાં વિશેષ પ્રગતિ શાધી શકાય તેમ છે. ભાષા તરજૂમિયા, કૃત્રિમ કે ભદ્રંભદ્રી ન લાગે એની સાવધાની જેમ અત્યારસુધી રખાઈ છે તેમ કાયમ રખાવી જરૂરી છે. ગુજરાત રાજ્યે 'કાયદાના પારિભાષિક શબ્દોનો કોશ' પ્રગટ કરી કેન્દ્રીય અધિનિયમોના ગુજરાતી અનુવાદનું કામ પણ એક હિંદી સિવાય બીજી પ્રદેશભાષાઓમાં થયેલા તે કામ કરતાં ઘણું વધારે પ્રમાણમાં દેખાડયું છે. સ્વરાજ્ય પહેલાં પણ વડોદરા અને બીજાં બધાં દેશી રાજ્યોમાં વહીવટ ગુજરાતીમાં જ ચાલેલો હોઇ રાજ્યવહીવટની ભાષાના ગુજરાતીકરણમાં આપણને ખાસ મુશ્કેલી નડી નથી અને વડોદરા રાજ્યે બહાર પાડેલી 'શાસનકલ્પતરુ' જેવી સામગ્રીનો યથાયોગ્ય ઉપયોગ એમાં થયો પણ છે. રાજકારભારના ભાષાવ્યવહારમાં ગુજરાતીના ઉપયોગ વિશેના પરિષદના એક દૂરદર્શી ભૂતપૂર્વ પ્રમુખની સૂચનાના ભાષાવાર રાજ્યરચનાએ અનુકૂળ બનાવેલી સ્વાતંત્ર્યોત્તર પરિસ્થિતિમાં થઈ રહેલા અમલના પહેલા દશકાની પાયાની કામગીરીમાં સક્રિય ભાગીદાર થવાનું સદ્ભાગ્ય આ બોલનારને સાંપડયું હતું.

ગુજરાત માટે સ્વતંત્ર યુનિવર્સિટીની માગણી આપણી પરિષદના એકથી વધુ પ્રમુખોએ કરી હતી તે સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીના આ ત્રણ દાયકામાં માગ્યા કરતાં ઘણા વધુ પ્રમાણમાં સંતોષાઈ છે, અને તે સાથે શિક્ષણ-પરીક્ષણમાં ગુજરાતી ભાષાના ઉપયોગની પણ. ગુજરાત પાસે અત્યારે ગાંધીજી-સ્થાપિત ગુજરાત વિદ્યાપીઠ ઉપરાંત મહારાજા સયાજીરાવ, ગુજરાત, સરદાર પટેલ, દક્ષિણ ગુજરાત, સૌરાષ્ટ્ર, આયુર્વેદ અને કૃષિ યુનિવર્સિટીઓ છે, ભાવનગર યુનિવર્સિટીએ તાજેતરમાં જ જન્મ લીધો છે અને ઉત્તર ગુજરાત યુનિવર્સિટી પણ થયા વિના નહિ રહે. કૃષિ અને આયુર્વેદની જેવી વિશિષ્ટ વિદ્યાશાખાઓને સુવાંગ વરેલી યુનિવર્સિટીઓ સિવાય જરૂર તો ગુજરાતને કોઈ એકબીજીની વિદ્યાશાખાઓને બેવડાવે નહિ એવી અને યુગની જરૂરતોને સંતોષતી ફક્ત ત્રણ યુનિવર્સિટીની હતી, જે પંચવર્ષી યોજનાઓમાં યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશન અને રાજ્ય સરકારની ઉત્તરોત્તર વધતી જતી આર્થિક સહાયનો સૂઝભર્યો અને પર્યાપ્ત ઉપયોગ કરીને સ્વતેજ ખિલવતી

વિકસી રહી હોત. પ્રદેશના ધુરીણોએ શાંતિથી બેસી આવો નકશો પહેલેથી વિચારી ગોઠવી લીધો હોત તો સારું થાત. પણ દેશમાં અન્યત્ર બધે તેમ અહીં પણ સ્થાનિક અને પ્રાદેશિક મમત્વે તથા રાજકારણે સંખ્યા વધારી આપી છે, તો થયું તેનો આનંદ છે. પણ એવો આનંદ યુનિવર્સિટીઓથી આપણી ભાષા અને આપણા સાહિત્યને મળવા અપેક્ષિત ધક્કા પરત્વે બહુ થતો નથી. શિક્ષણ અને પરીક્ષણનું માધ્યમ ગુજરાતી થયાં છતાં વિદ્યાર્થીઓ ભાષાશુદ્ધિ અને અભિવ્યક્તિની બાબતમાં કશી પ્રગતિ દેખાડતા થયા નથી, ઊલટું એ પરત્વે એમની ઉદાસીનતા વધતી જતી હોવાનું જાણકારો કહે છે. ગુજરાતી સાહિત્યનો મુખ્ય વિષય લઈ બી. એ. અને એમ. એ. થનારા વિદ્યાર્થીઓ પાસે તો એવી પ્રગતિની અપેક્ષા રખાય, પણ તે સંતોષાઈ નથી. પાઠ્ય પુસ્તક તરીકે મુકરર થયેલી શિષ્ટ કૃતિઓનો સાંગોપાંગ અભ્યાસ તો શું, સામાન્ય પરિચય પણ ધરાવ્યા વિના એ પદવીઓ કેટલીક વાર તો બીજા વર્ગમાં મેળવી જનારાં સાહિત્યના શિક્ષક અથવા અધ્યાપક બની કેવુંક ઉજાળશે એની ફિકર થાય. આપણા સાહિત્યનો વિશાળ તેમ ઊંડો અભ્યાસ, સાચી સાહિત્યસમજ, વિવેચનશક્તિ અને ભાષાબળ બતાવનાર વિદ્યાર્થીઓની સંખ્યા આંગળીને વેઢે ગણી શકાય એટલી જૂજ હોય છે. યુનિવર્સિટીઓ સાહિત્યના અધ્યયન, ઉહાપોહ, ઉત્તેજના આદિથી તેમ નવાં સાહિત્યક સંચલનો અને પોતાના સંપ્રદાય ( school ) ઊભા કરે એવા સાહિત્યસર્જનથી ધમધમતાં એક કાળે ઓક્સફર્ડ ને કેમ્બ્રિજ હતાં તેવાં સાહિત્યનાં ડાયનેમો–કેન્દ્રો બની જવાની આશા નાપાસ થવાનું અઘરું બનાવી દેનારી અને સાહિત્યની બી. એ. એમ. એ. પદવીઓનું અવમૂલ્યન કરી નાખનારી સ્વાતંત્ર્યોત્તર પરિસ્થિતિમાં શી રાખવી ? કેટલાક તેજસ્વી કવિઓ, વાર્તા–નવલિકા આદિના સર્જકો ને અભ્યાસીઓ યુનિવર્સિટીઓમાંથી નીકળ્યા છે. પણ તે આવી પરિસ્થિતિ છતાં, અને સ્વકીય પ્રતિભાબળે ને અભ્યાસે. અવમૂલ્યન તો હવે યુનિવર્સિટીઓની ઉચ્ચતમ ગણાય એવી પીએચ. ડી. પદવીનું પણ થવા લાગ્યું છે. એ પદવી માટેની પાત્રતા ધરાવે એવા તોલદાર, અધ્યયન-સંશોધન–ક્ષમ અને કશીક નવી હકીકત, નવા પ્રતિપાદન કે વિવેચનને કે કંઇ નહિ તો સત્ત્વશાળી અને વેધક પુનર્મુલ્યાંકનને અવકાશ આપે એવા વિષયોની પસંદગી પણ કરતાં ન આવડે એવી પરિસ્થિતિમાં પરિષદના કલકત્તા–અધિવેશનના પ્રમુખને એ માટે સૂચન કરવું પડ્યું હતું એ યાદ હશે. અધ્યાપક–માર્ગદર્શક વર્ગે પણ પોતાની સજ્જતા, દૃષ્ટિ, જવાબદારીનું ભાન અને નિષ્ઠા વધારવાં રહે છે. ગુજરાતીને માધ્યમની પ્રતિષ્ઠા મળતાં

જુદા જુદા વિષયોના પારિભાષિક શબ્દોના ગુજરાતી પર્યાયોની પુસ્તિકાઓ ગુજરાત યુનિવર્સિટી તરફથી મળી, અને અનેક યુનિવર્સિટી–વિષયોના અભ્યાસક્રમને અનુલક્ષતાં વિદ્યાર્થીભોગ્ય પુસ્તકો ખાનગી પ્રકાશકોએ અને યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડે ઉત્સાહી અધ્યાપકો પાસે લખાવી મોટી સંખ્યામાં પ્રગટ કર્યાં, તે આપણા શાસ્ત્રીય વાઙ્મયને થયેલો લાભ ગણાય. પણ એમાં લેખકોની ભાષા દ્વારા ગુજરાતી ભાષાએ કોઈ નવું ગજું કાઢી દેખાડ્યાની પ્રતીતિ થતી નથી, અને ગુણવત્તા સંખ્યાને તાળી આપતી નથી. યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડની પુસ્તક પસંદગી, લેખકો, પરામર્શકો વગેરે બાબતમાં ગુજરાતની યુનિવર્સિટીઓના ઉપ-કુલપતિઓએ વિશેષ સક્રિય રસ લીધો હોત, તો એક જ ઉત્સાહી વ્યક્તિને વહેવાના આવેલા ભારથી આવેલ પરિણામ સહેજ વધુ સારું આવત.

સ્વાતંત્ર્ય પ્રાપ્તિ પછી પ્રજાકીય સરકારોએ બધાં રાજ્યોમાં કલ્યાણ–રાજ્ય બનવાના ઉત્સાહમાં આગલા પરદેશી શાસનમાં ન થઈ શકેલાં પ્રજાનાં ઘણાં કામ ઉપાડ્યાં છે તેમાં સાંસ્કૃતિક પ્રવૃત્તિઓની જેમ સાહિત્યના ઉત્તેજનનું પણ છે. ગુજરાત રાજ્ય પ્રતિવર્ષ બધા સાહિત્ય પ્રકારોમાં પ્રગટ થયેલાં ગુજરાતી પુસ્તકોમાંથી ઉત્તમને પારિતોષિકો આપતું આવ્યું છે, કેટલાક સમયથી લેખકોને પુસ્તક પ્રકાશનમાં સહાય કરતું થયું છે, અને શાળાઓનાં પુસ્તકાલયો માટે ઉત્તેજનાર્થે પુસ્તકો ખરીદે છે. પણ સરકારી કામ એની રીતે જ થતું હોય. જે તે હેતુઓ માટે એની રીતે નીમેલી સમિતિઓ પાછી ફરતી રહેતી હોઈ પારિતોષિકો માટે કે ઉત્તેજનાર્થે ખરીદવા માટેનાં પુસ્તકો માટે પસંદગીનું ધોરણ એકસરખું ન રહેતું હોવાનું ઘણીવાર દેખાય. છતાં રાજ્ય સાહિત્ય માટે આટલું કરે છે તે હકીકત સંતોષજનક તો ખરી જ. પરિષદને મકાન, પુસ્તકાલય, સાહિત્યકોશ વગેરેમાં મદદ કરવાનું તેનું તાજેતરનું પગલું તો સવિશેષ અભિનંદનીય છે.

સ્વેચ્છામૃત્યુથી વિદેહ થયાને જેમને બહુ ઝાઝો સમય થયો નથી એવા શ્રી મોટાના સંસ્કારવર્ધક અને સાહિત્યપોષક કાર્યની પણ કૃતજ્ઞતાપૂર્વક નોંધ લીધા વિના ચાલે નહિ. ગાંધીવાદી કર્મયોગી હરિજનસેવક તરીકે બાહ્ય જીવન જીવતાં લગનીથી કઠોર ભક્તિસાધના કરતા રહીને ઈશ્વર સાક્ષાત્કાર સુધી પહોંચનાર અને મુમુક્ષુ સાધકોને પ્રેરણા ને માર્ગદર્શન આપતાં ગદ્ય અને પદ્યનાં નાનાંમોટાં મળી પોણોસો પુસ્તકો આપી જનાર

એ ગુજરાતી સંતપુરુષે સ્વરાજ્યપ્રાપ્તિ પછીના રાષ્ટ્રોત્કર્ષના આરંભાયેલા પુરુષાર્થ સાથે તાલ મિલાવે એવો સમાજનું આંતર તેજ વધારવાનો પુણ્ય સંકલ્પ કરી જે પ્રવૃત્તિ ઉપાડી, તેમાં ગુજરાતી સાહિત્યનાં અનેકદેશી વિકાસ-વૃદ્ધિ માટે 'હરિ ૐ આશ્રમ-નડિયાદ' દ્વારા એમણે પરિષદને, ગુજરાતની યુનિવર્સિટીઓને તથા સંસ્થાઓને આપેલાં મોટી રકમનાં દાનો પણ છે. એ રકમોનાં વ્યાજમાંથી કરવાનાં આશ્રમે સૂચવેલાં પ્રકાશનોમાં બાળકો ને કિશોરો માટેનું સાહિત્ય, તરુણ વિદ્યાર્થીઓ અને સામાન્ય લોકો માટે "જ્ઞાનગંગોત્રી"નાં પુસ્તકો અંગ્રેજી-ગુજરાતી બૃહદ્ શબ્દકોશ, એન્સાઇ-ક્લોપિડિયા બ્રિટાનિકાના નમૂનાનો ગુજરાતી જ્ઞાનકોશ, વ્યુત્પત્તિશાસ્ત્ર, ગુજરાતી ભાષાનું શાસ્ત્રીય વ્યાકરણ, વેદસાહિત્ય, જીવનચરિત્રો, બધા ધર્મોના તત્ત્વજ્ઞાનને લગતા ગ્રંથો, મૌલિક ભક્તિ-સાહિત્ય, વિજ્ઞાનકોશ વિજ્ઞાનવિષયક પુસ્તકો, રામાયણ-મહાભારત-ભાગવત આદિની ત્રિરં સચિત્ર કથાઓ, શૌર્ય-સાહસ-કથાઓ, વગેરેનો સમાવેશ થાય છે. શ્રી અરવિં સુવર્ણચંદ્રક, ભગિની નિવેદિતા પારિતોષિક જેવાં પારિતોષિકો અં વ્યાખ્યાનમાળાઓ તથા ગ્રંથમાળાઓની પણ એ દાનોમાં યોજના છે સમાજ પાસેથી આવા ઉચ્ચ હેતુ માટે નાણાં મેળવી, તેમાંથી ખાનગી આશ્રમના ખર્ચ પેટે એક પાઈ પણ ન વાપરતાં, અને પોતાના નામ પાછળ રાખી અન્ય સ્મરણીય વિભૂતિઓનાં નામ સાથે તે પુસ્તકશ્રેણી વ્યાખ્યાનમાળાઓ કે પારિતોષિકોને જોડીને શ્રી મોટાએ તથા 'હરિ ૐ આશ્રમના મેનેજિંગ ટ્રસ્ટી' અને તેમના શિષ્ય-સાથી શ્રી નંદુભાઈ શા જે નિઃસ્વાર્થ સમાજધર્મ અને સાહિત્ય-સંસ્કાર-પ્રીતિનું સદા-અનુકરણી ઉજ્જવળ દૃષ્ટાંત પૂરું પાડયું છે તે અત્યારસુધી તો અજોડ છે. જૂના સમય અભ્યાસ, શ્રમ ને નિષ્ઠાવાળાં માણસો હતાં ત્યારે તેમને આર્થિક ચિન્તામાં મુક્ત રાખે એવાં આવાં સાધનો ને સંજોગો ન હતાં, અને અત્યારે જ્યા પ્રજાકીય સરકારો, સંસ્થાઓ અને આવી વ્યક્તિઓ દ્વારા એ બધું સુલ છે ત્યારે એવી વ્યક્તિઓની તંગી વરતાય છે, એ કરુણ છે. આપણી પરિ પાસે હરિ ૐ આશ્રમના દાનના જે પારિતોષિક ને ચંદ્રક છે તેની દાતા વિહિત શરતોને સંતોષે એવી કૃતિઓ દર વર્ષે મળી શકતી નથી એ પરિ-સ્થિતિ પુરુષ અને સ્ત્રી સાહિત્યકારોને માટે પડકારરૂપ ગણાવી જોઈએ.

પડકારરૂપ તો સાહિત્યકારો માટે આજની મારાં ચશ્માંથી મને દેખાતી સાંસ્કૃતિક અને નૈતિક કે ચારિત્ર્યની કટોકટી કે અંધેર પણ છે. મેથ્યુ

આર્નોલ્ડે 'Culture And Anarchy'માં ગયા શતકમાં વર્ણવી છે. એથી કયાંયે ચડી જાય એવી પરિસ્થિતિ અત્યારે પ્રવર્તી રહી છે. પાછળનાં પુરાણોએ ને મધ્યકાળના ગુજરાતી કવિઓએ વર્ણવેલાં કવિલક્ષણોને સારાં કહેવરાવે એવી પૈસા પાછળની આંધળી દોટ, એકલપેટું સુખાળવાપણું, ભ્રષ્ટાચાર શિષ્ટાચાર બની ગયો છે એમ વિનોબા જેવા સંત પાસેથી ઉદ્‌ગાર કઢાવે એવી પરિસ્થિતિ, મૂલ્યહ્રાસ, ગંભીર ને શિષ્ટ સાહિત્ય પ્રત્યે અરુચિ, હળવાં છાપાંશાઈ સામયિકોનાં વાચનનો વધારો, ભજવાતાં નાટકોનાં શીર્ષકો, દ્વિઅર્થી સંવાદો ને તેને અનુવર્તતા અભિનયમાં દોઈને, અરે જેમનું એમાં હીણું આલેખન થતું હોય છે તે સ્ત્રીઓને પણ અજુગતું ન લાગતાં તે જોવા જવા માટે થતી પડાપડી, રાજકારણમાં સ્વાર્થ, પ્રપંચ, દંભ, જૂઠ, સત્તાલોભ, વાચિક હિંસા વગેરે દૂષણોનો થતો નિહાળાય છે તેવો વધારો, બુદ્ધિજીવી વર્ગનુંય અર્થદાસત્વ : યાદી તો બહુ લાંબી થાય તેમ છે. સાહિત્ય જ એક એવી શક્તિ છે જે લોકોનાં હૈયાંને ઢંઢોળી ચાલુ અનર્થ કે અનિષ્ટનું ભાન કરાવી તેમને સાચે માર્ગે વાળી શકે. કલમનું શસ્ત્ર એ રીતે અનર્થનિવારણનું એક કાતિલ શસ્ત્ર છે. ગોવર્ધનરામ આપણને શીખવી ગયા છે કે ધર્મનું સનાતન સ્વરૂપ હર જમાનામાં ચાલુ કે અક્ષત રહે છે, પણ દેશકાળની પ્રાપ્ત પરિસ્થિતિ કેટલોક વિશેષ ધર્મ ઊભો કરે છે. આપણા સહિત્યકારો પણ સૌંદર્યની સાધના ને તેના ગાનનો પોતાનો સનાતન ધર્મ થોડો વખત કોરે મૂકી, પોતાની આંતરખોજ અને માનવ નિયતિની ફિકરમાંથી બહાર આવી, પોતાને નજીકથી ચોમેરથી ઘેરી વળેલી અને નજરે પ્રતિક્ષણ અથડાતી આ અભદ્ર પરિસ્થિતિને વિદારવા વ્યંગ ( Irony ) ને કટાક્ષ ( Satire )ના તેમના બ્રહ્માસ્ત્રનો ઉપયોગ કરે, એ એમને પ્રાપ્ત થનો આજના દેશ – કાળે જરૂરી બનાવેલો એમને માટેનો વિશેષ ધર્મ નહિ ?

આટલા પ્રસ્તુત પ્રગટ ચિંતન પછી, સમુદાયરૂપે આપણે મળ્યા જ છીએ ત્યારે, વૈદિક ઋષિઓના નીચેના પ્રાર્થના શબ્દોથી આપણી સર્વ પ્રવૃત્તિ-ઓની પ્રેરક અને નિયામક પરમ શક્તિ પાસેથી સત્ય અને પ્રકાશ યાચીએ, એ જ સમુચિત થશે :—

१. विश्वानि देव सवितर् दुरितानि परासुव ।  
यद्भद्रं तन्न आसुव ॥

२. हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषनपावृणु सत्यधर्माय दृष्टये ॥

३. असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्मा अमृतं गमय ।



આદરણીય પ્રમુખશ્રી, સાહિત્યરસિક સજ્જનો અને સન્નારીઓ,

વિવેચનવિભાગના પ્રમુખ તરીકે મારી વરણી કરવા બદલ પરિષદની મધ્યસ્થસમિતિનો તેમજ આ અધિવેશનની સ્વાગતસમિતિનો હૃદયપૂર્વક આભાર માનું છું.

મારા વ્યાખ્યાનનો વિષય છે સાહિત્યિક ઇતિહાસ. આ પરિષદના પ્રથમ પ્રમુખ ગોવર્ધનરામે ૧૮૯૨માં 'મધ્યકાલીન ગુજરાતી કવિઓ અને તેમનો સાંસ્કારિક પ્રભાવ' એ વિષય પર વિલ્સન કૉલેજની સાહિત્યસભા સમક્ષ અંગ્રેજીમાં વ્યાખ્યાન આપેલું તે ગુજરાતી સાહિત્યના એક તબક્કાનો ઇતિહાસ આપવાનો પ્રથમ પ્રયત્ન ...

## વિવેચન વિભાગના પ્રમુખ

# પ્રો. ધીરુભાઇ ઠાકરનું પ્રવચન

... લખનને લગતા કેટલાક મુદ્દાઓની તાત્ત્વિક ચર્ચા કરવાનો પ્રયત્ન છે.

એક રીતે જોઇએ તો આજે સાહિત્યની દુનિયામાં સાહિત્યિક ઇતિહાસની મથરાવટી મેલી છે. આ પ્રકારનાં પુસ્તકો સાહિત્યિક અધ્યાસ તજીને કેવળ માહિતીદર્શક વાઙ્મયની કક્ષાએ ઊતરી પડેલાં જણાય છે. સાહિત્યના ઇતિહાસની ગણના આજકાલ સાહિત્યના કરતાં શિક્ષણવિષયક લખાણ તરીકે વિશેષ થાય છે. યુનિવર્સિટીના શિક્ષણક્રમમાં સાહિત્યના ઇતિહાસને સ્થાન મળેલું હોવાથી તેની માગ પ્રમાણે પુસ્તક લખવા ને પ્રસિદ્ધ કરવાનો વ્યવસાય ચાલે છે. સાહિત્યનો ઇતિહાસ એટલે કર્તા અને કૃતિની કાલક્રમાનુસારી ગોઠવણી ને તેમનો વિવેચનાત્મક પરિચય એવો સ્થૂળ ખ્યાલ ઘણુંખરું પ્રવર્તે છે. તેનું એક કારણ શિક્ષણ અને પરીક્ષણની શિથિલતા છે. તેની ચર્ચામાં ઊતરવું અહીં અપ્રસ્તુત છે. પરંતુ પરીક્ષાની સામગ્રીથી વિશેષ

અપેક્ષા સાહિત્યનો ઇતિહાસ લખનાર પાસે કોઈ રાખતું નથી એવી ખરીખોટી છાપ ઊભી થયેલી છે.

આવી પરિસ્થિતિ શિક્ષણક્રમમાં મુકાયેલાં સાહિત્યનાં બીજાં અંગોની પણ છે એમ કોઈ કહે. પરંતુ જરા ઊંડે ઊતરીને જોઈશું તો જણાશે કે ખુદ સાહિત્યતત્ત્વ સાથે કામ પાડનાર વિદ્વાનો ઇતિહાસના કરતાં વિવેચન લખવાનું વધુ પસંદ કરે છે. સાહિત્યના અધ્યયનના મુખ્ય સાધન તરીકે ઇતિહાસના કથનાત્મક પ્રકાર કરતાં વિવેચનાત્મક નિબંધ વિશેષ ખેડાય છે. સાહિત્યતત્ત્વને લગતા તેમજ સ્વરૂપ, પ્રવાહ, કર્તા ઇત્યાદિને લક્ષતા પ્રશ્નોની ચર્ચા નિબંધરૂપે જ થાય છે. તેમાં રજૂ થયેલાં ઇતિહાસલક્ષી વિધાનોને સાંકળવાનું કામ નાના માણસો પર છોડવાનું ઉન્નતભ્રૂ વલણ પણ કોઈવાર જોવા મળે છે.

નવ્ય વિવેચન મુખ્યત્વે કૃતિલક્ષી છે. ઇતિહાસલક્ષી ધોરણ તેને માન્ય નથી. લેખકના ઉદ્દેશને વિવેચનના માપદંડ તરીકે અપનાવવાનું પરંપરાનુસારી વલણ તેને સ્વીકાર્ય નથી. ભાષાકર્મ તેનો મુખ્ય માપદંડ છે. આ આધુનિક અભિગમ સાહિત્યના પ્રણાલિકાગત ઇતિહાસને ઉથલાવી નાખવા તૈયાર થયો છે એમ કોઈને લાગે તો નવાઈ નહીં.

સાહિત્યના અધ્યયનમાં ઇતિહાસનું સ્થાન વિશ્લેષણે લીધું તેનું એક કારણ એ પણ ખરું કે ઐતિહાસિક અધ્યયન કૃતિના અભ્યાસથી દૂર ભાગતું બન્યું છે. ઇતિહાસના અભ્યાસને પ્રતાપે તેની એક પણ કૃતિ વાંચ્યા સિવાય કોઈ પણ લેખક વિશે છટાથી ભાષણ આપવાની ચેષ્ટા થઈ શકે છે. અમેરિકામાં તેની ટીકારૂપે "Johnny can't read" એવી કહેવત પ્રચલિત થયેલી છે. હાર્વર્ડના એક પ્રોફેસરે તો આ પ્રકારની પ્રવૃત્તિને "Learning more and more about less and less" તરીકે ઓળખાવેલ છે. સાહિત્યના અભ્યાસમાં ઇતિહાસની સામગ્રીનો વિવેકપૂર્વક ઉપયોગ થવો જોઈએ. મૂળ કૃતિને સમજવામાં નવી માહિતીને ઉપયોગમાં લીધા પછી કૃતિને ફરીથી વાંચવા તત્પર થવાય ત્યારે તે માહિતીનો વિનિયોગ સાથે થયો ગણાય. નવ્ય વિવેચને આ કર્યું છે.

આ સદીના પૂર્વાર્ધમાં અંગ્રેજી સાહિત્યમાં ઇતિહાસ – લેખન પરત્વે વધી રહેલી ઉદાસીનતા અને અશ્રદ્ધાની ટીકા કરતાં જ્યોર્જ વોટસન કહે છે

કે " પાશ્ચાત્ય સમાજ જેવી પ્રગતિશીલ ને ફુરસદવાળી પ્રજા પોતાની સંસ્કૃતિના ઘડતરની પ્રક્રિયા વિશે કુતૂહલ ન દર્શાવે તે શોભાસ્પદ નથી. ઇંગ્લૅન્ડ જેવો દુનિયાનો, એક મહાન સાહિત્ય ધરાવતો, દેશ આજે જગતની વ્યાપક વ્યવહારભાષા બનેલ અંગ્રેજીમાં દુનિયા કેટલો રસ ધરાવતી થશે તેની મર્યાદા મૂકવાની સ્થિતિમાં નથી. અંગ્રેજો જો તેમના સાહિત્યનો ઇતિહાસ નહીં લખે તો બીજું કોઈ લખશે. "[1]

બાહ્ય પરિબળો ઉપરાંત સાહિત્યિક ઇતિહાસની સ્પષ્ટ વિભાવનાનો અભાવ પણ એ પ્રકારના ઇતિહાસલેખનને ગંભીર બૌદ્ધિક પ્રવૃત્તિના સ્થાનેથી ઉતારી દેવામાં કારણભૂત છે. સાહિત્યનો ઇતિહાસ લખનાર કાં તો સાહિત્યને બહાને તેમાં ઊતરેલી સમકાલીન સમાજની તાસીર પર ભાર મૂકે છે, અથવા તો, તેનું લખાણ ઇતિહાસ બનવાને બદલે મુખ્ય મુખ્ય કૃતિઓનાં વિવેચનોનું સંકલન બની રહે છે. આ બે અંતિમોની વચ્ચે સાહિત્યનો ઇતિહાસ લખનારે કામ કરવું જોઈએ. સાહિત્ય – કલાનો વિકાસ દર્શાવે એ રીતે ઇતિહાસ લખવાનું તેનું લક્ષ્ય હોવું જોઈએ અને લેખકનું જીવન, સામાજિક પરિબળોની ચર્ચા તથા છૂટક વિવેચનથી ભિન્ન તરી આવે તેવું એ ઇતિહાસનું રૂપઘટન થવું જોઈએ.

## ૨

ઇતિહાસ એટલે અતીતની કથા. પ્રત્યેક પળે વર્તમાનનું અતીતમાં રૂપાન્તર થતું રહે છે. આપણે વર્તમાનને વર્તમાન કહીએ છીએ તે સાપેક્ષ ધોરણે. તાત્ત્વિક રીતે જોઈએ તો આપણે સૌ ભૂતકાળમાં જ જીવતાં હોઈએ છીએ. ભવિષ્ય તો અનુમાન અને કલ્પનાનો વિષય છે. ઇતિહાસનું મૂળ સ્મૃતિમાં રહેલું છે. કળા વૃત્તિજન્ય છે. ગાવા, નાચવા કે કાવ્ય રચવાની વૃત્તિ દરેકને થાય એવો નિયમ નથી. પણ દરેક જણને કોઈ ને કોઈ વાત યાદ કરવાનો પ્રસંગ તો આવવાનો જ. " મને બરાબર યાદ છે, " " હું ત્યાં હતો, " " મેં તે જોયેલું, " " આ તે જ માણસ છે " આવા આવા ઉદ્ગારોથી ઇતિહાસ રચાય છે ને એમ દરેક વ્યક્તિ ઇતિહાસકાર બને છે. ગ્રીક લોકોએ ઇતિહાસની અધિષ્ઠાત્રી દેવી કલીઓને સ્મૃતિની પુત્રી તરીકે ઓળખાવી છે તે કેટલું બધું સૂચક છે !

---

1. The Study of Literature, George Watson, Orient Longmans, 1969, p. 70.

જીવનની વાસ્તવિક ઘટનાઓમાં માણસ જેમ રસ લેતો જાય છે તેમ તેનો અતીત સાથેનો સંબંધ વધતો જાય છે. ક્રિયાની સાથે ચિન્તન ચાલતું હોય છે તે ખરું જોતાં અતીતનું જ સંધાન હોય છે. એમ, માણસ મોટે ભાગે ભૂતકાળમાં જીવે છે અને ક્રમેક્રમે પોતાના શહેર, દેશ ને દુનિયાનો ઇતિહાસ જાણે છે. ઇતિહાસદૃષ્ટિ કેળવવી એટલે મનુષ્યજાતિનું સમૂહરૂપે થતું વર્તન સમજવું તે. ઇતિહાસ અતીતની કથા બનીને માનવસંસ્કૃતિની પરંપરા બાંધી આપે છે.

ઇતિહાસ સંશોધન માટે વિજ્ઞાનની પદ્ધતિ અખત્યાર કરે છે, પરંતુ તેનો ઝોક વિજ્ઞાન કરતાં કળા તરફ વિશેષ હોય છે. હકીકતરૂપે પ્રગટ થતું સત્ય તેનું સત્ત્વ છે; પણ નરી હકીકત તે ઇતિહાસ નથી. માનવસંવેદનથી રસાયેલી હકીકત ઇતિહાસને ઘડે છે. ઇતિહાસ કથા રૂપે આકૃત થાય છે ઘટનાથી. સુપેરે કહેલી કથાનું સ્વરૂપ અખંડ ને સંશ્લિષ્ટ હોય છે. આ અખંડ સ્વરૂપ ઇતિહાસકારે તેને બક્ષ્યું હોય છે. ગ્રીક પ્રજાએ કલીઓને વાણીની અધિષ્ઠાત્રી પણ કહી છે, ઇતિહાસનું નિરૂપણ રસથી વંચાય તેવું રોચક ને સચોટ હોય તો જ કલીઓ પ્રસન્ન થાય !

૩

સાહિત્યના ઇતિહાસને ઉપરની વાત સવિશેષ લાગુ પડે છે. તેની તો શૈલી ઉપરાંત સામગ્રી પણ સાહિત્યિક હોય છે. એટલે બીજા ઇતિહાસોને મુકાબલે આ ઇતિહાસમાંથી સાહિત્યની ફોરમ વિશેષ ફૂટતી રહેવી જોઇએ. અમેરિકન સાહિત્યનો સુપ્રસિદ્ધ ઇતિહાસકાર રોબર્ટ ઇ. સ્પીલર સાહિત્યના ઇતિહાસને અભ્યાસના 'ત્રીજા પરિમાણ' તરીકે ઓળખાવે છે. સાહિત્યના અભ્યાસનાં પહેલાં બે પરિમાણો તે સાહિત્યપદાર્થને મૂલવવા માટે નૂતન વિવેચને ઊભાં કરેલાં સાધનો અને સમાજ તથા સંસ્કૃતિનાં પરિબળોને ચકાસવા માટે વર્તનવિજ્ઞાનીઓએ શોધેલાં ઓજારો. ત્રીજું ઇતિહાસનું પરિપ્રેક્ષ્ય સમય અને કાર્યકારણના સંદર્ભમાં અભ્યાસ કરવા પ્રેરે છે.

અમુક સ્થળ અને સમયમાં પ્રજાએ પોતાની ભાષામાં સાહિત્યરૂપે સાધેલી અભિવ્યક્તિનું નિરૂપણ અને અર્થઘટન કરવું તે સાહિત્યિક ઇતિહાસનું કામ છે. તેનો લેખક કૃતિની પાઠ–શુદ્ધિ ચકાસે, ભાષાની તાસીર તપાસે, તેમાં રહેલું સાહિત્યતત્ત્વ પારખે અને તેનું વિવેચન કરે; પરંતુ આમાંથી એકે તેનું મુખ્ય

કાર્ય નથી. ઇતિહાસકાર તરીકે તેનું કાર્ય તો કૃતિ ક્યારે, ક્યાં, શા માટે ને કેવી રીતે અસ્તિત્વમાં આવી ને તેનો શો પ્રભાવ પડયો તે પ્રશ્નોના જવાબ આપવાનું છે. અન્ય કૃતિઓ સાથેનો અને સમાજના અંગ તેમજ વ્યક્તિરૂપ મનુષ્ય સાથેનો કૃતિનો સંબંધ સ્પષ્ટ કરી આપવાનું કામ તેનું છે. ટૂંકમાં, બીજા ઇતિહાસકારોની જેમ આ પણ ઇતિહાસકાર છે અને તેનું કાર્ય સાહિત્યમાં પ્રગટ થતો મનુષ્યનો ઇતિહાસ આલેખવાનું છે. સાહિત્યતત્ત્વ, વિવેચનપદ્ધતિઓ તથા મૂલ્યાંકનનાં ધોરણ ઇત્યાદિની જાણકારી તેની સજ્જતાનાં અંગ ભલે હોય, પરંતુ તેને ખાસ નિસ્બત તો ઇતિહાસલેખનના પ્રશ્નો સાથે જ હોવી ઘટે.

સાહિત્યિક કૃતિ તરીકે સ્વીકાર પામેલી રચના પોતે જ સાહિત્યિક ઘટના ગણાય. આ ઘટના ઇતિહાસની સામગ્રીનું એકમ છે. ઇતિહાસકાર આવી ઘટનાઓને ભૂતકાળમાંથી શોધીને દેશ, કાળ અને કર્તાના સંદર્ભમાં ગોઠવે છે. પછી તેનાં ઉદ્‌ભાવક અને પ્રભાવક તત્ત્વો સમજવાનો પ્રયત્ન કરે છે. પહેલાં એક કૃતિની બીજી પર થતી અસર તપાસે છે; પરંતુ સાહિત્યકૃતિનો ઉદ્‌ભવ સાહિત્યિક કક્ષાની સામગ્રીમાંથી જ થતો નથી; તેનું મૂળ સર્જકના અનુભવમાં હોય છે ને સર્જકનાં મૂળિયાં પોતે જે સમાજમાં રહેલો હોય તેની સંસ્કૃતિમાં પડેલાં હોય છે. બીજી તરફ સાહિત્યની અસર વાચક પ્રજા અને તેની સંસ્કૃતિ પર પણ પડતી હોય છે. ઇતિહાસના લેખકને આ અગાધ લાગતી પરિસ્થિતિનો દરિયો ડહોળવાનો હોય છે.

સામાન્ય રીતે ઇતિહાસકાર કાર્યકારણ–શૃંખલાને સમયના પરિમાણમાં ગોઠવતો જાય છે. આધુનિક યુગમાં સાહિત્યિક ઘટનાના પારંપરિક ખ્યાલને સ્થાને પુરાકલ્પ, અને પ્રતિરૂપની વિભાવના વિવેચનનું નવું પરિમાણ ઊભું કરે છે. આધુનિક લેખક સાપેક્ષતાના સિદ્ધાન્તને આશરીને પારંપરિક સમયક્રમને બદલે ચેતનાના પ્રવાહને સતત ઝીલતું મનોવૈજ્ઞાનિક સમયનું તત્ત્વ ગોઠવીને ભૂત, ભાવિ અને વર્તમાનને એકરૂપ બતાવે છે. મનોવૈજ્ઞાનિક સમયના બિન્દુએ ઐતિહાસિક સત્ય અટકી જાય છે અને એક પ્રકારનું આત્મલક્ષી સત્ય પ્રગટ થાય છે. સાપેક્ષવાદી દુનિયા માટે આ દૃષ્ટિકોણ ગમે તેટલો તથ્યવાળો હોય ને વિવેચન માટે તે સિદ્ધાન્ત ગમે તેટલો મહત્ત્વનો હોય. પણ ઇતિહાસકારને માટે તો કાર્યકારણસંબંધને લાગેવળગે છે અને સાહિત્યિક ઘટનાઓ લટકાવવા માટેના સૂત્રની સગવડ પૂરી પાડે છે તેટલા પૂરતી જ તેની સાથે નિસ્બત છે. જે બિન્દુએ સતતવાહી સમયને સ્થાને

સ્થિર અને સંઘટિત સમયનો ખ્યાલ ઊપસે છે ત્યાંથી વિવેચનનું ક્ષેત્ર શરૂ થાય છે. તેની ચર્ચા ઇતિહાસના કાર્યક્ષેત્રની બહાર ગણાવી જોઈએ. સાહિત્યિક ઘટનાને ઓળખવાના સાધનથી વિશેષ મહત્ત્વ તેને ઇતિહાસમાં માનવું ન જોઇએ.

## ૪

ઇતિહાસ હકીકતની નોંધ માત્ર નથી, પણ ઘટનાઓ સાથે સંબંધ ધરાવતી પ્રક્રિયા છે. કૃતિ રચાઈને ઇતિહાસના પ્રવાહમાં પ્રવેશે એટલે પરિવર્તન શરૂ થાય છે. વાચકો, વિવેચકો, અન્ય સર્જકો અને સર્જનોના સંસ્કાર તેના પર પડવા લાગે છે. આવી અસંખ્ય રચનાઓના સમૂહરૂપે સાહિત્ય બંધાય છે. તેમાં નવી રચનાઓ ઉમેરાય તેમ તેમના પારસ્પરિક સંબંધો બદલાતા જાય: એમ એક અખંડ પદાર્થ રૂપે સાહિત્ય વિકસતું રહે છે.

અમુક સમયની સાહિત્યિક સ્થિતિ દસકા કે સૈકા પહેલાંની સ્થિતિ કરતાં બદલાઈ છે એટલી હકીકત ઐતિહાસિક ઉત્ક્રાન્તિની પ્રક્રિયાની સ્થાપના માટે પૂરતી ન ગણાય. વિકાસ પરિવર્તનથી કંઈક વિશેષ છે. કેટલાક વિદ્વાનોએ સાહિત્યિક ઉત્ક્રાન્તિને જીવવિજ્ઞાનની પરિભાષામાં સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. ફર્ડિનન્ડ બ્રુનેતિયર અને જ્હોન એડિંગ્ટન સાઈમન્ડ્ઝ પ્રકૃતિમાં જોવા મળતી વિવિધ જાતો (Jenres) ને ધોરણે સાહિત્યમાં સ્વરૂપોના વિકાસ ને અસ્તનો વિચાર કરવાનું સૂચવે છે. ડાર્વિનનો સિધ્ધાન્ત ફ્રેન્ચ ટ્રૅજિડીને લાગુ પાડીને બ્રુનેતિયર કહે છે કે ફ્રેન્ચ ટ્રૅજિડી જન્મી, વિકસી, પૂર્ણકળાએ પહોંચી, અધોગતિ પામી ને છેવટે તેનો અસ્ત થયો. વેલેક આનો જવાબ આપતાં સાચું જ કહે છે કે ટ્રૅજિડીના જન્મનો અર્થ એટલો જ કે ફ્રેન્ચ ભાષામાં જોડેલની પહેલાં ટ્રૅજિડી લખાઇ નહોતી અને ટ્રૅજિડીના મૃત્યુનો અર્થ એટલો જ કે વોલ્તેર પછી બ્રુનેતિયરના આદર્શે પહોંચે એવી ટ્રૅજિડી લખાઇ નહોતી. પરંતુ ભવિષ્યમાં ફ્રેન્ચ ભાષામાં મહાન ટ્રૅજિડી નહીં જ લખાય એવું કોણ કહી શકશે?[૨]

ઈંડામાંથી પક્ષીની રીતે એક પ્રકારની ઉત્ક્રાન્તિ થાય છે ને માછલીના

૨. Theory of Literature, Rene 'Wellek and Austin Warren, Penguin Books Ltd., 1968, p. 256.

મગજથી મનુષ્યના મગજ સુધી થાય છે તે બીજા પ્રકારની, જે ઐતિહાસિક ઉત્ક્રાન્તિની વધુ નજીક છે એમ કેટલાક વિદ્વાનોનું માનવું છે. મગજની ઉત્ક્રાન્તિની માફક ઇતિહાસ અમુક લક્ષ્ય ભણી ઉત્ક્રાન્તિની ગતિ દર્શાવે છે એ ખરું, પરંતુ ઇતિહાસની ઘટના છુટ્ટી હોય છે, હારમાળારૂપે પ્રવર્તતી નથી. ઐતિહાસિક પ્રક્રિયા એક અલાયદી ઘટનાને અક્ષત રહેવા દે છે. જીવવિજ્ઞાનમાં તેમ બનતું નથી. સ્પેંગલર અને ટોયન્બી જેવા મહારથીઓએ ઇતિહાસની ગતિ અંગે સુંદર અનુમાનો કરેલાં છે; પરંતુ ઇતિહાસની કોઇ પ્રક્રિયામાં આગાહી કરી શકાય તેવાં પૂર્વનિર્ધારિત પરિવર્તનો થતાં હોવાનું માલૂમ પડયું નથી.

તો શું ઇતિહાસ પરિવર્તનની અર્થહીન પરંપરા જ છે? તે ઘટનાઓને મૂલ્ય સાથે જોડીને વિશિષ્ટ અર્થવત્તા અર્પે છે. કાવ્યરચનામાં નર્મદે કરેલ નવીન પ્રયોગ ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં વિશિષ્ટ ઘટના બને છે. વખત જતાં આ પ્રયોગ પરંપરારૂપે વિકસીને નવું મૂલ્ય ઊભું કરે છે. ગઝલ, ખંડકાવ્ય, અગેય પદ્યરચના, એબસર્ડ નાટક, અસ્તિત્વવાદ વગેરે સાહિત્યના ઇતિહાસમાં વિવિધ તબક્કે ઊભાં થયેલાં નવાં મૂલ્યો છે. સાહિત્યિક ઇતિહાસમાં નિરૂપાતો વિકાસક્રમ આ રીતે ઇતિહાસની પ્રક્રિયામાંથી ઊપસે છે ને તેને ધોરણે વિકાસનું માપ નીકળતું જાય છે. આ પ્રકારે ઊભી થયેલી મૂલ્યની પરિવર્તનશીલ યોજના અનુસાર સાહિત્યનો ઇતિહાસ લખાય છે. એ મૂલ્ય યોજના ઇતિહાસમાંથી જ આકાર લે છે તે એની ખૂબી છે.

૫

ઇતિહાસમાં ઘટનાઓના કાર્યકારણસંબંધ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. સાહિત્યનો ઇતિહાસ કૃતિઓનાં મૂળ અને પ્રભાવ દર્શાવીને તેમના પરસ્પર સંબંધની વાત કરે છે. તે જ રીતે લેખકો વચ્ચેના સાહિત્યિક સંબંધો સ્પષ્ટ થાય છે. સાહિત્યલક્ષી સંબંધના પ્રશ્નો સંકુલ હોય છે. તેના ઉકેલ માટે વિવેચનાત્મક વિશ્લેષણની જરૂર રહે છે, જેને માટે કૃતિઓમાંથી સમાન્તરો શોધીને ગોઠવવામાં આવે છે. પરંતુ તેમ કરતાં કૃતિનાં એકાદ બે લક્ષણ જુદાં પડી ન જાય તે જોવું ઘટે. બે કે અધિક કૃતિઓ વચ્ચેના સંબંધની યથાર્થ ચર્ચા તો, સમગ્ર સાહિત્યિક વિકાસના માળખાના પરિપ્રેક્ષ્યમાં જે તે કૃતિના સ્થાનને તપાસવાથી જ થઇ શકે. નર્મદ–દલપતની

કવિતા, મુનશી–રમણલાલની નવલકથા, ધૂમકેતુ–દ્વિરેફની ટૂંકી વાર્તા, મુનશી-ચંદ્રવદનનાં નાટકો, સુંદરમ્–ઉમાશંકરની કવિતા એમ યુગ્મો દર્શાવીને ઇતિહાસકાર બે લેખકોની સમાન્તર ચાલતી સર્જન-પ્રવૃત્તિમાં પ્રક્રિયા પરત્વે દેખાતાં સામ્યો તથા સમાન પ્રભાવક તત્ત્વોનો નિર્દેશ કરે છે.

ઇતિહાસના નિરૂપણ વખતે મૌલિકતાનો ખ્યાલ પણ સ્પષ્ટ હોવો જોઇએ. પરંપરાનો ભંગ તે મૌલિકતા નથી. જૂના વખતમાં વસ્તુ કે વિષયની મૌલિકતાને ઓછું મહત્ત્વ અપાતું. કેવળ માળખાની મૌલિકતા પણ બહુ ધ્યાન ખેંચતી નહીં. અર્વાચીન યુગમાં બંનેની મૌલિકતા આકર્ષણનો વિષય બનેલ છે. સામાન્ય વપરાશથી લપટી થઈ ગયેલી લઢણો, ચવાઇ ગયેલા વિષયો, રૂઢ શબ્દપ્રયોગો ને રોજિંદાં ભાવપ્રતીકો પ્રાચીન કાળથી મધ્યયુગમાં થઇને અર્વાચીન કાળનાં સર્વ સાહિત્યોમાં ઊતરેલાં છે. સાહિત્યના વિકાસમાં તે બધાં ખાતરનું કામ કરે છે. પરંપરાથી પ્રાચીન વારસારૂપે મળેલ વિષયો કે પ્રતિરૂપોનો પ્રયોગ કરતાં કોઇ લેખકે આંચકો અનુભવવો જોઇએ નહીં. ચૈતસિક સ્પર્શ કે સંદર્ભ મહત્ત્વનાં વસ્તુ છે. ઉશનસ્ જેવો કવિ 'વ્યાકુળ વૈષ્ણવ'માં આધુનિક કવિની સંવેદના વ્યક્ત કરી શકે છે. જૂનાં ભજનોના ઢાળ, લોકગીતની લઢણ અને તેનાં ભાવ-પ્રતીકોનો માર્મિક પ્રયોગ રમેશ પારેખ જેવો આધુનિક કવિ કરે છે તેથી તેની મૌલિકતા ઓછી થતી નથી. વપરાશમાંથી લગભગ અદૃશ્ય થતા જતા સોનેટના પ્રયોગમાં પરંપરાનું ચુસ્ત પાલન આજનો કોઇ કવિ કરે તે કારણે જ તેને જુનવાણી ગણી શકાય નહીં. આવા કિસ્સાઓમાં આત્મ-આવિષ્કરણ પરત્વે એક સર્જક બીજાની સિદ્ધિઓનો કેવો ઉપયોગ કરે છે તે જોવાનું હોય છે. સાહિત્યિક ઇતિહાસનું કામ પરંપરામાં પ્રત્યેક કૃતિનું સ્થાન નક્કી કરી આપવાનું છે.

બે કે વધુ કૃતિઓના સંબંધનો વિચાર કરતી વખતે એક જ લેખકની સંખ્યાબંધ કૃતિઓ તપાસવાની આવે છે. અહીં ચકાસણીનું ધોરણ સ્થાપિત કરવાનું સહેલું હોય છે. લેખકની સૌથી વધુ પકવ કે નીવડેલી કૃતિ યા કૃતિઓને ધોરણે બીજી કૃતિઓનું વિશ્લેષણ થઇ શકે. એક બીજી રીતે પણ આ પ્રકારનું વિકાસલક્ષી અધ્યયન થઇ શકે. એક જ લેખકની કૃતિઓમાંથી એક ચોક્કસ લક્ષણ જુદું તારવીને તેની ગતિનું અવલોકન થઇ શકે. દા. ત. નાનાલાલની કવિતામાં ઊર્મિતત્ત્વનું પ્રવર્તન; કે ઉમાશંકરનાં સંવાદકાવ્યોમાં

નાટ્યતત્ત્વનું વિકસન. અમુક સમયગાળા પૂરતો સમગ્ર સાહિત્યનો પણ આવો અભ્યાસ થઈ શકે. દા. ત. છેલ્લા બે દાયકા દરમ્યાન ગુજરાતી એકાંકીના સંવાદોની ભાષા; કે સ્વાતંત્ર્યોત્તર કાળ દરમ્યાન વિકસેલી કાવ્યવિભાવના. સમુચિત લક્ષ્ય નક્કી કર્યા વગર ઇતિહાસ લખી શકાય નહીં. ગુજરાતી સાહિત્યમાંથી આવાં સંખ્યાબંધ લક્ષ્યો ઇતિહાસ લખનારને મળી શકે તેમ છે. દા. ત. ગુજરાતી કવિતામાં અલંકારનું પ્રવર્તન; ગુજરાતી નવલકથામાં ચરિત્રચિત્રણ; ગુજરાતી ગઝલે સાધેલી કાયાપલટ; નાટકના ગદ્યનો વિકાસ; લલિત ગદ્યનો વિકાસ; વગેરે વગેરે.

આ પ્રકારના અભ્યાસની સાથે વિષયવસ્તુ કે કથાઘટકોનો ઇતિહાસ પણ આવી શકે. પરંતુ સાહિત્યિક દૃષ્ટિએ તેનું ઝાઝું મહત્ત્વ ગણાય નહીં. દા. ત. ગુજરાતી નવલકથામાં ચૌલા–ભીમદેવ કે રાણકદેવી–રા'ખેંગાર કે સત્તાવનના સંઘર્ષનું કથાઘટક. આ પ્રકારનાં કથાઘટકોના પ્રવર્તનનું સર્વેક્ષણ રાજકીય કે સામાજિક ભાવનાનો ઇતિહાસ જાણનારને રસપ્રદ નીવડે. તેનાથી રુચિભેદ અને નવલકથાની વિભાવનાનું સૂચન પણ થાય. પરંતુ તેને સાહિત્યતત્ત્વ સાથે છંદ, લય કે ભાષાના જેવો આંતરિક સંબંધ હોતો નથી એટલે તેમાં કોઈ સાહિત્યિક મૂલ્યનો પ્રશ્ન ઊભો થતો નથી. તેને સાહિત્યિક ઇતિહાસમાં આનુષંગિક ઉલ્લેખથી વિશેષ મહત્ત્વ મળે નહીં.

૬

સાહિત્યનો ઇતિહાસ જાતિ ( genre ) કે સ્વરૂપના વિકાસરૂપે પણ લખાય છે. કોઇપણ સમયખંડનો ઇતિહાસ તેની પહેલાંના ગાળામાં પ્રયોજાયેલાં સ્વરૂપોના અભ્યાસ વિના સ્પષ્ટ ઊપસે નહીં. રોમેન્ટિક આંદોલન આવે છે ત્યારે સ્વરૂપ સામે વિદ્રોહ થતો દેખાય છે. પરંતુ સ્વરૂપનું મહત્ત્વ તો દરેક કાળમાં રહે છે. કેમકે આ સ્વરૂપ ( genre )ને સર્જકની આંતરિક શક્તિ સાથે સંબંધ હોય છે. સાહિત્ય સ્વરૂપનો વિકાસ દર્શાવતાં અધ્યયનો ઘણીવાર ગ્રંથોના પરિચય કે લેખકના જીવનને લગતી–વ્યક્તિગત–વિગતોમાં ઊતરી પડે છે, જે તદ્દન અપ્રસ્તુત ગણાય. ઇતિહાસકારનું લક્ષ્ય સાહિત્યસ્વરૂપના વિકસનની રેખા દોરવાનું હોવું જોઇએ. તેને માટે તેણે તે સ્વરૂપનું પ્રાણભૂત તત્ત્વ ગ્રહીને, વિવિધ કૃતિઓમાં તેને ચરિતાર્થ થતું દર્શાવીને સ્વરૂપના મૂલ સુધી જવું જોઇએ. અલબત્ત સ્વરૂપને કોઇ અંતિમ લક્ષ્યે પહોંચવાનું હોતું નથી. ઇતિહાસમાં તેના પ્રથમ આવિષ્કારથી ઉત્તરો-

ત્તર થતા જતા ફેરફારો નોંધાતાં એક ભાત કે પરંપરા બંધાય છે. આ પરંપરામાં સાહિત્યકૃતિ સ્વ–રૂપ પામે છે. ગુજરાતી નવલકથાનો ઇતિહાસ સ્વરૂપની દૃષ્ટિએ અવલોકીશું તો સ્થૂળમાંથી સૂક્ષ્મ તરફ તેની ગતિ થતી જણાશે. 'સરસ્વતીચંદ્ર'માં પ્રતીત થતી નવલકથાની સંકુલ રચના મુનશીમાં સુડોળ આકૃતિ પામીને રમણલાલમાં સરળ સ્વરૂપે વિહરતી જોવા મળે છે, જે પછીથી પન્નાલાલમાં સ્ફૂર્તિલું રૂપ પામીને આધુનિકોમાં નાજુક નમણું કલેવર ધારણ કરે છે. કથનની રીતિના પરિપ્રેક્ષ્યમાં તેનું વિકસન જોઈશું તો તે બહિર્મુખ મટીને અંતર્મુખ બનતી દેખાશે. ચેતનાપ્રવાહ જે નિરૂપવા મથતી પ્રથમપુરુષ કથનપદ્ધતિમાં રચાતી નવલકથામાં તેનું અદ્યતન સ્વરૂપ દેખાય છે. પરંતુ તે અંતિમ લક્ષ્ય છે એમ કહી શકાશે નહીં.

અમુક સ્વરૂપો નવલકથા જેવાં લવચીક (elastic) બાંધાનાં હોતાં નથી. સૉનેટ, કરુણપ્રશસ્તિ કે ખંડકાવ્ય જેવાં સ્વરૂપોનાં બાહ્ય લક્ષણો એવાં સુનિશ્ચિત હોય છે કે તેમને આપેલું શાબ્દિક લેબલ સ્વરૂપના ઇતિહાસને દૃઢ પકડી રાખે છે. નાટક પણ એવું જ રચનાની શિસ્તના ચુસ્ત પાલનની અપેક્ષા રાખતું છતાં નિત્યનૂતન વિકાસ ભણી દોડતું સાહિત્ય-સ્વરૂપ છે. ચલચિત્ર અને દૂરદર્શનની સામે ટકી રહેવા માટે, સાપ કાંચળી ઉતારે તેમ નાટક પોતાનું પરંપરાગત સ્વરૂપ તજીને નવું જ કલેવર ધારણ કરી રહ્યું છે તે કદાચ એ સ્વરૂપના ઇતિહાસનો ક્રાન્તિકારક બનાવ ગણાય. શબ્દ, દૃશ્ય ને ચરિત્રની સંકલ્પનામાં નાટકની જરૂરિયાત મુજબ લેખકે કરેલા ફેરફાર તેના વિકાસની રેખા સ્પષ્ટ દોરી આપે છે. એ રીતે દરેક સ્વરૂપનો ઇતિહાસ સાહિત્યની સર્જનાત્મક સંપત્તિનો ઇતિહાસ પણ બને.

૭

ઇતિહાસના લેખકે સમયના લાંબા પટ પર કામ કરવાનું હોય છે. એટલે તે વિવિધ કાળખંડોમાં સાહિત્યના પ્રવાહને વહેંચતો જાય છે. કેવળ સગવડ ખાતર કાળખંડો પડતા નથી. સદીઓ, દાયકા કે વર્ષોની સ્થૂળ ગણતરીએ સમયનું વિભાજન અપેક્ષિત નથી. સાહિત્યના ઘણા ઇતિહાસમાં રાજકીય કે સામાજિક પરિવર્તનને ધોરણે કાળખંડ પાડેલા છે. અંગ્રેજી સાહિત્યના જૂના ઇતિહાસોમાં કાં તો કાળક્રમ અનુસાર અને કાં તો રાજકીય ધોરણે એટલે કે બ્રિટિશ શાસકોના શાસનકાળ અનુસાર, વિભાગ પાડેલા જોવા મળે છે. એલિઝાબેથ, જેમ્સ પહેલો, ચાર્લ્સ પહેલો અને વિક્ટોરિયાના

શાસનકાળ અનુસાર પાડેલા ભેદ આજે પણ પ્રવર્તે છે. પાછળથી અંગ્રેજી સાહિત્યના ઇતિહાસમાં મનુષ્યની બહુવિધ પ્રવૃત્તિને આધારે ઘડી કાઢેલાં નામો સમયખંડોને આપેલાં છે. 'એલિઝાબેથન' અને 'વિક્ટોરિયન' જેવા શબ્દ-પ્રયોગો આજે પણ થાય છે. આ બે રાણીઓ પોતાના જમાનાની વિશિષ્ટતાઓના પ્રતીકરૂપ બની ગઈ હતી એટલે તે શબ્દપ્રયોગો ટક્યા છે. એ રીતે મૂળે રાજકીય ગોત્રનાં નામ બૌદ્ધિક કે સાહિત્યિક ભૂમિકા પર નવો નિશ્ચિત અર્થ ધારણ કરે છે.

ઇતિહાસકાર સમયના ખંડોને ઓળખવા માટે 'યુગ' શબ્દ વાપરે છે. ખરું જોતાં કોઇ મહાન ક્રાન્તિકારી ઘટના કે પ્રચંડ વ્યક્તિત્વવાળા સર્જકનો પ્રભાવ જેમાં વ્યાપી ગયો હોય તેવા અતિ મહત્ત્વના કાળખંડને 'યુગ' નામ આપવું જોઇએ. પણ સગવડને ખાતર ઇતિહાસકારો પ્રમાણમાં નામી ગણાય તેવી ઘટનાઓ ધરાવતા કાળખંડને માટે પણ 'યુગ' શબ્દ વાપરે છે. આવા યુગોને ઓળખાવવા માટે અંગ્રેજી સાહિત્યના ઇતિહાસકારોએ વિવિધ ક્ષેત્રો-માંથી શબ્દો લીધેલાં છે. Reformation ધાર્મિક ઇતિહાસમાંથી, Restoration અમુક રાજકીય ઘટનાઓ પરથી, અને Humanism વિદ્યાકીય ઇતિહાસમાંથી પસંદ કરેલ છે. અમેરિકન સાહિત્યના ઇતિહાસમાં આવતો colonial period એ પ્રયોગ રાજકીય પરિભાષાનો છે. Romanticism અને Realism સાહિત્યિક પરિભાષાના શબ્દો છે. સાહિત્યમાં ઇતિહાસની પ્રક્રિયાને અવલોકીને યોગ્ય શીર્ષક આપવાનું ઘણું મુશ્કેલ છે. ગુજરાતી સાહિત્યમાં તેને માટે કોઇ એક ધોરણ પ્રવર્તતું નથી. ક્વચિત્ મહત્ત્વના લેખકના નામ પરથી તો ક્વચિત્ સામાજિક કે સાંસ્કૃતિક પરિબળો પરથી 'યુગ'ને ઓળખાવવાનો પ્રયત્ન થાય છે. અમુક સાહિત્ય-સ્વરૂપના પ્રભાવ પરથી પણ 'યુગ'ને શીર્ષક અપાય છે. આ પ્રકારની અતંત્રતામાં નહીં પડવાની ઇચ્છાથી અમુક લેખકો યુગનાં નામ આપ્યા વગર કેવળ સમયાવધિનો નિર્દેશ કરીને ઇતિહાસના વિવિધ તબક્કાઓનું નિદર્શન કરે છે. સ્પષ્ટ સમયખંડો પાડીને દરેકનું ઉચિત અભિજ્ઞાન કરાવવું તે ઇતિહાસલેખનમાં અનિવાર્ય છે.

ઇતિહાસનો લેખક વર્તમાનના સંદર્ભમાં ભૂતકાળને અવલોકી શકે છે. તેણે વિવિધ સ્થળકાળમાં પ્રવર્તતા સાહિત્ય અને તેના સર્જકોનાં વલણો તપાસવાં જોઇએ. સાહિત્યકારોના વિચારો, વિભાવનાઓ, યોજનાઓ

ઇત્યાદિને લગતી સામગ્રી ઇતિહાસલેખક કાળખંડના વિભાજન માટે ઉપયોગમાં લઈ શકે. સાહિત્યના ઇતિહાસની ટીકારૂપે વિવેચનનો ઇતિહાસ વહે છે તેમ સાહિત્ય કે સાહિત્યકારોનાં વલણો પર ઇતિહાસલેખકની ટીકા સતત ચાલતી રહે છે. સાહિત્યિક યુગની સ્થાપના રાજકીય, સામાજિક કે બૌદ્ધિક વિકાસના પ્રતિબિંબરૂપે નહીં કરતાં શુદ્ધ સાહિત્યિક ધોરણે થવી જોઈએ. યુગ એટલે સાહિત્યિક ધોરણો, માપદંડો ને પ્રણાલિકાઓના તંત્રથી પ્રભાવિત સમયખંડ. સાહિત્યના ઇતિહાસમાં આ બધાંનાં પ્રવેશ, પ્રસાર, સંઘટન, વિઘટન અને અસ્તનું નિરૂપણ થાય.

આનો અર્થ એ નહીં કે આ ધોરણોનું તંત્ર ઇતિહાસકારને બંધનકર્તા છે. આગળ જોયું તેમ તેણે તેને ખુદ ઇતિહાસમાંથી ઉપસાવવાનું હોય છે. આંતરરાષ્ટ્રિય સાહિત્યમાં પ્રયોજાતો Romanticism શબ્દ કેટલો બધો અર્થવાહક છે! કેવળ સાહિત્યિક ઇતિહાસની પ્રક્રિયામાંથી પ્રાપ્ત થાય તેવા વિશિષ્ટ મિજાજ, મનોભાવ કે વિચારશ્રેણીનો તે દ્યોતક છે. આ શબ્દની વ્યાખ્યા બાંધવાના થયેલા નિષ્ફળ પ્રયત્નો દર્શાવે છે કે યુગ એ તર્કશાસ્ત્રમાં આવતા વર્ગનો પર્યાય નથી. નહીં તો વૈયક્તિક વિશિષ્ટતા ધરાવતી બધી જ સાહિત્યકૃતિઓનો એમાં સમાવેશ થઈ જાત. પ્રત્યેક કળાકૃતિ યુગનો અંશ બને છે. આવી અનેક કળાકૃતિઓ એકત્રિત થઈને યુગનો ખ્યાલ ઊભો કરી આપે છે. આ યુગ તે કોઈ આદર્શ, ભાત કે પરંપરા નથી, પરંતુ કોઈ પણ કૃતિ જેને સંપૂર્ણપણે સિદ્ધ નથી કરી શકવાની એવાં ધોરણોના તંત્રથી પ્રભાવિત સમયખંડ છે. ટૂંકમાં, એ સમયખંડના સાહિત્યનું લક્ષ્ય તે સૂચવે છે.

યુગનો ઇતિહાસ એટલે ધોરણોના એક તંત્રમાંથી બીજા તંત્રમાં થતા પરિવર્તનનું નિરૂપણ. તેમાં એક પરંપરાનો અસ્ત અને બીજીનો ઉદય દર્શાવવાનો આવે છે. સાહિત્યસર્જનની અમુક તરાહો કે યુક્તિઓ એક સમયખંડમાં અસરકારક નીવડી હોય, પણ વખત જતાં તે એવી લપટી અને ચીલાચાલુ બની જાય કે અધિકારી વાચકને તે અબખે પડી જાય, અનેક વિરોધો ઊભા થાય અને પ્રતિક્રિયારૂપે પહેલાંના કરતાં વિરુદ્ધ દિશામાં ગતિ થાય. આને કેટલાક સ્વયંચાલનની પ્રક્રિયા તરીકે ઓળખાવે છે તો કેટલાક તેને બહારનાં પરિબળોના દબાણનું પરિણામ ગણે છે તો વળી કેટલાક તેમાં અમુક સમયને આંતરે જીવવિજ્ઞાનની ઢબે ઊગમ પામતી

નવી પેઢીનો પ્રભાવ જુએ છે. પરંતુ સાહિત્યિક પરિવર્તનનો ખુલાસો કેવળ પેઢીઓ કે સામાજિક વર્ગોની ઉથલપાથલથી મળતો નથી. તે એવી સંકુલ પ્રક્રિયા છે કે દરેક વખતે તેનું ભિન્ન કારણ જોવા મળે. યુગપરિવર્તનની પાછળ પરંપરા ઘસાઈ જવાથી જાગેલી પરિવર્તન માટેની ઈચ્છા હોય, બાહ્ય કારણ પણ હોય ને સામાજિક, સાંસ્કૃતિક અને બૌદ્ધિક ફેરફારો પણ હોય. સાહિત્યિક યુગના પરિવર્તનમાં આમ અનેકવિધ પરિબળો સંયુક્ત રીતે પ્રવર્તે છે.

ઇતિહાસમાં લીલા – સૂકા કાળખંડો આવે છે. વિવેચક આવા કાળખંડોનું મૂલ્યાંકન લેખકો અને તેમની કૃતિઓના સાહિત્યિક સત્ત્વની પરીક્ષા કરીને કરશે. સાહિત્યનો ઇતિહાસ લખનાર કૃતિઓના પરસ્પર સંબંધ અને લેખકોના સમકાલીન પરિસ્થિતિ સાથેના તેમ આગળપાછળની ઘટનાઓ સાથેના સંબંધો સમજાવશે. તે સાહિત્યિક સંદર્ભમાં સામાજિક કે સાંસ્કૃતિક પરિસ્થિતિનું વિશ્લેષણ આપશે અને સમગ્ર કાળખંડની સિધ્ધિ – મર્યાદાનો ક્યાસ કાઢતો આગળ વધશે.

સાહિત્યિક ઇતિહાસનું માળખું પ્રત્યેક યુગમાં પ્રવર્તતાં સાહિત્યિક આંદોલનોના ઉદ્ભવ, વિકાસ અને વિલયની રૂપરેખાથી બંધાતું જાય છે. કોઈ યુગ અમુક ચોક્કસ તારીખથી શરૂ થતો નથી. ઘણી વાર બે આંદોલનોના પ્રવાહ સમાન્તર વહેતા હોય છે, ને કોઈવાર એકબીજામાં ગૂંથાઈને પણ ચાલે. પૂર્વકાલીન પંડિતયુગની કવિતાની સેર ગાંધીયુગની કવિતાની સાથે ચાલતી હતી. કૃતિ સર્જકની પ્રકૃતિ અને દેશકાળમાં પ્રવર્તતા વિચારોથી બંધાય છે. સાહિત્યિક ઇતિહાસ આંદોલનનાં ઉદય, પ્રસાર અને અસ્તનાં કારણો તપાસે. એક વાર આંદોલનનું પ્રાથમિક પ્રાદુર્ભાવથી અંત લગી નિરૂપણ થાય એટલે સાહિત્યિક ઇતિહાસનો એક તબક્કો પૂરો થયો ગણાય. ગુજરાતી સાહિત્યમાં પાશ્ચાત્ય પદ્ધતિનું ઊર્મિકાવ્ય અર્થપ્રધાન કવિતા કે ઘટનાવિહીન નવલિકાના, પ્રયોગ કરવા જાગેલ આંદોલનોને દૃષ્ટાન્તો તરીકે મૂકી શકાય.

૮

આ રીતે સ્ફુટ થતા સાહિત્યિક પ્રવાહને ઘડનારાં પરિબળોને ઇતિહાસલેખકે સ્પષ્ટપણે પિછાની લેવાં જોઈએ. ભાષા, સ્વરૂપ, સમકાલીન

વાતાવરણ, વૈચારિક આંદોલનો અને સાંસ્કૃતિક સાધનો મુખ્ય પરિબળો ગણાય. સર્જનની પ્રક્રિયા એકસરખી હોય છતાં સ્થળકાળના ફેરફારને લીધે અભિવ્યક્તિના માધ્યમરૂપ ભાષામાં ફેરફાર જોવા મળે છે. પ્રજાની સંસ્કૃતિની કક્ષા ભાષામાં દેખાય. ભાષાનો ઇતિહાસ સાહિત્યના ઇતિહાસની સમાંતર ચાલે છે. પરંતુ તે અલગ શિસ્ત ધરાવે છે. એક રીતે જોઈએ તો સાહિત્ય-સ્વરૂપ ભાષાના પ્રતીકાત્મક સ્વરૂપનો વિકાસ છે. તેની ચર્ચા ભાષાવિદો, સાહિત્યશાસ્ત્રીઓ વિવેચકો કરે. પણ એ બે અંગો પર સમયની થયેલી અસર સાહિત્યિક ઇતિહાસના લેખકે નોંધવાની હોય છે. દરેક સાહિત્યસ્વરૂપને તેનો ઇતિહાસ હોય છે, જે સ્થળકાળની મર્યાદાથી બંધાય કે તેની પાર પણ જાય. સ્વરૂપના વિશેષ વિકાસ કે પ્રસાર પ્રમાણે નાટક, નવલકથા કે કવિતાનો યુગ કહેવાય છે. ગુજરાતી સાહિત્યમાં ઓગણીસમી સદીનો ઉત્તરાર્ધ નિબંધના વર્ચસ્વનો વીસમી સદીના પ્રથમ ત્રણ દાયકાનો ગાળો કવિતાના વર્ચસ્વનો અને ૧૯૩૦ થી ૧૯૬૦ સુધીનો ગાળો મોટેભાગે નવલકથાના વર્ચસ્વનો ગણાય. આપણા સાહિત્યમાં નાટકનો યુગ હજુ સુધી આવ્યો નથી. સ્વાતંત્ર્યોત્તરકાળ પદ્ય કરતાં ગદ્યના વર્ચસ્વવાળો વિશેષ છે એટલે તેને કોઈ ગદ્યયુગ કહે તો નવાઈ નહીં.

અન્ય ઇતિહાસોની માફક સાહિત્યના ઇતિહાસમાં પણ વિવિધ તબક્કે પ્રજાના મિજાજમાં આવતા ફેરફારની નોંધ લેવાય છે. વળી કોઈ વાર પ્રજાના વિચાર વિશ્લેષણાત્મક દેખાય તો કોઈવાર સંશ્લેષણાત્મક; કોઈ વાર તેનું વલણ અંતર્મુખ હોય તો કોઈ વાર બહિર્મુખ. કોઈ વાર તે તદ્દન નિષ્ક્રિય હોય તો કોઈ વાર સક્રિય હોય. અમુક તબક્કે પ્રજાનો મિજાજ રાષ્ટ્રિય અસ્તિમતાની તીવ્ર સંવેદના દર્શાવે. આ બધાં તત્ત્વનો સમુચ્ચય પ્રજાની પ્રકૃતિને પિંડ બાંધી આપે છે. ઇતિહાસકાર તેને 'રોમેન્ટિક,' 'ક્લાસિકલ' કે 'નિઓક્લાસિકલ' જેવી સંજ્ઞાઓથી ઓળખાવવાનો પ્રયત્ન કરે છે, જે પ્રજાના મિજાજના લોલકની દિશા સૂચવે છે. ઘણીવાર એક જ પ્રકારનું આંદોલન એક કરતાં વધુ ક્ષેત્રોમાં ચાલે છે. આપણે ત્યાં રાષ્ટ્રિય અસ્મિતાનું આંદોલન સાહિત્યમાં જ નહીં પ્રજાના સમગ્ર જીવનમાં પ્રસરી ગયેલું હતું.

કોઈ વાર ઇતિહાસકાર સાહિત્યપ્રવાહને વિવિધ ખંડોમાં વહેંચીને આંદોલનોને કાળક્રમને બદલે કાર્યકારણક્રમમાં ગોઠવવાનો પ્રયત્ન કરે છે. તેમાં ઐતિહાસિક હકીકતને પોતાની ઇચ્છા મુજબ ગોઠવવા જતાં લેખક અજાણ્યે

અજાણ્યે મચડી નાખે એ દહેશત રહેલી છે. એમ થાય તો આંદોલન ઈતિહાસની પ્રક્રિયાની સામગ્રી ન રહે.

સાહિત્યના વિકાસમાં સાંસ્કૃતિક સાધનોનો ફાળો પણ ઉલ્લેખપાત્ર હોય છે. સામયિકો, સાહિત્યિક સંસ્થાઓ, પ્રકાશકો, પુસ્તકાલયો, થિયેટરો, શાળા–કોલેજો, રેડિયો – ટેલિવિઝન ને સિનેમા તથા કોપીરાઈટ કાયદો વગેરે સાહિત્ય અને સાહિત્યકારના ઘડતરમાં કેટલીક વાર પરોક્ષ છતાં નોંધપાત્ર ભૂમિકા ભજવી જાય છે. ' વીસમી સદી ' માસિકે ગુજરાતના કેટલા લેખકોને પ્રકાશમાં લાવીને ઉત્તેજન આપ્યું હતું તેની ગણતરી કરવી જોઈએ. રામનારાયણ પાઠકના સાહિત્યિક વ્યક્તિત્વના ઘડતરમાં ' પ્રસ્થાને ' અને વિજયરાયના ઘડતરમાં " કૌમુદી " એ કેટલો મહત્ત્વનો ફાળો આપેલો તે સુવિદિત છે. કોપીરાઈટના કાયદા ઉપર મુસ્તાક રહીને નાનાલાલ જેવા મોટા કવિએ કેટલું ગુમાવ્યું અને તે કારણે પ્રજાને તેમના સાહિત્યથી વંચિત રહેવાનું કેટલા પ્રમાણમાં બન્યું તેની તપાસ થવી જોઈએ. ગુજરાતની જૂની રંગભૂમિએ નાટયલેખન પર કેવી વિપરીત અસર પાડી હતી અને નવી રંગભૂમિ છેલ્લા બે દાયકામાં કેટલી ઉપયોગી નીવડે છે તે ઈતિહાસની દૃષ્ટિએ નોંધપાત્ર છે. જે જે રીતે રેડિયો – ટેલિવિઝનની અસરનું. પ્રાસંગિક ગણાતા લખાણમાં કેટલું ચિરંજીવ તત્ત્વ આવી શકે તેનો ઉત્કૃષ્ટ દાખલો પત્રકાર મેઘાણીની કવિતા અને વાર્તાએ પૂરો પાડયો છે. ગુજરાતી વિવેચનના વિકાસમાં અધ્યાપકીય વ્યવસાયે શો પ્રભાવ પાડયો તે પણ અભ્યાસનો એક રસપ્રદ વિષય બને તેમ છે. સાહિત્યિક દૃષ્ટિએ ગૌણ છતાં પરિસ્થિતિનો સાચો તાગ કાઢવા માટે આ સાંસ્કૃતિક સાધનો અભ્યાસ અને તપાસની મહત્ત્વની સામગ્રી પૂરી પાડે છે. અમેરિકન લેખક રોબર્ટ ઈ. સ્પીલર આ પરિબળોના અભ્યાસને ' સાહિત્યની સમાજવિદ્યા 'નો અભ્યાસ કહે છે.

ઘણીવાર નાની વિગતો ઈતિહાસ પર માર્મિક પ્રકાશ પાડનારી નીવડે છે. ફાર્બસ ગુજરાતી સભાના પુસ્તકાલયમાં ' ભદ્રંભદ્ર 'ની નરસિંહરાવની અંગત નકલ વર્ષો પહેલાં જોયેલી. તેમાં હાંસિયામાં નરસિંહરાવે વાર્તાનાં અમુક પાત્રો અને પ્રસંગોનાં મૂળ દર્શાવતી વિગતો નોંધેલી છે. મણિલાલ નભુભાઈ વિશેનાં સંસ્મરણો માનશંકર પી. મહેતાએ અંબાલાલ પુરાણી પરના એક પત્રમાં લખેલાં. એ પત્ર પચાસેક વર્ષ પહેલાં ' કૌમુદી 'માં પ્રગટ થયેલો. મૂળ પત્ર સ્વ. પુરાણીએ મને મોકલેલો. તેમાં હાંસિયામાં

પત્રમાંની વિગતો વિશે પુરાણીના તેમજ પ્રો. બ. ક. ઠાકોરના પ્રતિભાવો નોંધેલા છે, જે હકીકતને શુદ્ધ કરવામાં તેમજ તે તે વ્યક્તિઓના મનોવલણને સમજવામાં ઉપયોગી થાય તેમ છે. કલાપીએ મણિલાલને ઉમરખય્યામની રુબાઈયતોના ફિટ્‌ઝજરાલ્ડે કરેલ અનુવાદનું પુસ્તક ભેટ આપેલું તે તેમના અંગત સંગ્રહમાંથી મળી આવ્યું હતું. કાન્તને સ્વીડનબોર્ગના ધર્મવિચારનું પુસ્તક ક્યારે વાંચવા મળ્યું અને કોની મારફતે તે વિગત તેમના વિચારપરિવર્તન અને ધર્માન્તરના પ્રસંગ સાથે મહત્ત્વનો સંબંધ ધરાવે છે. આવી વિગતોને સુવર્ણરજ જેવી કીંમતી ગણીને ઇતિહાસના લેખકે કાળજી લઈને શોધતા રહેવું જોઈએ.

## ૯

ઇતિહાસની સામગ્રી શોધવી, ચકાસવી અને પછી તેને વ્યવસ્થિતક્રમમાં ગોઠવીને અર્થઘટન કરવું તે ઇતિહાસલેખનની સામાન્ય પદ્ધતિ હોય છે. વિજ્ઞાનીની માફક ઇતિહાસકાર પણ એક પ્રશ્ન લઈને તેના ઉકેલની પરિકલ્પના રજૂ કરી, બાહ્ય તેમજ આંતરિક પુરાવાઓ દ્વારા તેનું સમર્થન કરે છે. ગુજરાતી કવિતાના પ્રવાહમાં નર્મદ પછી બીજો વિકાસનો તબક્કો નરસિંહરાવથી શરૂ થાય છે તેવું પ્રતિપાદન રમણભાઈ જેવા વિવેચકે અને કૃષ્ણલાલ ઝવેરી જેવા ઇતિહાસકારે કરેલું. સુંદરમે ' અર્વાચીન કવિતા 'માં નરસિંહરાવનું સ્થાન બાળાશંકરને આપવાનો પ્રયત્ન કર્યો છે તે યોગ્ય છે કે નહીં તેની ચર્ચા અહીં અપ્રસ્તુત છે. પરંતુ સુંદરમનું પ્રતિપાદન ઇતિહાસકારની પદ્ધતિનું સુંદર દૃષ્ટાન્ત બને છે. ઐતિહાસિક સંશોધન કરનાર દસ્તાવેજ જેવા મુખ્ય પુરાવાને બીજાને મુખે સાંભળેલ હકીકત જેવા ગૌણ પુરાવા કરતાં વિશેષ મહત્ત્વ આપે તે દેખીતું છે.

સાહિત્યિક પુરાવો બે પ્રકારનો હોય છે: બાહ્ય અને આંતરિક. લેખકનું જીવન, આસપાસની પરિસ્થિતિ, અન્ય કૃતિઓ ને લેખકો સાથેનો સંબંધ વગેરે દર્શાવતાં સાધનો બાહ્ય પુરાવો ગણાય. આંતરિક પુરાવો ખુદ કૃતિની અંદરથી જ મળે છે. તેમાં પ્રયોજાયેલી અમુક સ્થળ કે સમયની ભાષા, અમુક વ્યક્તિ પ્રસંગ કે ઘટનાનો નિર્દેશ, લેખનશૈલી, અમુક શબ્દ કે સાહિત્યસ્વરૂપનું પુનઃ પુનઃ થતું પ્રવર્તન, શબ્દપ્રયોગનો વિલક્ષણ વળાંક વગેરે આંતરિક પુરાવા કહેવાય છે. નરસિંહના સમયના અને પ્રેમાનંદનાં કહેવાતાં નાટકોના કર્તૃત્વના

નિર્ણયમાં આ પ્રકારના બાહ્ય અને આંતરિક પુરાવાનો સમર્થ ઉપયોગ થયેલો જોવા મળશે. શક્ય હોય ત્યાં એક પ્રકારના પુરાવાનો બીજા પ્રકારના પુરાવા સાથે તાળો મેળવવો જોઈએ. કેટલીકવાર લખાણમાંના આંતરિક પુરાવા ઉપરથી લેખકના ચરિત્ર કે મનોવલણનું પુનર્ઘટન કરવાનો પ્રયત્ન થાય છે ને પછી તેનો ઉપયોગ કૃતિના અર્થઘટનમાં થાય છે. આવો વર્તુળગતિએ ચાલતો ઇતિહાસનો અભ્યાસ ઘણીવાર ખોટાં તારણો તરફ દોરી જાય છે. શેક્સપિયરનાં નાટકોમાં સ્ત્રી પ્રત્યે તિરસ્કાર દર્શાવતા ઉદ્‌ગારો આવે છે તે પરથી તે નારીદ્વેષી હતો અને તેનાં નાટકોમાં 'લોલીંગ' શબ્દ બાર વખત પ્રયોજાયો હોવાથી તે ક્રિકેટનો ખેલાડી હશે એવું તારણ કાઢવું એ સામગ્રીનો દુરુપયોગ કર્યા જેવું છે. બીજી તરફ કેવળ બાહ્ય પુરાવાઓ પણ ગેરરસ્તે દોરી જાય. બીજાએ આપેલ અભિપ્રાય પર આધાર રાખીને ચાલવાનું વલણ ઇતિહાસકારે તજવું જોઈએ.

એકવાર સામગ્રી એકત્ર થઈ ને સાહિત્યિક ઘટનાની આસપાસ ગોઠવાઈ, તે પછી ઇતિહાસવિવેચકનું કામ શરૂ થાય છે. સાહિત્યવિવેચન ઇતિહાસવિવેચન નથી. સાહિત્યનો ઇતિહાસ લખનાર કૃતિ કે કૃતિસમૂહની સાહિત્યિક મૂલ્યવત્તાને માટે વિવેચક પર આધાર રાખે છે. પોતે સાહિત્યવિવેચન કરતો હોય તો કરે. પણ ઇતિહાસકાર તરીકે તો તેણે કૃતિ ક્યાં, ક્યારે, કેવી રીતે ને શા માટે વિભાવન પામી, લખાઈને પ્રસિદ્ધ થઈ તે દર્શાવવાનું હોય છે. કૃતિનો બીજી કૃતિઓ સાથેનો તેમજ સમગ્ર પ્રવાહ સાથેનો સંબંધ તે સ્પષ્ટ કરી આપે છે. તેને માટે ઇતિહાસકાર પોતાના મનમાં કેટલાક પ્રશ્નો ઊભા કરીને તેના ઉત્તરરૂપ પરિકલ્પના ગોઠવે છે અને વિવિધ પુરાવાઓ દ્વારા તેને સાબિત કરતો આગળ ચાલે છે. નર્મદે લખેલાં નાટકો કેવળ ગુજરાતના સાધન તરીકે કરેલો પ્રયત્ન હતો ? દલપતરામની કવિતામાં દેખાતા વસ્તુલક્ષી દૃષ્ટિકોણનું સાહિત્યિક મૂલ્ય કેટલું ? 'વીરમતી' નવલરામની નાટક વિશેની ભૂલભરેલી વિભાવનાનું પરિણામ હતું ? નંદશંકરે 'કરણઘેલો' લખીને જ કેમ સંતોષ માનેલો ? ગોવર્ધનરામે કરેલાં વર્ણનોમાં શૃંગારિક ભાવ દર્શાવતા અલંકારો વિપુલ પ્રમાણમાં જોવા મળે છે તેનું શું કારણ ? ગુજરાતી નાટકના પિતા રણછોડભાઈ કે દલપતરામ ? ગાંધીજીના પ્રભાવ નીચે ન આવ્યા હોત તો સુંદરમ્, ઉમાશંકર, મેઘાણી અને મહાદેવ દેસાઈની સર્જકતાએ કેવો વળાંક લીધો હોત ? નાનાલાલની કવિતાની પ્રતિક્રિયારૂપે જ બળવંતરાયની કાવ્યવિભાવના બંધાયેલી હતી ? ગુજરાતી કવિતાના વિકાસમાં જોવા મળે છે તેટલાં વળાંકબિન્દુઓ નવલકથાના વિકાસમાં કેમ જોવા મળતાં નથી ? છેલ્લાં પચાસ વર્ષ દરમ્યાન કવિઓનો

અધ્યાયન વિશેનો ખ્યાલ બદલાતો ગયો તેની સાથે ' સહૃદય ભાવક 'ની વિભાવના બદલાઈ છે ખરી ? કાવ્યમાં આધુનિકતાની જિકર કરનાર સુરેશ જોશીએ પદ્ય કરતાં ગદ્યની સેવા વિશેષ કરી છે તેનું શું કારણ ? નવલિકા અને નવલકથા વિશેના, ધૂંધળા ખ્યાલની પ્રતિક્રિયા રૂપે ' ફોર્થ ક્લાસ ' વાર્તાઓનો મંડ ફાલ પ્રજાને માથે મરાયો એમ કહી શકાશે ખરું ? આવા અનેક પ્રશ્નો સાહિત્યની કેડીએ ચાલતા ઈતિહાસકારના મનમાં ઊભરાય અને તેનો ઉકેલ પોતાની રીતે જરૂરી પુરાવાઓ આપીને તે રજૂ કરી શકે.

ઈતિહાસકાર એક દિવસના સંયોજનને માટે વર્ષો સુધી વિશ્લેષણ કર્યાં કરે છે એમ એક ફ્રેન્ચ ઈતિહાસકારે કહ્યું છે. આ પ્રક્રિયામાં આગળ વધતાં સાહિત્યિક ઈતિહાસકાર છેવટે સર્જકની લગોલગ આવીને ઊભો રહે છે. બધી કળાઓને માન્ય એવાં સત્ય, ન્યાય અને પ્રામાણિકતાનાં ધોરણો તેની ચકાસણીના માપદંડ બને છે. તેણે કરેલું ઈતિહાસવિવેચન કલ્પનાને નિયંત્રિત કરીને ક્યારે ધીંગી વાસ્તવિકતાનો ઘાટ આપે છે. ઐતિહાસિક સંશોધન કરનારને આત્મલક્ષી વલણ જોખમરૂપ લાગે તો બીજી તરફ એ પણ સમજી લેવું ઘટે કે સંશોધનનાં તારણો ઈતિહાસકારની મર્મદૃષ્ટિ અને કળાસંયમનો લાભ પામીને સુવ્યવસ્થિત ઘાટમાં ગોઠવાય તો જ તેમની સાર્થકતા છે.

૧૦

સત્ય હમેશાં સુંદર હોતું નથી ને સુંદર હમેશાં સત્ય હોતું નથી. પરંતુ સમયના પટ પર સત્ય અને સુંદરનાં મિલનબિંદુઓ પડેલાં હોય છે. સાહિત્યિક ઈતિહાસનો લેખક આ બિન્દુઓને શોધી સંયોજીને ઉપસાવી આપે છે. અને એ રીતે કળાની સાથે માનવતાના અભિજ્ઞાન દ્વારા મનુષ્ય સંસ્કૃતિના શિખર ભણીની ગતિ દોરી આપે છે.

છેવટે, આપણા સાહિત્યમાં આ વિષય અલ્પક્ષુણ્ણ રહ્યો છે તે તરફ ધ્યાન દોરું છું અને તેનાં વિવિધ પાસાંઓની જુદા જુદા દૃષ્ટિકોણથી વિગતે ચર્ચા થાય તેની અપેક્ષા વ્યક્ત કરીને વિરમું છું.

અમદાવાદ
જાન્યુઆરી ૧, ૧૯૮૦

—ધીરુભાઈ ઠાકર

પ્રમુખશ્રી અને સાહિત્યપ્રિય ભાઈ – બહેનો,

'સાહિત્ય'ના તંત્રી સ્વ. મટુભાઈ કાંટાવાળાના શબ્દો યાદ આવે છે: "ગુજરાતી ભાષા મહાકવિ પ્રેમાનંદ, શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ અને મહાત્મા ગાંધીજી એ ત્રણ મહાપુરુષોની સદૈવ ઋણી રહેશે." એમાંના પહેલા બે મહાપુરુષોની પ્રશસ્ય ભૂમિ – વડોદરામાં ભરાતા સાહિત્યપરિષદના આ સંમેલનમાં મને, ભૂતપૂર્વ વડોદરા રાજ્યના વતની, ભૂતપૂર્વ સેવક અને ગાંધીઆદર્શની પ્રેરણાથી સ્વૈચ્છિક ગ્રામનિવાસ સ્વીકારનાર સરસ્વતીના [illegible] સંશોધન વિભાગના અધ્યક્ષ બનવાની તક મળે છે, તેથી આનંદ

## સંશોધન વિભાગના પ્રમુખ
## શ્રી જેઠાલાલ ત્રિવેદીનું પ્રવચન

[illegible]

યુગમાં સદ્‌ગત મહારાજા સયાજીરાવ ગાયકવાડે એ ભાષાના સાહિત્યને પ્રકાશમાં લાવવાની સમૃદ્ધ યોજનાઓ ઘડી તે પાર પાડીને તથા ગુજરાતી ભાષાને રાજવહીવટની ભાષા તરીકે સ્થાન આપીને તેમજ 'સયાજી શાસન શબ્દ કલ્પતરુ' નામનો બૃહદ્કોશ પ્રગટ કરાવી સમગ્ર ભારતને વર્ષો પૂર્વ માર્ગદર્શન આપ્યું હતું. સંશોધનના ક્ષેત્રે વડોદરાનું 'પ્રાચ્યવિદ્યા મંદિર' સ્થાપ્યું તે તેમની નામનાનો અમર ડંકો આજેય બજાવી રહ્યું છે. સાહિત્ય તથા પુરાતત્ત્વના દુર્લભ ગ્રંથોના વૈજ્ઞાનિક ઢબના સંપાદન – પ્રકાશનની જે પહેલ વડોદરાનરેશે કરેલી તે 'ગાયકવાડ ઓરિએન્ટલ સિરિઝ' ભારતભરમાં સાદર ખ્યાતિ પામી છે.

આ નગર જેમની કર્મભૂમિ બન્યું છે તેવા ભાષા, સાહિત્ય અને પુરાતત્ત્વના અનેક વિદ્વાનો અને હિમાયતીઓનું અત્રે સ્વાભાવિક સ્મરણ થાય છે. સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળા, સ્વ. નાથાશંકર શાસ્ત્રી, સ્વ. છોટાલાલ ભટ્ટ, પ્રો. ત્રિભુવનદાસ ગજ્જર, સ્વ. રમેશચંદ્ર દત્ત, સ્વ. મણિભાઈ

જશભાઈ, શ્રી. અરવિંદ ઘોષ, સ્વ. મનુભાઈ મહેતા, સ્વ. ગોપાલરાવ મૈરાલ, સ્વ. યજ્ઞેશ્વર શાસ્ત્રી સુરતકર, સ્વ. આબાશાસ્ત્રી, સ્વ. ત્ર્યંબકનાથ શાસ્ત્રી, સ્વ. બદરીનાથ શાસ્ત્રી, સ્વ. લક્ષ્મીનાથ બદરીનાથ, સ્વ. ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ, શ્રીમન્નૃસિંહાચાર્યજી, શ્રી. ઉપેન્દ્રાચાર્યજી, ડૉ. ભટ્ટાચાર્ય, પંડિત લાલચંદ્ર ગાંધી, પ્રા. ગોવિંદલાલ ભટ્ટ, પ્રા. ચતુરભાઈ પુ. પટેલ, ડૉ. ભોગીલાલ સાંડેસરા, સ્વ. રમણલાલ દેસાઈ, ડૉ. મંજુલાલ મજમુદાર, ડૉ. યોગેન્દ્ર ત્રિપાઠી, ડૉ. ઉમાકાન્ત શાહ, ડૉ. રમણલાલ મહેતા, ડૉ. અરુણોદય જાની, ડૉ. રણજિત પટેલ, સ્વ. રમણિકલાલ દેસાઈ, ડૉ. સોમાભાઈ પારેખ, સ્વ. પ્રફુલ્લભાઈ દેસાઈ વગેરેએ વડોદરાના વિદ્યાકીય શ્રીરંગને ઉજ્જવળ બનાવ્યો છે.

પ્રારંભમાં કેટલાક વિદેહ સંશોધકો – વિદ્યાપુરુષોને અંજલિ આપવી આવશ્યક બને છે. સ્વ. પંડિત સુખલાલજીના અવસાનથી આપણે રંક બન્યા છીએ. તેમની કક્ષાના અભ્યાસીઓ આજે દુર્લભ છે. લોકસાહિત્યના સંશોધક – સંપાદક અને ‘ સ્ત્રીજીવન ’ના તંત્રી સ્વ. મનુભાઈ જોધાણીનું અવસાન પણ એક ખોટ સમાન છે. લોકપ્રિય સાહિત્યના સંપાદક અને સર્જક સ્વ. કૃષ્ણપ્રસાદ ભટ્ટ, ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિના સભ્ય, કવિ જશભાઈ કા. પટેલ અને સંતસાહિત્યના અભ્યાસી તથા સર્જક સ્વ. કિસનસિંહ ચાવડાના સ્વર્ગવાસની પણ દુઃખદ નોંધ લેવી ઘટે. આ વિદ્યાપુરુષોના કાર્યને આપણે આગળ ધપાવવાનો સંકલ્પ કરીએ તે જ તેમના પ્રત્યેની સાચી શ્રદ્ધાંજલિ ગણાય.

## સંશોધન

આપણે ‘ શોધ ’ અથવા ‘ ખોજ ’ માટે સંશોધન શબ્દનો વિનિયોગ કરીએ છીએ. Research એ અંગ્રેજી શબ્દ આપણી નજર આગળ રહે છે. હિંદી ભાષા – ભાષી વિદ્વાનો ‘ સંશોધન ’નો અર્થ સુધારવું, ભૂલ કે દોષ દૂર કરી શુધ્ધ કરવું એવો ઘટાવે છે. આથી તેઓ Researchના અર્થમાં ‘ શોધ ’ કે ‘ અનુસંધાન ’ શબ્દ પ્રયોજે છે. આપણે ત્યાં ‘ સંશોધન ’ શબ્દ હવે રૂઢ બની ગયો છે. છતાં તેને સ્થાને શોધખોળ અર્થનો વધુ સ્પષ્ટ કે દ્યોતક બને તેવો બીજો કોઈ શબ્દ યોજી શકીએ ખરા ?

સંશોધન – અનુસંધાનનાં અનેક પાસાં હોઇ શકે છે. દરેક ક્ષેત્રમાં

'ખોજ' આવશ્યક હોય છે. પણ આ સાહિત્યપરિષદના અધિવેશનમાં તો આપણે ભાષા, સાહિત્ય તથા સંસ્કૃતિના સંદર્ભે જ ખોજનો વિચાર કરી શકીએ. ભાષા, સાહિત્ય અને સંસ્કૃતિને વધુ વિશદ અને પ્રોજ્જ્વળ રીતે સમજવા માટે સંશોધન એક આવશ્યક અંગ બને છે. આથી મારા વક્તવ્યના હું ત્રણ વિભાગ પાડું છું. (૧) ભાષાવિષયક વિચાર (૨) પ્રાચીન – મધ્યકાલીન સાહિત્યનું સંશોધન (૩) પુરાતત્ત્વ. સગવડ માટે આ વિભાગો પાડ્યા છે, પણ તે એક બીજાના પૂરક જેવા છે.

## ભાષા – વિચાર

હું ભાષાવિજ્ઞાની નથી. એટલે ધ્વનિતંત્રના પરિવર્તનની કે વ્યાકરણતંત્ર પર થતી તેની અસરના સૂક્ષ્મ અભ્યાસની કે બીજી તેવી વાતો મારે કરવાની નથી. પણ હું ગ્રામજીવનના સતત સંપર્કમાં છું એટલે ત્યાંની ભાષાની તથા નગરની ભાષાની તુલના તથા ભાષામાં થઈ રહેલા પરિવર્તનના સંકેતો – પ્રવાહો વિષે ચિંતન અને નોંધ કરતો રહું છું. અલબત્ત, તે બધી અભ્યાસ માટેની કાચી સામગ્રી ગણાય.

ગ્રામવિસ્તારોમાં અત્યારે સામાન્ય રીતે ત્રિસ્તરીય ભાષા પ્રવર્તમાન છે. (૧) તદ્દન અભણ પછાત વર્ગના લોકોની ભાષા (૨) થોડુંક ભણેલા ખેડૂત – વ્યાપારી વગેરેની ભાષા (૩) ગામડાના શિક્ષિતોની ભાષા. આ ત્રણેય સ્તરની ભાષા ઝડપથી પરિવર્તન પામી રહી છે. તે પરિવર્તન તથા તેની પાછળનાં પરિબળોનો વૈજ્ઞાનિક અભ્યાસ થવો ઈષ્ટ છે.

પણ આથીય વધુ રસપ્રદ અવલોકન તો સાહિત્યકારોની ભાષાના પરિવર્તન અંગેનું છે. સાહિત્યની ભાષા બોલાતી ભાષાથી બહુ વેગળી જતી જાય છે. છેલ્લાં ૧૦૦ વર્ષ દરમિયાન તેમાં થયેલા પરિવર્તનને સમજવા માટે એક નાનકડું ઉદાહરણ લઈએ.

**નર્મદનું વાક્ય :**

"સુરતની ભાષા કદે કંઈક ઠિંગણી, નાજુક ને કુમળી છે. અમદાવાદની કંઈક ઊંચી અને કઠણ છે, કાઠિયાવાડની જાડી છે ને શબ્દે શબ્દે ભાર સાથે જુદી બોલાય છે. પણ એ ત્રણનું મિશ્રણ થવા માંડયું છે ને રૂડું થશે."

—('નર્મકોશ' ની પ્રસ્તાવના : જાનેવારી સને ૧૮૭૩)

૧૦૭ વર્ષ પહેલાંની આ ભાષા અને તેની લઢણ સાહિત્યિક ક્ષેત્રમાં પરિવર્તન પામતી રહી છે. તેમાં તદ્‌ભવ કે દેશ્ય સબ્દોને સ્થાને તત્સમ શબ્દોની પસંદગી અને લાઘવ કે સંકોચન તરફનું વલણ વધતું રહ્યું છે. એટલે આજથી ચાળીસેક વર્ષ અગાઉ આવું જ વિધાન કોઈ સાહિત્યકારે કરવું હોય તો તેણે સંભવતઃ નીચે દર્શાવ્યા પ્રમાણે કર્યું હોત.

"સૂરતી બોલી પ્રમાણમાં કિંચિત્ ઠીંગણી, મૃદુ અને સુકોમલ, અમદાવાદી તેનાથી કિંચિત્ ઉચ્ચ કદની અને કઠિન, તો સૌરાષ્ટ્રી સ્થૂલ અને તેનો પ્રત્યેક શબ્દ ભારપૂર્વક ઉચ્ચરિત થાય છે. એ ત્રણેનો સંગમ થઈ રહ્યો છે જે ઉજ્જળ ભાવિનો સૂચક છે."

પણ આજના લેખકને આમાં કદાચ પ્રસ્તારદોષ જણાશે. તે આવી કોઈક રીતે લખવાનું પસંદ કરશે.

"કિંચિત્ ઠીંગણી અને સુકુમાર સૂરતી, કિંચિત ઉચ્ચ કદવાળી અને કઠિન અમદાવાદી તથા કિંચિત્ સ્થૂળ અને પ્રત્યેક શબ્દે ભારક્ષમ ઉચ્ચારયુક્ત સૌરાષ્ટ્રી ભાષાનો થઈ રહેલો ત્રિવેણીસંગમ ઉજ્જવળ ભાવિનો નિદર્શક છે."

નર્મદના મૂળ અવતરણમાં પાંચ પૂર્ણ ક્રિયાસૂચક ખંડો છે તેને બદલે આપણે કલ્પેલા તેના આ અર્વાચીન વાક્યાવતારમાં માત્ર એક જ ક્રિયાપદ છે. આ રીતે આપણે લાઘવ અને ભારક્ષમતા કેળવ્યાનો સંતોષ લઈએ છીએ. પણ એ રીતે કેળવાયેલી ભાષા જનસમૂહ માટે કંઈક અગમ્ય જેવી બને છે, એ થોડાક વિદ્વાનોની જ ભાષા બની જાય છે. ભાષાવિકાસની દૃષ્ટિએ તે 'મૃતભાષા' બનવાનાં લક્ષણ છે. તત્સમ શબ્દોની પ્રચૂરતાવાળી આવી ભાષાનું ભાવિ સંસ્કૃત ભાષા જેવું જ કલ્પી શકાય.

આ જાતની અદ્યતન સાહિત્યિક ભાષા ઘણાને હવે નીરસ અને ખીબાઢાળ બની ગયેલી લાગે છે. તેમાં વૈવિધ્ય, મૃદુતા અને પ્રાસાદિકતાનો દુકાળ જણાય છે. આ કર્કશ ભાષાનો શું ઉપયોગ થાય છે? તેને બોલનારા કેટલા?

શું સાહિત્યકારો બજારમાં કે સામાન્ય વ્યવહારમાં આ ભાષા બોલે છે ખરા? એ ભદ્ર ભાષા વિશ્વવિદ્યાલયોનાં વ્યાખ્યાનો, ગ્રંથો અને પરીક્ષાની ઉત્તરવહીઓમાં જ પુરાયેલી રહે છે. તેના વ્યાખ્યાતા–અધ્યાપકો ઘરમાં

તેમનાં સ્ત્રી-બાળકો સાથે આ ભાષા બોલતા નથી. મતલબ કે આ ‘ ભદ્ર ’ કે પછી ‘ ભદ્રંભદ્રીય ’ ભાષા શોભાના ગાંઠિયા જેવી બને છે. આજે પણ એ જીવંત નથી, તે સ્વાભાવિકપણે બોલાતી નથી. તે જીવે છે માત્ર શિક્ષણ-કાર્યના માધ્યમ તરીકે, તદંગભૂત લેખનના માધ્યમ તરીકે.

માન્ય-standard કે શિષ્ટ ભાષાની પકડની પરાકાષ્ઠાનું એક ઉદાહરણ ડૉ. પ્રબોધ પંડિતે આપ્યું છે. આંધ્ર પ્રદેશમાં સત્તરમા અઢારમા સૈકાની તેલુગુ ભાષાને શિષ્ટ ભાષા તરીકે અપનાવી બાળકોને તે જ ભાષા દ્વારા શિક્ષણ આપવામાં આવે છે. વ્યવહારની તેલુગુ અને શિષ્ટ તેલુગુ વચ્ચે ફરક છે. શિક્ષણની શિષ્ટ તેલુગુ ‘ગ્રાંથિક તેલુગુ’ નામે ઓળખાય છે. (ગુજ. સાહિત્ય પરિષદ ૨૭ મા સંમેલનનો અહેવાલ પૃ. ૮૪)

હિંદી ભાષામાં અને અન્યત્ર પણ સાહિત્યિક ભાષા જનતાની ભાષાથી અલગ પડી રહી છે. એ પણ સાચું છે કે સાહિત્યની અને જનતાની ભાષા વચ્ચે દરેક જમાને થોડો ઘણો ફરક રહે છે. પણ તે ‘ફરક’ અથવા ભેદ તેની પરાકાષ્ઠાએ પહોંચીને મુશ્કેલી સર્જે છે. ગમે તેવો ગુણ પણ તેની પરાકાષ્ઠાએ દોષ બની જાય છે. જનતાની અને સાહિત્યની ભાષા વચ્ચેની ખાઈ ન ઓળંગી શકાય એવી બનવા લાગી છે, તે ચિંતાનો વિષય નથી આ લોકતંત્રના જમાનામાં ?

લોકસાહિત્યના અભ્યાસી તરીકે મને તો લાગે છે કે, મૃત બની રહેલી સાહિત્યિક ભાષાને ચૈતન્ય આપવા માટે ‘લોકબોલી’ની સંજીવની છાંટવાની જરૂર છે. લોકપ્રચલિત શબ્દો અને રૂઢ પ્રયોગો મબલખપણે અપનાવવાથી ભાષાની એકવિધતા અને ક્લિષ્ટતા ઓસરશે. ભાષાનું બળ અને સુગમ્યતા બેઉ વધશે. પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ ‘લોકબોલી’ના શબ્દોનો વિનિયોગ આપણા આજના વાણીવ્યવહારમાં થાય એ ઈષ્ટ માન્યું છે. ( “લોકસાહિત્ય શબ્દકોશ”: સંસ્કૃતિ-સેવાનો પ્રયોગ: પૃ. ૭ ) આ સંમેલનના વિદ્વાન પ્રમુખશ્રીએ પણ ચિંતાજનક ઉદ્‌ગાર પ્રગટ કર્યા છે. તેઓ લખે છે: “વિપુલભંડોળ લોકભાષાના, જમાનાઓના સંચિત વ્યવહારુ ડહાપણના અર્કરૂપ કહેવતોના, તેમજ આપણી ભાષાનાં બળ અને ત્રેવડને મૂર્ત કરતા તેના લાક્ષણિક રૂઢિપ્રયોગોનાં નહિ જેવા પરિચયને કારણે આપણી આજની શહેરી નવી પેઢીનું શબ્દભંડોળ અને ભાષાજ્ઞાન અતિપરિમિત બની જવા બેઠું છે.” ( ‘ રૂપેણ ’ – લોકસાહિત્ય શબ્દકોશ વિશેષાંક : પૃ. ૧૫ )

આપણી ભાષા માટે સારા વ્યાકરણ ગ્રંથની ઊણપ વર્ષોથી દર્શાવાય છે. સ્વ. કમળાશંકર ત્રિવેદીનું વ્યાકરણ હવે ભૂતકાલીન બને છે. ભાષાવિજ્ઞાન અને વ્યાકરણશાસ્ત્રના ક્ષેત્રે ઘણી અવનવી ખોજ થઈ છે અને થઈ રહી છે. તે અંગે નવા વાદો, અભિગમો અને ચર્ચાઓ પશ્ચિમના દેશોમાં વિપુલ માત્રામાં ઉપસી રહેલ છે. એ સંદર્ભમાં આપણી આજની અપેક્ષાઓને સંતોષે અને આપણી ભાષાના તળપદા તેમજ અર્વાચીન કાઠાને ન્યાય આપે તેવું બૃહદ–અદ્યતન વ્યાકરણ હવે વહેલી તકે નિર્માણ થાય એ જરૂરી છે.

કોશ સાહિત્યમાં આપણે ક્યાં છીએ ? હજી 'જ્ઞાનકોશ' નથી. 'સાહિત્યકોશ' નથી. કોશકાર્યમાં મને સવિશેષ રસ છે. તેથી પરિશ્રમપૂર્વક 'લોકસાહિત્ય શબ્દકોશ' રચી ગયા વર્ષે તે પ્રગટ કર્યો છે. સરકારની સહાયની અપેક્ષાએ, સાહિત્યપરિષદે ' સાહિત્યકોશ ' માટે હમણાં એક યોજના વિચારી છે અને ગુજરાતી ગ્રંથોની સૂચિનું કાર્ય પણ કરવા વિચાર્યું છે, જે આવકાર્ય છે. 'ગુજરાત વિશ્વવિદ્યાલય' દ્વારા જ્ઞાનકોશની પ્રવૃત્તિ પણ શરૂ થઈ છે, એમ જાણ્યું છે. એ મહાન કાર્યમાં અનેક વિદ્વાનો તથા વિવિધ વિષયના અભ્યાસીઓનો સહકાર લેવામાં આવશે અને અનુવાદો પર વધુ ઝોક ન આપતાં ગુજરાતની તળપદી વિશેષતા તેમાં ઉપસી આવે તેવા પ્રયાસો થશે, એમ આશા રાખીએ.

## મધ્યકાલીન સાહિત્ય: સંપાદન–સંશોધન

મધ્યકાલીન સાહિત્યનો અતિ વિપુલ વારસો એ ગુજરાતનું ગૌરવ છે. એના સંપાદન–સંશોધનનો પ્રોત્સાહક યુગ ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં શરૂ થયો અને તે પ્રવૃત્તિ દિનપ્રતિદિન વિશદતર બનતી આજે પણ પ્રગતિ સાધી રહી છે. સને ૧૮૫૦ માં શિલાછાપમાં છપાયેલો કવિ દલપતરામનો 'કથન સાતશતી' સંગ્રહ પ્રગટ થયો તેને આ પ્રવૃત્તિના 'શ્રી ગણેશ' રૂપે માની શકાય. તે પછી કાવ્યદોહન પુસ્તક પહેલું સને ૧૮૬૨માં અને બીજું ૧૮૬૫માં પ્રગટ થયું. પણ એક જ પદ્યાત્મક કૃતિ હાથ ધરી તેનું પદ્ધતિસર સંપાદન કરવાનું શ્રેય તો કવિ નર્મદાશંકરને ફાળે જાય છે. સને ૧૮૭૨માં સુરત–સોદાગર પ્રેસમાં છાપેલો નર્મદ સંપાદિત પ્રેમાનંદીય 'દશમસ્કંધ' આ ક્ષેત્રે સ્મરણીય પ્રદાન ગણાય. એ પછી શા. ભીમસિંહ માણકાખ્ય શ્રાવકે સંપાદિત કરેલ અને સને ૧૮૮૩ના અરસામાં શિલાછાપમાં છાપેલો 'જૈન કાવ્ય પ્રકાશ' આ દિશામાંનું એક સુઘડ અને નોંધપાત્ર પગલું છે.

વડોદરાનરેશના ઉદાર રાજ્યાશ્રયથી સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળાએ

'પ્રાચીન કાવ્યમાળા' અને 'પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક' દ્વારા જુદા જુદા કવિઓના પ્રગટ કરેલા સાહિત્ય વડે તથા તે જ અરસામાં એટલે ઓગણીસમી સદીની છેલ્લી વીસી દરમ્યાન સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ તરફથી ક્રમશઃ પ્રગટ થયેલા, 'કાવ્યદોહન'ના ભાગો વડે મધ્યકાલીન કવિઓની કાવ્યસમૃદ્ધિને મળેલો પ્રકાશ આ ક્ષેત્રના સુવર્ણયુગ સમાન દીપી ઊઠયો. એ પ્રકાશથી પ્રોત્સાહિત બનેલા અનેક સંપાદકો–સંશોધકો આગળ આવ્યા. તેમાં 'અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તક' નામે ચોપાનિયું કાઢી ભીમ, વિષ્ણુદાસ, પદ્મનાભ વગેરેની કૃતિઓ પ્રકાશમાં લાવનાર નડિયાદના દેસાઈ ચતુરભાઈ શંકરદાસ, સ્વ. છગનલાલ વિદ્યારામ રાવળ, સ્વ. હ. હ. ધ્રુવ, સ્વ. કે. હ. ધ્રુવ, સ્વ. ડાહ્યાભાઇ દેરાસરી, સ્વ. મહીપતરામ નીલકંઠ, સ્વ. નવલરામ, સ્વ. ચતુરભાઇ પુ. પટેલ, સ્વ. શંકરપ્રસાદ રાવળ, સ્વ. રામલાલ ચુ. મોદી, સ્વ. સી. ડી. દલાલ, સ્વ. વ્રજલાલ શાસ્ત્રી, સ્વ. અંબાલાલ જાની, સ્વ. મટુભાઇ કાંટાવાળા, ગજેન્દ્ર લા. પંડયા વગેરેનાં નામ નોંધપાત્ર છે. આમાં વિદ્યમાન ડૉ. મંજુલાલ મજમુદાર, ડૉ. ભોગીલાલ સાંડેસરા, પ્રા. અનંતરાય રાવળ, શ્રી કે. કા. શાસ્ત્રી, ડૉ. ઉમાશંકર જોષી, ડૉ. હરિવલ્લભ ભાયાણી, ડૉ. શિવલાલ જેસલપુરા વગેરેનાં નામ ખાસ ઉમેરી શકાય.

હસ્તપ્રતોની ચીવટથી શોધ થવા લાગી, તેનો સંગ્રહ અને જતન થવા લાગ્યાં. નવા નવા કવિઓને પ્રકાશમાં લાવવાની હરીફાઇ ચાલી. તેમાં ડૉ. બુલ્હર અને ફાર્બસ વગેરે પરદેશી વિદ્વાનોની પણ પ્રેરણા સાંપડી. કૃતિઓના કર્તૃત્વની તથા કવિસમયની પણ રસમય ચર્ચા થવા લાગી. વળી ભાલણની કાદંબરીની હસ્તપ્રત પ્રાપ્ત થતાં ગુજરાતી ભાષાશાસ્ત્રના વિકાસનું પગેરું હાથ લાગ્યું. ડૉ. હરિલાલ હ. ધ્રુવે ' મુગ્ધાવબોધઔક્તિક 'નું સને ૧૮૮૯ માં સંપાદન કરીને ગુજરાતી ભાષાશાસ્ત્ર માટેની નવી સામગ્રી સુલભ કરી. તેમણે ૧૮૯૩ માં લંડનની પ્રાચ્યવિદ્યા વિશારદોની આંતરરાષ્ટ્રીય કાંગ્રેસમાં 'ચૌદમી–પંદરમી શતાબ્દીની ગુજરાતી ભાષા' ઉપર નિબંધ વાંચી ' પ્રાચીન ગુજરાતી 'નો ધ્વજ ફરકાવ્યો; જે સર જ્યોર્જ ગ્રિયર્સન જેવા ભાષાપંડિતને પણ માર્ગદર્શક બન્યો. 'બુદ્ધિપ્રકાશ', જ્ઞાનસુધા, સાહિત્ય, સમાલોચક, વસંત, કૌમુદી, ગુજરાતી વગેરે પત્રોએ પણ મધ્યકાલીન સાહિત્યના પ્રસારમાં મહત્ત્વનો ફાળો આપ્યો. સામયિકોના દિવાળી અંકોમાં પણ આ સામગ્રી પ્રગટ થવા લાગી. મધ્યકાલીન કવિતાની ખોજમાં–સંપાદનમાં રસ લે નહિ તે સાક્ષર નહિ એવી હવા જાણે જામી ગઇ. ગુજરાત વિદ્યાસભા (ગુજરાત વર્નાકયુલર સોસાયટી), ફાર્બસ સભા,

ગુજરાત વિદ્યાપીઠ, પ્રાચ્ય વિદ્યામંદિર (વડોદરા) અને જૈન આત્માનંદ સભા (ભાવનગર) વગેરેએ વિવિધ સંપાદનો પ્રકાશમાં લાવી પ્રશંસનીય સેવા આપી.

જૈન સાહિત્ય પણ મધ્યકાલીન સાહિત્યનો કિંમતી ખજાનો છે. શ્રી. જીવણચંદ ઠાકરચંદ ઝવેરીએ 'આનંદ કાવ્ય મહોદધિ' નામથી જૈન કવિઓની કૃતિઓના દળદાર સંગ્રહો બહાર પાડ્યા અને તે જ રીતે સ્વ. મોહનલાલ દલીચંદ શાહે "જૈન ગુર્જર કવિઓ" નામના ગ્રંથો પ્રગટ કરી જૈન કવિઓનો પરિચય આપતી ઉપયોગી માહિતી પ્રગટ કરી. જુદી જુદી વિદ્યાસંસ્થાઓએ નિજનિજના હસ્તલિખિત ગ્રંથોની માહિતીપૂર્ણ સૂચિઓ પ્રગટ કરી અને તે રીતે મધ્યકાલીન સાહિત્યના સંપાદન માટેની કાચી સામગ્રીનો નિર્દેશ સુલભ બનાવ્યો. લાલભાઈ દલપતભાઈ વિદ્યામંદિરે પણ હસ્તપ્રતોના સંગ્રહ તથા સંપાદનના ક્ષેત્રમાં આગે કદમ બઢાવ્યા. મુનિ શ્રી જિનવિજયજીએ 'સિંધી જૈન ગ્રંથમાળા' દ્વારા 'સંદેશ રાસક' અને મધ્યકાલિન સાહિત્યની બીજી કૃતિઓ સંપાદિત કરી પ્રગટ કરી. જૈન ભંડારોની હસ્તપ્રતો જિજ્ઞાસાપૂર્વક ફંફોસવાનું શરૂ થયું. પાટણ અને જેસલમેરના જ્ઞાનભંડારો – હસ્તપ્રતોના સંગ્રહો પ્રત્યે વડોદરા રાજ્યનું ધ્યાન આકર્ષિત થયું અને વિદ્વાનો દ્વારા ત્યાંની હસ્તપ્રતોની માહિતી મેળવવાની તથા શક્ય ત્યાં નકલો કરાવવાની પણ યોજના થઈ.

આ સ્થળે પુનરુક્તિનો ભય વહોરીને પણ વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડના આશ્રયે ચાલેલી સાહિત્યસંશોધનની પ્રવૃત્તિની નોંધ લેવી આવશ્યક છે. 'ધી ગાયકવાડ ઓરિએન્ટલ સિરિઝ' દ્વારા સંપાદિત ગ્રંથો તો ભારતભરમાં વિદ્દ્ગણની પ્રસંશા પામી ચૂક્યા છે. તેવી જ રીતે ત્યાંની 'પ્રાચીન ગુર્જર ગ્રંથમાલા'નાં પ્રકાશનો, ખાસ કરીને 'ષષ્ટિશતક પ્રકરણ', 'વસુદેવ હિંડી' અને ''પ્રાચીન ફાગુસંગ્રહ' વગેરે ડૉ. ભોગીલાલ સાંડેસરાનાં સંપાદનો તેમજ સ્વ. પ્રો. બ. ક. ઠાકોર સંપાદિત 'વિક્રમચરિત્રરાસ' અને અધ્યા. કે. કા. શાસ્ત્રી સંપાદિત ભાલણકૃત 'નળાખ્યાન' અને તેવા બીજા ગ્રંથો નોંધપાત્ર છે. તદુપરાંત 'સયાજી સાહિત્યમાળા'નાં પ્રકાશનો તથા પ્રાચ્યવિદ્યામંદિરના 'સ્વાધ્યાય' ત્રૈમાસિકનું પ્રદાન પણ ઉલ્લેખનીય છે. અમદાવાદની ગુજરાત વિદ્યાસભા દ્વારા પ્રકાશિત પ્રા. રસિકલાલ પરીખ, અધ્યા. કે. કા. શાસ્ત્રી અને બીજા વિદ્વાનોના ગ્રંથો તેમજ મુંબઈની 'ફાર્બસ સભા'નાં વિવિધ પ્રકાશનોએ મધ્યકાલીન ગુજરાતી

સાહિત્યની સમૃદ્ધિને પ્રકાશમાં લાવવાનો વિશિષ્ટ પુરુષાર્થ પોતપોતાની રીતે કરેલો છે.

ગુજરાત વિશ્વવિદ્યાલય ( અમદાવાદ ) તરફથી પણ મધ્યકાલીન સાહિત્યના સંપાદનની પ્રવૃત્તિ થઈ છે. તેનું પ્રેમાનંદકૃત ' દશમ સ્કંધ 'ના બેઉ ખંડોનું સંપાદન નોંધપાત્ર છે. ગુજરાતી સાહિત્યપરિષદે પ્રગટ કરેલા ગુજરાતી સાહિત્યના ઈતિહાસના ગ્રંથો પ્રગટ થયા છે જેની લાંબા વખતથી ખોટ વરતાતી હતી. ડૉ. શિવલાલ જેસલપુરા અને અધ્યા. કે. કા શાસ્ત્રી દ્વારા સંપાદિત ' પ્રેમાનંદની કાવ્યકૃતિઓ 'ના બે દળદાર ગ્રંથો સુઘડ સંપાદનના નમૂનારૂપ બન્યા છે. એ સંપાદકો હવે નરસિંહ મહેતાની કૃતિઓનું સંપાદન કરી રહ્યા છે.

હવે વિશ્વવિદ્યાલયોના ઉચ્ચ શિક્ષણમાં ગુજરાતી ભાષા અને તેના સાહિત્યના અભ્યાસને સ્થાન મળ્યું છે, એટલે અર્વાચીન સાહિત્યના અભ્યાસની સાથે સાથે મધ્યકાલીન સાહિત્યના સંપાદન–સંશોધનને પણ વેગ મળી રહ્યો છે. સંપાદનોની શાસ્ત્રીયતા અને ચોકસાઈ પ્રત્યે પણ વધુ સજાગ વલણ કેળવાતું જાય છે. અગાઉ સંપાદિત થયેલી કૃતિઓ નવી સામગ્રીના પ્રકાશમાં ફરી નવા અભિગમપૂર્વક સંપાદિત થાય છે. કવિઓના સમય અને કર્તૃત્વની સંદિગ્ધતાના પ્રશ્નો પણ ચર્ચાય છે.

ઘણાં સંપાદનો તો અભ્યાસનીતરતાં હોય છે. છતાં મારું નમ્ર મંતવ્ય છે કે, મધ્યકાલીન સાહિત્યના ઈતિહાસમાં ' સત્યની ખોજ 'ની દૃષ્ટિએ જોઈએ તેટલો સબળ પુરુષાર્થ થયો નથી. આ વાત હું આ સ્થળેથી વિગતવાર કહું તો તે સમુચિત ગણાશે.

ભાલણ, નરસિંહ મહેતા અને મીરાંબાઈ વિષે હજી નિર્ણયો તારવવાના છે અને થયેલી ખોજને સમજવાની છે, ચકાસવાની છે. આ ક્ષેત્રે મેં બે ગુજરાતી અને એક હિંદી પુસ્તકનું પ્રદાન કરેલું છે. ( ૧ ) ભાલણનાં પદ ( ૨ ) નરસૈં મહેતા : વ્યક્તિત્વ, કર્તૃત્વ ( ૩ ) नरसीजी रो माहेरो ( મીરાંકૃત )નું હિંદીમાં સંપાદન.

**નરસિંહ મહેતા :**

નરસિંહ મહેતાના સંદર્ભમાં પૂર્વે નર્મદ, કાંટાવાળા, ઈચ્છારામ દેસાઈ

વગેરેએ જે પ્રાથમિક માહિતી સંઘરી હતી તેને વળગી રહેવાના પ્રયાસને જ ગુજરાતી સાહિત્યમાં ' સંશોધન ' કહેવામાં આવે છે. ચમત્કારપ્રાણ દંતકથાઓને જે તે સ્વરૂપે ઇતિહાસ તરીકે સ્વીકારી તેને ' ઇતિ સિધ્ધમ્ ' કરી આત્મસંતોષ માનવામાં આવ્યો છે. પ્રાકૃત જનતાનાં મુગ્ધ વલણ અને સાંપ્રદાયિક રૂઢ પ્રભાવમાંથી ઘણા સંશોધકો હજી સંપૂર્ણ મુક્ત થયા નથી, એમ મને લાગે છે.

સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠીએ નરસિંહ અને મીરાંનું અતિગૌરવ કરતાં કહેલું કે, આ આદિ કવિતાઓમાં ભક્તિની જવાળાઓ ગુજરાત બહારના કોઇ પ્રસિધ્ધ નવા ધર્મપ્રવર્તકોમાંથી આપી નથી. એ સર્વ પ્રવર્તકોનાં ઉપદેશનાં બીજ નરસિંહ અને મીરાંના કાવ્યોમાં છે. આ કથન ગળે ઉતરે તેવું ન હતું. આથી સ્વ. સાક્ષર આનંદશંકરભાઇ ધ્રુવે નરસિંહ મહેતામાં પ્રેમભક્તિની જ્યોત ક્યાંથી પ્રગટી એ પ્રશ્ન ખડો કરી નરસિંહના વૃધ્ધમાન્ય સમય વિષે શંકા પ્રગટ કરી. તેમણે મહેતાજી ઉપર ચૈતન્ય સંપ્રદાયની અસર હોવા વિષેની સંભાવના પ્રગટ કરી. ( ' વસંત ' વર્ષ ૫ : અંક ૭ - ૮ સં. ૧૯૬૧ ). આ વિષે વધુ ઊહાપોહ થતાં સ્વ. ક. મા. મુનશીએ વિસ્તૃત અને ઊંડાણવાળા અભ્યાસના ફળરૂપે તર્કશુધ્ધ પ્રમાણો સાથે નરસિંહ મહેતાનો વૃધ્ધમાન્ય સમયને થોડો આ તરફ લાવવાની ( ચતરાવવાની ) આવશ્યકતા દર્શાવી. તેમણે આ આખા પ્રશ્નની ગવેષણાના ૧૬ મુદ્દા રજૂ કર્યા હતા. તે ઉપર અન્ય વિદ્વાનો : સ્વ. અંબાલાલ બુ. જાની, સ્વ. દુર્ગાશંકર શાસ્ત્રી, સ્વ. નટવરલાલ ઇ. દેસાઇ વગેરે તરફથી રસપ્રદ ચર્ચા થઇ હતી અને તેના જવાબો સ્વ. ક. મા. મુનશીએ સને ૧૯૩૦ ના ' કૌમુદી ' માસિકના અંકો દ્વારા આપ્યા હતા. પાછળથી એ ચર્ચા સુધારા – વધારા સાથે તેમણે " નરસૈયો ભક્ત હરિનો " એ પુસ્તકના ઉપોદ્‌ઘાત રૂપે સને ૧૯૩૩માં પ્રગટ કરી હતી.

સ્વ. મુનશીની ચર્ચાનો જવાબ શ્રી કે. કા. શાસ્ત્રીએ પ્રથમ ' કવિચરિત ભા. ૧લા 'માં અને તે પછી ' નરસિંહ મહેતો: એક અધ્યયન 'માં આપવાનો પ્રયાસ કરી નરસિંહના વૃદ્ધમાન્ય સમયને વળગી રહેવાનું વલણ બતાવ્યું. મેં સને ૧૯૪૭માં ' ભાલણનાં પદ 'નું સંપાદન પ્રગટ કર્યું તેના ઉપોદ્‌ઘાત તથા પરિશિષ્ટમાં નરસિંહને વૃદ્ધમાન્ય સમયમાંથી આ તરફ લાવવાનું સૂચન દલીલો સાથે રજૂ કર્યું હતું. પણ એ ગ્રંથનું એક અવલોકન લખનારે તો

તેમાં મુનશીજી કરતાં કોઈ બીજી નવીન દલીલો નથી, એમ કહી તેનો કાંકરો કાઢી નાંખ્યો. સંશોધનમાં વિશેષ ન સમજનારા–સમજવાની ચિંતા કે બેવના પણ ન રાખનારા ઘણા અવલોકનલેખકો ગ્રંથાવલોકનના બહાને સંશોધકના ન્યાયાસને ચઢી બેસી ત્વરિત ( 'સમરી ટ્રાયલ' જેવો ) ફેંસલો આપી દેતા હોય છે !

સ્વ. મુનશીજીની કેટલીક દલીલો તર્કશુદ્ધ અને હકીકતો ઉપર આધારિત હોઇ વિચારણીય હતી. તેને સ્વ. નરસિંહરાવ દિવેટિયાએ પણ વિશેષ કારણો અને દલીલો સાથે ટેકો આપ્યો હતો. એ રીતે અહીં 'નિર્ભય સંશોધન' સ્વ. ધ્રુવ, સ્વ. મુનશી અને સ્વ. દિવેટિયા દ્વારા પાંગર્યું હતું. પણ કેટલાક 'અભ્યાસી'ઓ છેડાઈ પડ્યા. તેમની પાસે દલીલો–હકીકતો ન હોવાથી તેમણે અકળાઈને બે માર્ગ અપનાવ્યા : (૧) કેવળ સત્યની શોધ માટે નરસિંહના વૃદ્ધમાન્ય સમયની ચકાસણી માગતા સાક્ષરોની હલકી ટીકા કરી. (૨) નરસિંહના વૃદ્ધમાન્ય સમયની પુષ્ટિ માટે બનાવટો કરી–કરાવી. નરસિંહ મહેતાના વંશવૃક્ષને સુવાંગ સ્પષ્ટ કરી આપતું બનાવટી 'વંશવેલી' કાવ્ય અને નરસિંહના રાજવંશી શિષ્યોની પણ બનાવટ ઊભી કરી. ( જુઓ : "બધેકાશાઇ બનાવટ" કર્તા : ચુ. વ. શાહ ). નરસિંહના વૃદ્ધમાન્ય સમયની પુષ્ટિ માટે કોઈ શિલાલેખની બનાવટી વાચના પણ સજધજથી પ્રગટ કરી. ગુજરાત બહારથી પ્રાપ્ત નરસિંહના વૃદ્ધમાન્ય સમયને પુષ્ટિ આપતા કલ્પિત ગ્રંથોની કંડા પહોરની ગપો, બનાવટી અવતરણો સાથે વહેતી મૂકી–હિંમતથી પ્રગટ કરી. ( જુઓ : નરસૈં મહેતા : વ્યક્તિત્વ–કર્તૃત્વ : પૃ. ૧૦૧–૧૦૬ ).

નવા અભ્યાસીઓની જાણ માટે આ જૂની વાતો સંક્ષેપમાં નોંધવી આવશ્યક માની છે. મને લાગે છે કે, સ્વ. મુનશીની દલીલોને ભંડારી દેવાનું પગલું એકપક્ષી છે.

સને ૧૯૪૭થી–'ભાલણનાં પદ'ના પ્રકાશન પછી સત્તાવીસ વર્ષ મેં નરસિંહ, ભાલણ અને મીરાંના અધ્યયનમાં ગાળ્યાં. હસ્તપ્રતો તથા કંઠસ્થ પદો વગેરે સાહિત્ય માટે રાજસ્થાનનો પ્રવાસ પણ ત્રણ વખત કોઇ સંસ્થાની મદદ વગર–સાહિત્યભક્તિથી કર્યો. જે સાહિત્ય મળ્યું, આધારો મળ્યા તેને પુષ્ટિદાયક આધારો ગુજરાતમાંથી પણ શોધ્યા, મેળવ્યા. પછી ૨૭ વર્ષે પુસ્તક લખ્યું : "નરસૈં મહેતા : વ્યક્તિત્વ–કર્તૃત્વ". સને

૧૯૭૩માં તે પ્રગટ કર્યું, એ પુસ્તકની પ્રસ્તાવનામાં મેં લખ્યું છે તેમ એ ' સૂંઠને ગાંગડે ગાંધી થવાનો ' પ્રયાસ નથી. સ્વ. ક. મા. મુનશીએ રજૂ કરેલી હકીકતો તથા દલીલોથી આગળ વધીને નવી હકીકતો, પુરાવા અને કેટલાંક અકાટ્ય કહી શકાય તેવાં પ્રમાણો તે ગ્રંથમાં મેં પહેલવહેલાં રજૂ કર્યાં છે. એ બધું કાળજીથી જોનાર-વિચારનાર તટસ્થ અભ્યાસીને નરસિંહ મહેતાનો વૃદ્ધમાન્ય સમય ભૂલભરેલો કે નિરાધાર લાગ્યા વગર નહિ રહે એમ મારું નમ્ર માનવું છે.

પણ આવા ગ્રંથનો અને તેમાં ગ્રથિત હકીકતો-નવાં મંતવ્યો, દલીલો વગેરેનો ઉલ્લેખ સરખો પણ સાહિત્યના ઇતિહાસ જેવા પુસ્તકમાં ન થાય એ કેવું વિચિત્ર ? એ કારણે જ એ ગ્રંથના વિચારણીય મુદ્દા અહીં સંક્ષેપમાં રજૂ કરવાની ફરજ માનું છું.

(૧) નરસિંહ મહેતા રા'માંડલિકના સમકાલીન નહિ પણ તેના પતન પછી સ્થપાયેલા મુસ્લિમ રાજઅમલમાં સત્તાધીશ બનેલા શાહલંગ નવાબના સમકાલીન હતા.

(૨) હારમાળાનાં ઐતિહાસિક પાત્રો-રા'માંડલિક અને શ્રી રામાનંદ સ્વામી એ નરસિંહ મહેતાનાં સમકાલીન ન હતાં અને ' હારમાળા 'નો પ્રસંગ જે રીતે વર્ણવવામાં આવ્યો છે તે રીતે બન્યાની હકીકત નિરાધાર છે.

(૩) નરસિંહ મહેતા ઉપર વ્રજભાષાની અસર નથી, એમ વૃદ્ધમાન્ય સમયના હિમાયતી દલીલ કરે છે. આના જવાબમાં મેં નરસિંહ મહેતાનાં વ્રજભાષાનાં પદ પ્રાપ્ત કરી ઉપર્યુક્ત ગ્રંથના પરિશિષ્ટમાં મૂળ આધાર સાથે રજૂ કર્યાં છે.

(૪) સૂરદાસની શબ્દગત તથા ભાવગત અસર નરસિંહ મહેતા ઉપર છે તે નરસિંહનાં તથા સૂરનાં વ્રજભાષાનાં પદોની તુલના કરીને પહેલી જ વાર આ ગ્રંથમાં દર્શાવ્યું છે.

(૫) જે વંશવૃક્ષ વૃદ્ધમાન્ય સમયના સમર્થન માટે રજૂ થાય છે તેનો પાયો કેવો કાચો છે તે વંશધરોનાં જ અરસપરસ વિરોધી કથનો પરથી દર્શાવી આપ્યું છે.

(૬) નરસિંહ મહેતાની વલ્લભ સંપ્રદાયમાં સારી પ્રતિષ્ઠા હતી તે બતાવી તેમના પદોમાં આવતા પુષ્ટિમાર્ગ અને શ્રી વલ્લભાચાર્ય–વિઠ્ઠલાચાર્યના ઉલ્લેખોવાળાં પદો પ્રક્ષિપ્ત માનવાની ચેષ્ટા નિરર્થક ગણાવી છે.

(૭) નરસિંહ મહેતાની કૃતિઓની એક પછી એક ચકાસણી કરતાં 'હારમાળા' અને **આત્મચરિત કહેવાતાં** કાવ્યો નરસિંહકૃત જણાતાં નથી.

ઉપરની હકીકતોના પ્રકાશમાં–મારા મતે નરસિંહ મહેતાનો જન્મ સંવત ૧૫૪૦ આસપાસ અને મરણ સંવત ૧૫૯૫ આસપાસ માનવા કારણ મળે છે.

આ રીતે નરસિંહ મહેતા વિષે તથા તેમના કર્તૃત્વ વિષે પાયામાંથી નવેસર વિચાર કરવાનો સમય પાકી ગયો છે, એમ કહી શકાય.

**ભાલણ :**

સને ૧૯૪૭માં મેં ' ભાલણનાં પદ 'નું સંપાદન પ્રગટ કર્યું તે સાથે તે કવિના ' જીવન અને કવન 'નો પણ અભ્યાસ રજૂ કર્યો હતો. સ્વ. રામલાલ ચુ. મોદીએ અનુમોદિત કર્યા પ્રમાણે હું કવિ ભાલણનો સમય સં. ૧૪૬૧–૧૫૪૫ માનું છું. તે અંગે કેટલીક શંકાઓ બીજા વિદ્વાનોએ પાછળથી ઉપસ્થિત કરી છે, તેનો યોગ્ય પ્રત્યુત્તર મેં ' ભાલણનાં પદ 'ની બીજી આવૃત્તિમાં આપેલો છે. એટલે એ ચર્ચા અહીં કરતો નથી.

પણ ભાલણના મેં માનેલા સમયમાંથી તેને આ તરફ લાવવા માટે આપણા એક સંમાન્ય વિદ્વાને રજૂ કરેલી એક દલીલ, જે ભાલણનાં વ્રજભાષાનાં પદ વિષેની છે તે અંગે બે શબ્દ કહેવા આવશ્યક માનું છું.

ભાલણના નામની છાપવાળાં ૭ પદ ' દશમસ્કંધ 'ની હસ્તપ્રતમાંથી મળ્યાં છે. તે પદોને કારણે ભાલણને સૂરદાસનો અનુકાલીન માનવાની દલીલ થાય છે. પણ તે ભ્રમજનક છે, જેનાં કારણો નીચે પ્રમાણેઃ

( ૧ ) ભાલણની છાપવાળાં મળેલાં વ્રજભાષાનાં પદ મુખ્યત્વે ભાલણને પ્રિય એવા વાત્સલ્યભાવને સ્પર્શતાં હોઈ તે ઉપર સૂરદાસની કોઈ અસર જણાતી નથી.

( ૨ ) વ્રજભાષાનાં એ પદોની ભાષા, સૂરપૂર્વકાલીન વ્રજભાષાના અભ્યાસી ડૉ. શિવપ્રસાદ સિંહે તપાસી છે અને તે ભાષા સૂરપૂર્વકાલીન હોવાનું તેમણે સ્પષ્ટ દર્શાવ્યું છે. ( સૂરપૂર્વ વ્રજભાષા ઔર ઉસકા સાહિત્ય પૃ. ૨૩૬ ) એટલે એ પદોની ખાતર ભાલણને સૂરનો અનુકાલીન માનવાનું કોઈ કારણ નથી.

( ૩ ) સૂરની પૂર્વે પણ વ્રજભાષા તથા તેનું સાહિત્ય પ્રચલિત હતું. સૂરની પૂર્વે થયેલા મરાઠી સંત નામદેવે પણ વ્રજભાષામાં પદ રચેલાં છે. તેથી તે સૂરના અનુકાલીન બનતા નથી. એ જ સ્થિતિ ભાલણની ગણાય.

( ૪ ) ભાલણ ઉપર અષ્ટછાપની કે સૂરદાસની અસર નથી, તે અમે ' ભાલણ અને વ્રજભાષા ' શીર્ષકથી પ્રગટ કરેલા લેખમાં સ્પષ્ટ બતાવ્યું છે. ( જુઓ : ગુજરાત ઈતિહાસ પરિષદ, આઠમું અધિવેશન – પાટણનો સ્મૃતિ અંક પૃ. ૪૧–૪૫ )

( ૫ ) ઉપર્યુક્ત લેખમાં અમે એ પણ બતાવ્યું છે કે વ્રજભાષાનાં પદને કારણે ભાલણને તેના સુનિશ્ચિત સમયમાંથી આ તરફ – તેના પુત્રોના કવનકાલમાં ખેંચી લાવવાની જરૂર નથી.

વ્રજભાષાના સાહિત્ય અને સખીભાવની ભક્તિના પૂરતા અભ્યાસ કે અવલોકન વગર કરેલા વિધાનો સત્યની ખોજમાં બાધક નીવડે છે.

## મીરાંબાઈ :

મીરાંબાઈના સમય વિષે હવે ખાસ મતભેદને અવકાશ નથી. પરંતુ રાણા સંગ્રામસિંહના યુવરાજ ભોજરાજને મીરાંબાઈના પતિ માનવામાં આવે છે, તે સંબંધમાં એક શંકા ઉપસ્થિત થાય છે.

બૃહત્ કાવ્યદોહન ભા. ૭ની પ્રસ્તાવનામાં આપેલું રાઠોડકુલનું વંશ-વૃક્ષ અવલોકતાં મીરાં અને ભોજરાજની માતા ધનાબાઈ પિત્રાઈ બહેનો થાય છે. તો એ પિત્રાઈ બહેનના કુંવર સાથે મીરાંનું લગ્ન શું ખરેખર થયું હશે ? શંકા પેદા થાય. ( જુઓ : ' नरसीजी रो माहेरो ' સંપાદક : જેઠાલાલ ત્રિવેદી, ભૂમિકા પૃ. ૯ ). વ્રજભાષાના એક લેખક વળી ઈતિહાસની

પરંપરા અનુસાર ભોજરાજને મીરાંના ફોઈયાત ( फुफुरे ) ભાઈ ગણે છે અને તે રીતે ભોજરાજ સાથેના, મીરાંના લગ્નને અસંગત માનવાનું વલણ ધરાવે છે. ( ' व्रजभारती ' त्रैमासिक : ફાલ્ગુન : સં. ૨૦૧૪, પૃ. ૫ ). આ પ્રશ્ન વધુ પ્રકાશ – સંશોધનની અપેક્ષા રાખે તેવો છે.

મામાની કન્યા ભાણેજને અપાય તેવી પ્રાચીન પરંપરાની વાતો સાંભળીએ છીએ. લોકસાહિત્યમાં પ્રચલિત કથનો પણ આને પુષ્ટિ આપે છે :

" કાપડું ફાટ્યું રે **કૂયલના** કાપડું ફાટ્યું
થીંગડાં નાંખી પેર્ય **મામાની** ! ખરચી ખૂટી. "
( લોકસાહિત્ય શબ્દકોશ, પૃ. ૧૯૨ )

અમુક કોમમાં મામા ફોઈનાં પરણે છે, એ સંદર્ભને ખ્યાલમાં રાખી સ્વ. મેઘાણી ' કૂયલનો ' એટલે પતિ અને ' મામાની ' એટલે પત્ની એવો અર્થ ઘટાવે છે. છતાં રાજસ્થાનના રાજપૂત – રાજકુળોમાં આવાં લગ્ન નિષિધ્ધ હતાં કે નહિ તે શોધી કાઢી વધુ પ્રકાશ પાડવાની જરૂર છે.

મીરાકૃત ' **नरसीजी रो माहेरो** ' અદ્યાવધિ અપ્રગટ હતો. તેનું જુદી જુદી નવ હસ્તપ્રતો મેળવી આ વક્તાએ તૈયાર કરેલું સંપાદન ' રાજસ્થાન પ્રાચ્યવિદ્યા પ્રતિષ્ઠાન ' ( જોધપુર ) દ્વારા પ્રગટ થયું છે. આ કૃતિના મીરાં – કર્તૃત્વ વિષે ડૉ. પ્રભાત શંકા દર્શાવે છે. મેં સંપાદનની ભૂમિકામાં તે વિષે ચર્ચા કરી છે. આ ' माहेरो 'માં ક્ષેપક અંશોની પ્રચૂરતા છે છતાં તે મીરાંકૃત હોવાની સંભાવના નકારી શકાય નહિ. વધુ જૂની હસ્તપ્રતો મળી આવે તો ક્ષેપક અંશો ઉપર વધુ પ્રકાશ પડી શકે.

આ માહેરોની કેટલીક હસ્તપ્રતોમાં સ્પષ્ટ રીતે ક્ષેપક ગણાય તેવી નરસિંહ મહેતાના પૂર્વજન્મની કલ્પનાઓ ચગાવી છે. માહેરોમાં નરસિંહે બીજી પત્ની કર્યાની વાત પણ આવે છે. રત્નાખાતીના ' માહેરો 'ને અંતે માહેરો – મામેરુ અંજારમાં ભર્યાનું જણાવેલું છે. વસંતકૃત ' માહેરો ' પણ મળી આવ્યો છે, તેનો પરિચય મેં ઉપર્યુક્ત સંપાદનમાં આપેલો છે. રાજસ્થાની કવિઓ દ્વારા રચાયેલ નરસિંહ મહેતાની હૂંડીનાં પદ પણ મળે છે. આ બધું નરસિંહના અભ્યાસીએ અવલોકી જવા જેવું ખરું !

## નરસિંહ મહેતાના અભ્યાસની પૂર્વભૂમિકા

નરસિંહ મહેતાના સમય અને કર્તૃત્વને ચકાસવાની ઇચ્છા ધરાવનાર તટસ્થ અભ્યાસીએ નરસિંહમાં ભક્તિની જ્યોત ક્યાંથી પ્રગટી તે તથા તેના ઉપર વ્રજભાષાના અષ્ટછાપ કવિઓ – સૂરદાસ વગેરેની અસર છે કે નહિ તેનો નિર્ણય કરવા માટે પૂર્વભૂમિકારૂપે વિસ્તૃત અધ્યયન કરવું જરૂરી છે.

એવા અભ્યાસીએ ભક્તિમાર્ગના જુદા જુદા સ્તબકોનો – ખાસ કરીને વૃન્દાવનીય ભક્તિના ઉત્થાનનો અને તેની પૂર્વભૂમિકારૂપ બળોનો સૂક્ષ્મ અભ્યાસ કરવો પડે. ચૈતન્ય, વલ્લભ, હિતહરિવંશ વગેરેના સંપ્રદાયના સાહિત્યનો, માત્ર સાહિત્યનો જ નહિ પણ તેના મૂળમાં રહેલાં પૂર્વ પરિબળોનો અભ્યાસ કરવો જોઈએ. એ રીતે વલ્લભ સંપ્રદાયના અષ્ટછાપ કવિઓના સાહિત્યનો તથા તેમના કવનકાળનો અભ્યાસ, બંગાળના વૈષ્ણવ કવિઓના સાહિત્યનો પરિચય, વ્રજબૂલીનો અભ્યાસ, ઓરિસ્સાના પંચસખાના સાહિત્યનો તથા તેમના ઉદ્ગમનો પરિચય, સહજિયા સંપ્રદાયનો પરિચય, ચંડીદાસનો પરિચય, મરાઠી સંતસાહિત્યનો પરિચય, ગુરુગ્રંથનો પરિચય તેમજ હિન્દી સાહિત્યના સંતયુગનો પણ હંસક્ષીરન્યાયે અભ્યાસ થવો જોઈએ.

પ્રેમાનુગા ભક્તિને શિષ્ટોની માન્યતા ક્યારે મળી, તેમાં સહજિયા પંથ અને ચૈતન્ય આદિએ કેવો ભાગ ભજવ્યો અને તેની દેશભરમાં કેવી અને કેટલી અસર થઈ તે તટસ્થ ભાવે અવલોકવું આવશ્યક ગણાય.

આવા અભ્યાસની પૃષ્ઠભૂમિકા વગર નરસિંહની સખાભાવની ભક્તિને ‘ ઉપરચોટિયા ’ રીતે અવલોકી નિર્ણયો બાંધવા એ દુઃસાહસ ગણાય.

### આશ્ચર્યજનક હકીકત :

નરસિંહ મહેતાએ વ્રજભાષામાં કોઈ રચના કરી નથી અથવા નરસિંહ ઉપર વ્રજભાષાની કોઈ અસર નથી, એમ કહેવાયું અને મનાયું. આ વિષે આશ્ચર્ય-જનક છતાં યે જ્ઞાતવ્ય એવી એક હકીકત આ વિષયમાં મારે નોંધવી જોઈએ

આજથી ૬૬ વર્ષ પહેલાં સં. ૧૯૬૯માં પ્રગટ થયેલા “ નરસિંહ મહેતાકૃત કાવ્ય સંગ્રહ ”ના પૃ. ૧૯૮–૧૯૯ ઉપર વ્રજભાષાનું નરસિંહ મહેતાનું ઊડીને આંખે વળગે એવું પદ છપાયેલું છે :

"કુંજભવન ખોજતી પ્રીતે રે, ખોજત મદનગોપાળ;
પ્રાણનાથ પાવે નહિ તાતે, વ્યાકુલ થઈ વ્રજબાળ."

આ અવતરણ સ્વયંસ્પષ્ટ છે. મેં પ્રગટ કરેલાં નરસિંહ મહેતાનાં વ્રજભાષાનાં પદો તો પછી જાણવામાં આવ્યાં, પણ ઉપર્યુક્ત પદ પ્રત્યે કોઇ અભ્યાસીનું ધ્યાન જે તે વખતે ખેંચાવું જોઇતું હતું. નરસિંહ મહેતાનાં પદોના આ એક માત્ર જૂના સંગ્રહગ્રંથમાંનાં અન્ય કેટલાંક પદોમાં પણ વ્રજભાષાની અસર સ્પષ્ટ વરતાય છે તે મેં અન્યત્ર બતાવ્યું છે. ('સ્વાધ્યાય' પુ-૧૦-૧, દીપોત્સવી, સં. ૨૦૨૮, પૃ. ૩૫-૩૭)

મારા નમ્ર અભ્યાસ અને તજ્જન્ય દૃષ્ટિ અનુસાર હું હવે નિમ્નોક્ત વિધાનો સાથે સહમત થઇ શકતો નથી. (૧) ભાલણ વ્રજભાષામાં પણ પદરચના કરતો હોઈ સં. ૧૫૫૦ પૂર્વે તેને મૂકી શકાય નહિ. (૨) 'હારમાળા' નાં હારસમેનાં પદ નરસિંહનાં હોવા વિષે શંકા નથી. (૩) શ્રીમદ્ વલ્લભાચાર્યને પુષ્ટિમાર્ગ સ્થાપવાની પ્રેરણા કદાચ નરસિંહ મહેતામાંથી કાં ન મળી હોય? (૪) ભક્તિ સંપ્રદાયની એક પ્રણાલિકા ગુજરાત-કાઠિયાવાડમાં ચાલતી હશે, જેની સ્વતંત્ર અસર નરસિંહ ઉપર થઇ છે. (કવિચરિત : પૃ. ૩૯). (૫) નરસિંહ મહેતાની ભક્તિનો પ્રકાર અજોડ છે. એ સ્વયં-સ્ફુરિત, સ્વાનુભવયુક્ત છે. એના ઉપર કોઇની અસર થઇ નથી. (૬) જો કાંઈ પણ વિશ્વાસપાત્ર મૂલ સામગ્રી હોય તો તે માત્ર નરસિંહ મહેતાના પોતાના શબ્દોમાં રજૂ થતાં મામેરુ, વિવાહ, હૂંડી અને હારસમેનાં પદ. (નરસિંહ મહેતો : એક અધ્યયન : પૃ. ૧૫૩). (૭) ભાલણની અસર નરસિંહ મહેતા ઉપર કેમ નથી? વ્રજભાષાની અસર પણ કેમ નથી?

## લોકસાહિત્ય :

ગુજરાત પાસે વૈવિધ્યપૂર્ણ લોકસાહિત્યની સંપત્તિ છે. અર્વાચીનોમાં આદ્ય એવા નર્મદે સને ૧૮૭૦માં 'નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીત'ના સંપાદન દ્વારા એ ક્ષેત્રમાં પણ એક અગ્રયાયી તરીકે ફાળો આપ્યો છે. સને ૧૮૭૨માં 'ફ. બ.' સંજ્ઞાધારી પારસી લેખક 'ગુજરાત કાઠિયાવાડ દેશની વારતા ભાગ-૧' અને તે સાથે ૧૯ પૃષ્ઠની અંગ્રેજી પ્રસ્તાવના આપે છે. તેનું અંગ્રેજી નામ 'The Folklore of Gujarat' એવું રાખે છે. ૧૮૮૧માં મહીપતરામ રૂપરામ નીલકંઠે તેમની નવલકથા 'વનરાજ ચાવડો'માં

ગૂંથીને લગ્નગીતો, હાલરડાં, ફટાણાં વગેરેનો પરિચય કરાવ્યો. તે ગ્રંથ સમાજચિત્રણના એક અંશ તરીકે થયું હતું.

સને ૧૯૦૫માં યોજાયેલ પહેલી ગુજરાતી સાહિત્યપરિષદના સમારોહ વખતે નિબંધવાંચનમાં પરિષદના પ્રેરક અને એક સ્થાપક સ્વ. રણજિતરામ વાવાભાઈ મહેતાએ 'લોકગીત' ઉપર નિબંધ વાંચીને લોકસાહિત્ય વિશે સૌ પહેલો અભ્યાસલક્ષી પરિચય વિદ્વાનો સમક્ષ રજૂ કર્યો. એમના નિબંધને અંતે એમણે છેક સને ૧૮૫૭માં સોરાબજી હોરમજજીએ છપાવેલી 'રમૂજી ગરબાઓની ચોપડી'નો જે ઉલ્લેખ કર્યો છે, તે તો નર્મદથી પણ પુરાણો ગણી શકાય. એ પારસી સંપાદકના સ્મરણ સાથે જ સવાઈ ગુજરાતણ પૂતળીબાઈએ 'મેના ગુર્જરી'ના શીલ અને નવ લાખ ગુર્જરોની પરાક્રમ-ગાથા લલકારતું કથાગીત કે પછી ગરબો 'ઈન્ડિયન ઍન્ટીકવેરી'માં છપાવેલ તેનું સહર્ષ સ્મરણ થાય છે.

સ્વ. ગિજુભાઈની બાલકથાઓ, કવિ ખીમજી વસનજીનું 'કાઠિયાવાડી જવાહીર', કહાનજી ધર્મસિંહે સંપાદિત કરેલ 'કાઠિયાવાડી સાહિત્ય' અને હરગોવિંદ પ્રેમશંકરની 'કાઠિયાવાડની જૂની વાર્તાઓ' સ્વ. બ. ક. ઠાકોરના પ્રવેશક સાથે પ્રગટ થતાં, વીસમી સદીની પહેલી પચીશીમાં લોકસાહિત્યના સંપાદનક્ષેત્રે નવો ઉત્સાહ પ્રગટી રહ્યો.

ગીતો, દુહાઓ, હાલરડાં, વાર્તાઓ વગેરેનું સંશોધન–સંપાદન ઉપર્યુક્ત રીતે ચાલુ થયું અને વિકસતું ગયું. પણ તેનીયે પૂર્વે સને ૧૮૫૦થી ગુજરાતી કહેવતોના સંપાદન–સંશોધનની પ્રવૃત્તિ શરુ થઈ ચૂકી હતી તે નોંધવું જોઈએ. અંગ્રેજી 'રાસમાળા'ના કર્તા અને ગુજરાતના ઈતિહાસ તથા લોકજીવનના અભ્યાસી ફાર્બસ સાહેબની સૂચનાથી કવિ દલપતરામે સને ૧૮૫૦માં 'કથન સપ્તશતી' નામથી ૭૦૦ કહેવતોનો શિલાછાપમાં છાપેલો સંગ્રહ પ્રગટ કર્યો તે કદાચ આદિ સીમા–ચિહ્ન ગણાય. બીજે જ વર્ષે ૧૮૫૧માં સ્વ. મગનલાલ વખતચંદે 'કથનાવળી' નામથી ૧૮૦૦ કહેવતોનો સંગ્રહ પ્રગટ કર્યો. પારસી બંધુઓનો ફાળો આ ક્ષેત્રે પણ ખાસ નોંધપાત્ર છે. ડોસાભાઈ સોરાબજી મુનશીકૃત 'દોહરા તથા કહેવતપોથી' (૧૮૫૩), પેસ્તનજી કાવસજી રબાડી સંપાદિત 'કહેવત મૂલ ઈયાને ચાલુ વપરાતી કહેવતોની ઉત્પંતી અને તવારીખનો મુખતેશર સારાઉશ' (૧૮૬૫), જમશેદજી નસરવાનજી પિતીત સંપાદિત કહેવતમાળા (૧૯૦૩), એ

સંપાદનોએ આ ક્ષેત્રે મહત્ત્વનો ફાળો આપ્યો છે. તેમાં યે 'કહેવતમાળા'ના બે દળદાર ભાગો તો વિશેષ ધ્યાનપાત્ર બને છે. કારણ કે તેમાં ભારતના બીજા પ્રદેશોની અને યુરોપના દેશોની કહેવતો પણ તુલના માટે આપવામાં આવી હતી. સ્વ. દામુભાઈ ડાહ્યાભાઈ મહેતાનું પુસ્તક 'ગુજરાતી કહેવતો' (૧૮૯૭) અને સ્વ. આશારામ દલીચંદ શાહ સંપાદિત 'ગુજરાતી કહેવત-સંગ્રહ' (૧૯૧૧) આ વિષયમાં સવિશેષ પ્રગતિ દર્શાવે છે. સ્વામી પ્રણવ-તીર્થકૃત 'કહેવતકથાનકો'માં કહેવતોની ઉત્પત્તિસૂચક ૨૧૩ કથાઓ રજૂ થઈ છે. સાઠેક વર્ષ ઉપર વિદ્યાર્થીકાળમાં મેં 'કૌતુકમાળા' નામનો એ જ પ્રકારનો કહેવતોને સ્પર્શતી કથાઓનો સંગ્રહ વાંચેલો, પણ આજે તે પ્રાપ્ત થતો નથી. શ્રી દુલેરાય કારાણી સંપાદિત કચ્છની કહેવતો 'કચ્છી પિરોલી' નામથી પ્રગટ થઈ છે, તેની પણ અત્રે નોંધ લેવી ઘટે.

સને ૧૯૨૩થી સ્વ. ઝવેરચંદ મેઘાણીએ લોકસાહિત્યક્ષેત્રે સંપાદન-સંશોધનના 'શ્રી ગણેશ' માંડ્યા. લોકસાહિત્યના પ્રેમી દરબાર વાજસુરવાળાની પ્રેરણા અને રાણપુરના સૌરાષ્ટ્ર કાર્યાલયના સહકારથી એને સારો વેગ મળ્યો. 'શારદા' માસિકના તંત્રી સ્વ. ગોકુળદાસ રાયચુરા પણ લોકસાહિત્યના ગાયક અને સંપાદક બન્યા અને 'શારદા' દ્વારા પણ એ ક્ષેત્રે ફાળો આપી રહ્યા. મેઘાણી તથા રાયચુરા વગેરે દ્વારા સંપાદિત થયેલાં અને ગવાતાં લોકગીતો–લોકવાર્તાઓ તથા બીજા ચારણ–ગઢવીઓની રસભરી લોકવાર્તાઓ, દુહા તથા ગીતોથી ગુજરાતનાં શિક્ષિત નરનારીઓને અવનવું આકર્ષણ થયું. જાણે લોકસાહિત્યના પુનરુત્થાનનો યુગ ન શરુ થયો હોય? સાંસ્કૃતિક કાર્યક્રમોમાં લોકસાહિત્યના ડાયરા આવશ્યક અંગ જેવા મનાવા લાગ્યા.

આ જાતની નવી હવામાં લોકસાહિત્યના સંશોધન અને વિવેચનને પણ વેગ મળ્યો. જાણે એક નવો પ્રદેશ, ખૂલી ગયો. મેઘાણીજીએ તો આ કાર્યને જીવન સમર્પી દીધું; અને છેવટે મુંબઈ વિશ્વવિદ્યાલયના ઉપક્રમે યોજાતી 'ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા'માં લોકસાહિત્યના સ્વરૂપ તથા તેની સમાલોચનાને સ્પર્શતાં પાંચ વ્યાખ્યાનો આપી, એક કાલે નિકૃષ્ટ ગણાતા લોકસાહિત્યની વિશ્વ વિદ્યાલયના ઊંબરે પણ પ્રતિષ્ઠા કરી. નવું સરજાતું સાહિત્ય પણ લોકસાહિત્યનાં ધાવણ વધુ ને વધુ ધાવતું થયું, નવા નવા સંપાદકો, સંશોધકો આગળ આવ્યા. શ્રી દુલેરાય કારાણી, પ્રા. મંજુલાલ મજમુદાર, શ્રી જયમલ પરમાર, શ્રી પુષ્કર ચંદરવાકર, સ્વ.

મનુભાઈ જોધાણી, શ્રી પિંગળશીભાઈ ગઢવી, સ્વ. દુલાભાઈ કાગ, શ્રી જેઠાલાલ ત્રિવેદી, શ્રી રામસિંહજી રાઠોડ, શ્રી શંભુપ્રસાદ દેસાઈ, શ્રી જોરાવરસિંહ જાદવ, શ્રી કનૈયાલાલ જોશી, શ્રી મધુભાઈ પટેલ, શ્રી ખોડીદાસ પરમાર, શ્રી નાગજીભાઈ ભટ્ટ, શ્રી શંકરભાઈ તડવી, શ્રી રમેશ પાઠક, પ્રા. એલ. ડી. જોશી, શ્રી સુધાબેન દેસાઈ, ડૉ. સુચેતા ભાડલાવાળા, શ્રી કાળીદાસ સોલંકી, શ્રી દોલત ભટ્ટ, શ્રી માધવ ચૌધરી અને બીજાં અનેક ભાઈબહેનોનો ફાળો જુદી જુદી રીતે ઉલ્લેખનીય છે. હમણાં જ લોકસંસ્કૃતિના અવલોકન માટે ડાંગમાં જવાનું થતાં જંગલના ઊંડાણમાં ઘણા ગામે અમને મળેલા, 'ડાંગ : એક સમ્યક દર્શન'ના લેખક અને ડાંગી લોકજીવનના અભ્યાસી યુવક ભાઈ શ્રી દત્તાત્રય ચિતળેનો ઉલ્લેખ પણ અહીં આવશ્યક બને છે.

'ગુજરાત રાજ્ય લોકસાહિત્યસમિતિ'ની સ્થાપના પછી લોકસાહિત્યના સંપાદન તથા પ્રકાશનને વેગ મળ્યો છે. 'ગુજરાતી લોકસાહિત્ય માળા'ના ૧ થી ૧૪ મણકાઓ દ્વારા તથા વિવિધ પ્રકારનાં ઈતર પ્રકાશનો દ્વારા સમિતિએ અભ્યાસની વિપુલ સામગ્રી સુલભ બનાવી છે. 'લોકગુર્જરી'ના વાર્ષિક અંકો દ્વારા સંશોધનાત્મક અભિગમને પણ વેગ અપાય છે. 'લોકજીવનનાં મોતી' નામથી સમિતિ દ્વારા પ્રગટ થયેલા શ્રી જોરાવરસિંહ જાદવના ગ્રંથને 'મેઘાણી સુવર્ણચંદ્રક' પણ પ્રાપ્ત થયો છે.

## લોકસાહિત્ય-ક્ષેત્રે નવા ગ્રંથો :

"લોકસંસ્કૃતિમાં પશુઓ" નામનો શ્રી જોરાવરસિંહ જાદવનો સચિત્ર, દળદાર, અભ્યાસગ્રંથ પ્રગટ થવાની તૈયારીમાં છે. શ્રી જેઠાલાલ ત્રિવેદી તથા શ્રીમતી મંગલાગૌરી ત્રિવેદી દ્વારા સંપાદિત 'લોકસાહિત્ય શબ્દકોશ' પ્રગટ થયો છે અને અભ્યાસના એક મહત્ત્વના ઓજાર તરીકે આવકાર પામ્યો છે. લોકસાહિત્યનાં સ્વરૂપો વિષે પણ આ રીતે ગ્રંથ પ્રગટ થાય તો તે અભ્યાસીઓ તથા વિદ્યાર્થીઓ માટે ઉપકારક બને. ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિએ હમણાં જ બે નવા નોંધપાત્ર ગ્રંથો પ્રગટ કર્યા છે: (૧) પુષ્કર ચંદરવાકરરચિત 'લોકવાર્તા' (૨) શ્રી ખોડીદાસ પરમાર સંપાદિત 'રાસડાનો રંગ'. 'લોકવાર્તા' પુસ્તક દ્વારા પ્રા. ચંદરવાકરે લોકવાર્તાના ઉદ્‌ગમ, પ્રકાર અને વિકાસની જે વૈજ્ઞાનિક સમીક્ષા કરી છે, તે આવકાર્ય છે.

ગુજરાતનાં વિશ્વવિદ્યાલયો લોકસાહિત્યના અભ્યાસ તથા સંશોધનને વેગ મળે તેવી પ્રવૃત્તિ હાથ ધરે અને પોતાના અભ્યાસક્રમમાં તેને યોગ્ય સ્થાન આપે તે માટે 'ગુજરાત રાજ્ય લોકસાહિત્યસમિતિ' એ માગણી કરી છે. વિશ્વવિદ્યાલયોના અભ્યાસક્રમના યોજકો આ વિષે ગંભીર રીતે વિચારણા કરે એ આવશ્યક.

## નિર્ભેળ લોકસાહિત્ય :

'લોકસાહિત્ય' કોને કહેવું તે પ્રશ્ન પણ વિચારણીય છે. આજકાલ 'લોકસાહિત્ય' અને લોકપ્રિય કે લોકભોગ્ય સાહિત્ય વચ્ચેનો ભેદ ઘણાના ધ્યાન બહાર રહી જતો લાગે છે. પરિણામે લોકસાહિત્યને નામે 'સેળભેળિયા' સામગ્રી રજૂ થતી જણાય છે. કોઈ રચના લોકભોગ્ય કે લોકપ્રિય બને અને લોકોના કંઠે રમતી થાય તેટલા ખાતર તે 'લોકસાહિત્ય' ન બની શકે. નરસિંહ, મીરાં, દુલા કાગ કે મણિકાન્ત વગેરેનાં કાવ્યો – પદો લોકભોગ્ય બની કંઠપરંપરા પકડે તેથી તે લોકધન બને પણ 'લોકસાહિત્ય' ન કહેવાય. આ વિષયમાં ડૉ. ભાયાણીનું કથન નોંધપાત્ર બને છે: "પૂર્વ પરંપરાથી જે કંઠોપકંઠ જળવાઈને ઊતરી આવ્યું હોય, નિરક્ષર જનતામાં પ્રચલિત હોઇ, કોઈ જ્ઞાતકર્તાની રચના હોવાનું ન જણાય અને વ્યાપક લોકજીવનની સામગ્રીવાળી રચના હોય તે જ લોકસાહિત્ય નામને પાત્ર. (ગુજ. સાહિત્ય-પરિષદ ૨૬મા સંમેલનનો હેવાલ : પૃ. ૬૦)

લોકસાહિત્યની કૃતિની 'શુદ્ધિ' એ પણ એક નોંધપાત્ર મુદ્દો છે. ગીત, દુહો, જોડકણું કે કહેવતના શબ્દદેહમાં બહુ પરિવર્તન થતું નથી. પણ લોકવાર્તાના કલેવરમાં અસલ માળખું જળવાતું નથી. લોકવાર્તાની વસ્તુ (પ્લૉટ) ઉપાડી લઈ જુદાજુદા સંપાદક પોતાને ઈષ્ટ કે પરિચિત શબ્દાવલી અને ભંગિમા દ્વારા તેને રજૂ કરે છે. આને આપણે 'સેળભેળિયા' લોકસાહિત્ય ગણવું જોઈએ. 'ગુજરાત કાઠિયાવાડ દેશની વારતા'ના પારસી સંપાદકે તેની રજૂઆતમાં પારસી બોલીના શબ્દો મૂક્યા છે તો સ્વ. મેઘાણીજીએ 'સૌરાષ્ટ્રની રસધાર'માં તેમની આગવી સોરઠી શબ્દાવલી અને શૈલી પકડી છે. પોતાની ઢબે જૂની લોકવાર્તાના કલેવરને નવા રંગ અને લેબાસમાં રજૂ કરી રહ્યા છે. આ બધું શુદ્ધ લોકસાહિત્ય કહેવાય? યથાર્થ રીતે જોઈએ તો લોકસાહિત્યના કાચા માલને નિજની ઉપાદાનસામગ્રી વડે સજાવીને નિર્માણ કરેલું એ 'શિષ્ટ સાહિત્ય' છે.

લોકવાર્તાને તેના અસલ લેબાસ અને ભાષામાં વફાદારીપૂર્વક રજૂ કરવા માટે પાશ્ચાત્ય દેશોના સંશોધકો પણ આગ્રહ સેવી રહ્યા છે. એવી રજૂઆત વડે જ તેનું યથાર્થ સ્વરૂપ વાંચકને કે સંશોધકને સમજાશે. મારા બચપણમાં સાંભળેલી ઘણી લોકવાર્તાઓ આજે લુપ્ત બની છે. તેને સાઠેક વર્ષ પહેલાંના અસલ લેબાસમાં – ઢંગમાં રજૂ કરવાની પ્રવૃત્તિ આવશ્યક ગણાય.

## ઇતિહાસ – પુરાતત્ત્વઃ

સ્વાતંત્ર્યોત્તર કાળના ત્રણેક દાયકા દરમ્યાન ગુજરાતમાં ઇતિહાસ અને પુરાતત્ત્વ અંગેની પ્રવૃત્તિઓ સવિશેષ ગતિમાન બની છે. ઇતિહાસને લગતી તો હવે સ્વતંત્ર ઇતિહાસપરિષદો પણ ગુજરાતમાં મળે છે. ગુજરાત તથા કેન્દ્રના પુરાતત્ત્વ ખાતા તરફથી પણ ઉત્ખનન ( Excavation ) નાં નાનાંમોટાં કાર્યોને વેગ અપાઈ રહ્યો છે. ધોળકા તાલુકાના લોથલના ટીંબાના ખોદકામે ભારતભરનું ધ્યાન ખેંચ્યું છે. એ આદ્ય-ઐતિહાસિક વસાહતના ખોદકામે સિંધુસંસ્કૃતિ સાથેના ઇતિહાસની નવી કડીઓનાં એંધાણ આપ્યાં છે.

રોઝડી, રંગપુર, નગરા, દ્વારિકા, લાંઘણજ, પાટણ વગેરે સ્થળોનાં ખોદકામો બોલતા શિલાલેખો સમાન નીવડ્યાં છે. દ્વારિકામાં તો હમણાં જ દ્વારિકાધીશના વિદ્યમાન મંદિરની દુરસ્તી માટે ખોદકામ કરતાં જૂના મંદિરના અવશેષો પ્રાપ્ત થયા છે. અગાઉ પણ ત્યાં ડૉ. સાંકળિયાની દેખરેખ તળે થયેલા ખોદકામમાં બે હજાર વર્ષ જેટલી પ્રાચીન વસાહતના અવશેષો મળી આવ્યા હતા. એ રીતે મૂળ દ્વારિકાના પ્રશ્ન ઉપર પ્રકાશ પાડે તેવી સામગ્રી મળી રહી છે.

નર્મદા, સાબરમતી, મહી વગેરેની ખીણોમાંથી મળેલાં ઓજારો જુદાજુદા પ્રાચીન યુગોના અવશેષો દર્શાવે છે તો કામરેજ પાસેના જોખાનું ઉત્ખનન નવાશ્મ યુગનાં એંધાણ આપી રહે છે, જેનો યશ વડોદરા વિશ્વવિદ્યાલયના પુરાતત્ત્વ વિભાગને ફાળે જાય છે.

દેવની મોરી, શામળાજી, દેસલપુર ( કચ્છ ), પ્રભાસ પાટણ, લાખાબાવળ, આંબી અને વારથણનાં ઉત્ખનનોએ પણ અભ્યાસીઓ માટે ચિન્ત્ય સામગ્રી પૂરી પાડી છે. પુરાતત્ત્વ ખાતાએ, મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યા

ક્ષયના પુરાવસ્તુ વિદ્યાવિભાગે તથા ડેક્કન કૉલેજના ડૉ. સાંકળિયા અને તેમના સાથીદારોએ ગુજરાતમાં થયેલી આ જાતની સંશોધન-પ્રવૃત્તિમાં નોંધપાત્ર ફાળો આપ્યો છે. પ્રાચીન શિલ્પો અને મૂર્તિઓના અભ્યાસી ડૉ. હરિલાલ ગોદાણીનું કાર્ય પણ ઉલ્લેખપાત્ર બન્યું છે.

આ વિવિધ અવશેષો, ઓજારો, મુદ્રાઓ, તામ્રપત્રો, શિલાલેખો, શિલ્પો-મંદિરો, સિક્કાઓ વગેરેનું વૈજ્ઞાનિક ઢબે અધ્યયન થઈ રહ્યું છે; અને તારણો પણ પ્રકાશમાં આવી રહ્યાં છે. પણ આ કાર્ય સરળ નથી. તેમાં પ્રાચીન લિપિઓના ઉકેલનો પ્રશ્ન જટિલ છે. સિંધુ સંસ્કૃતિની લિપિ ઉકેલવાના પ્રયાસો હજી સર્વસંમતિયુક્ત બન્યા નથી. પ્રારંભમાં વિદ્વાન સંશોધકોએ કાઢેલાં તારણો ઉપરથી એ સંસ્કૃતિ અવૈદિક હોવાનું માનવામાં આવ્યું. પણ હવે કેટલાક અન્વેષકો એ લિપિને નવા ઢંગથી બેસાડી રહ્યા છે અને તેના આધારે તે સંસ્કૃતિને ઉપનિષદોની સંસ્કૃતિ તથા પ્રતીકો સાથે જોડી આપવાનો પ્રયાસ કરે છે.

એવા ભારતીય સંશોધકોમાં જોધપુર કૉલેજના ભૂતપૂર્વ આચાર્ય, મારા મિત્ર ડૉ. ફતહસિંહનો સમાવેશ થાય છે. તેઓ વૈદિક સાહિત્ય અને દર્શનશાસ્ત્રના અધિકારી વિદ્વાન છે. તેમણે સિંધુલિપિ ઉકેલવાનો શ્રમ અને બુદ્ધિયુક્ત પ્રયાસ કરેલો છે. ત્યાં પ્રાપ્ત થયેલી મુદ્રાઓમાંથી લગભગ ૫૦૦ ઉપરાંત મુદ્રાઓનું તેમણે અધ્યયન કરેલું છે. તેમના મતે સિંધુ ઘાટીના લેખોની ભાષા વૈદિક સંસ્કૃત છે. અને ભાષાભિવ્યક્તિની શૈલી ખૂબ પ્રતીકાત્મક છે. એ મુદ્રાઓમાં ચાર લિપિઓનો પ્રયોગ થયો છે અને તેમાંથી ત્રણ ડાબેથી જમણી તરફ લખાય છે, કેવળ એક જ જમણેથી ડાબી તરફ લખાય છે.

પશુઓની આકૃતિ વિષેના ભ્રમને પણ ડૉ. સિંહ ઠેકાણે લાવે છે. તેમણે ગાયોનાં પાંચ ચિત્રો-આકૃતિઓ શોધી બતાવી છે. શીંગડાવાળા પશુને તેમણે પ્રતીકાત્મક રીતે વૈદિક ગ્રંથોમાં ઉલ્લેખ પામેલા એક શીંગડા-વાળા અગ્નિ, ઈન્દ્ર અને સોમના પ્રતીક સાથે સરખાવેલ છે. ડૉ. સિંહે ઉત્તર ભારતને બે ભાગમાં વિભાજિત બતાવ્યો છે. પશ્ચિમ ભાગ 'હિન્દુ' (સિન્ધુ) નામથી અને પૂર્વ ભાગ 'ઈરા' નામથી ઓળખાતો હતો, એમ જણાય છે. ઋગ્વેદમાં 'સિંધવઃ' અને 'ઈરાવતીઃ' નામની જે નદીઓનું વર્ગીકરણ મળે છે તે કદાચ આ [illegible] ઉપર આધારિત હશે, એમ તેઓ માને છે.

કેટલીક મુદ્રાઓમાં અગ્નિ, ઈન્દ્ર અને ઈન્દુ (સોમ)નો ઉલ્લેખ થયેલો જણાય છે. વષટ્, ઉખા, ઓમ્ વગેરે પારિભાષિક શબ્દો પણ પ્રાપ્ત થાય છે. ('સ્વાહા' પત્રિકા અંક ૧. પ્રઃ રાજસ્થાન પ્રાચ્યવિદ્યા પ્રતિષ્ઠાનઃ જોધપુર) પ્રાચીન સાહિત્યના અભ્યાસ અને ખોજ માટેના મારા જોધપુર-નિવાસ દરમ્યાન રોજ રાતે તેઓ મને આ લિપિની વાતો રસથી સમજાવતા અને લિપિ તેમજ પ્રતીકોની કોઈ કોઈ આકૃતિઓ પણ દોરી બતાવતા.

તાત્પર્ય કે આ લિપિઓનું વાંચન દુર્ઘટ અને કસોટીરૂપ છે. આપણે ત્યાં એ દિશામાં સફળ પુરૂષાર્થ કરનારા વિદ્વાનો પાકે તો આપણે સંશોધક-મણિ સ્વ. ભગવાનલાલભાઈનો વારસો દીપાવ્યો ગણાય.

**ઉપસંહાર :**

મારા વ્યક્તવ્યને સમેટી લેતા પહેલાં અમદાવાદના સુપ્રસિધ્ધ ભો. જે. વિદ્યાભવનના 'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ' ગ્રંથ ૫ તથા ગ્રંથ ૬ને આવકાર આપી હવે પછીના શેષ ગ્રંથો વહેલી તકે પ્રગટ થાય એમ ઇચ્છીએ. વ્યાકરણની વાત અગાઉ કરી છે, કોશ વિષે પણ ત્યાં કહ્યું છે. એટલે વડોદરામાં અગાઉ સ્થપાયેલી 'સ્થળનામ સંસદ'ના કાર્યના સ્મરણ સાથે 'સ્થળનામ જ્ઞાનકોશ'ની આવશ્યક્તા અહીં રજૂ કરું છું. ઇતિહાસ અને પુરાતત્ત્વને નજર સમક્ષ રાખી આવો બૃહદ્કોશ તૈયાર થાય તે ઇષ્ટ છે. પુરાતત્ત્વના અભ્યાસીઓ તથા વિદ્યાર્થીઓ માટે આશિષરૂપ અને ગુજરાતને ગૌરવ આપે તેવો ગ્રંથ બને.

ફરી એક વાર સાહિત્યપરિષદનો, સ્વાગતસમિતિનો અને આપ સૌનો હાર્દિક આભાર. જયભારતી !

## (૧) પ્રાસ્તાવિક :

મને જ્યારે વિભાગીય પ્રમુખની વાત જાણવા મળી ત્યારે મેં આ વાત ખાસ કંઈ લક્ષ ઉપર લીધેલી નહિ. એક તો સાંભળવાની તકલીફને લીધે ને બીજું કારણ પ્રમુખ શબ્દ એ મારા માટે દૂરનો હતો. પણ જ્યારે આ સમાચાર હકીકતરૂપે આવી ઊભા એ સાથે પહેલાં તો મારા મનમાં સંક્ષોભ થયો. હું જાણે કે અત્યાર સુધી પડદા પાછળ રહીને નાટક ભજવનાર રહ્યો હોઉં ને પહેલી જ વાર મારે પ્રેક્ષકો સમક્ષ રંગમંચ ઉપર ઉપસ્થિત થવાનું આવ્યું હોય, એ રીતનો આ સંક્ષોભ હતો. મેં મારા સંકોચને પારખી લીધો [illegible]

સર્જન વિભાગના પ્રમુખ

# શ્રી પન્નાલાલ પટેલનું પ્રવચન

[illegible]

એ સિવાય મિત્રોની સલાહે પણ મારામાં બળ પ્રેર્યું. ને પરિણામે હું આજે આપની સમક્ષ ઉપસ્થિત થયો છું.

## (૨) પ્રવેશ :

અસલમાં તો મારા સંક્ષોભની પાછળ તેંતાલીસ વર્ષ ઉપરનો મારો ભૂતકાળ આજેય જાણે કે ડોકું કાઢી રહ્યો છે. હું માત્ર આઠ ચોપડી ભણેલો. એ પછી વ્યવસાયથી પણ હું સમાજના સાવ નીચેના સ્તર પર નિર્ભેળ એવો શ્રમજીવી હતો.

એ વખતે હું સાત – આઠ કલાક ઊંઘી શકવા જેટલો જ 'મારો' હતો. બાકી તો વીજળીના કારખાનામાં ઑઇલમૅનની નોકરી કરતો હતો ને એક સજ્જનને ત્યાં લૉજિંગ – બોર્ડિંગના બદલામાં છોકરાં ભણાવવાથી માંડીને પંચકલ્યાણી બીજાં કામો પણ કરતો હતો. એવામાં મને કોલેજના બે ત્રણ છોકરાઓ પાસેથી જાણવા મળ્યું કે ઉમાશંકર જોશી ઘણા મોટા કવિ થયા છે. મને આ ખબર આપનાર કોલેજિયનોમાં મોહનભાઈ જે. બારૈયા પણ હતા. જે સાહિત્યના સારા એવા અભ્યાસી હતા ને ઉમાશંકર કવિ તરફ ખૂબ જ આદર ધરાવતા હતા.

ઉમાશંકર એટલે મારા સહાધ્યાયી. પાંચ પાંચ વર્ષ સુધી એક જ બોર્ડિંગમાં રહેલા, એક જ શાળામાં ને ધોરણમાં જ નહિ માત્ર પણ એક જ પાટલી ઉપર બેસીને ભણેલા. ઉમાશંકર એ વખતે મુંબઇ હતા. મેં એમનું સરનામું મહામુસીબતે મેળવીને ખાસ્સો લાંબો પત્ર લખ્યો. પત્ર કવિતાના ઢાળમાં હતો. એક લીટી આજેય યાદ છે :

'મુંબઈ તણી સડકો ઉપર કંઈ મોજથી ફરતા હશો.'

મારા અનુમાન પ્રમાણે મારી આ કવિતામાં કશોક સાહિત્યિક અણસાર હોવો જોઇએ. ઉમાશંકરનો ભર્યોભર્યો જવાબ આવ્યો. એમણે મને અમદાવાદમાં ભરાનાર સાહિત્યપરિષદના અધિવેશનનો ઉલ્લેખ કરીને એ વખતે મળવાનું જણાવ્યું હતું. અને પછી ઉમાશંકર, સુંદરમ્ સાથેના મારા આ મિલનનો દિવસ મારા જીવનમાં કદીય ન ભૂલાય એવો ઐતિહાસિક દિવસ બની રહ્યો. આ ઈતિહાસ માત્ર મારા જ જીવનનો નહિ પણ –

અહીં હું મુ. વિષ્ણુભાઈ ત્રિવેદીનો અભિપ્રાય ટાંકીશ તો વધારે ઔચિત્યપૂર્ણ ગણાશે. વિષ્ણુભાઈએ કહ્યું છે : 'પન્નાલાલની

નવલકથા એ ગુજરાતી નવલકથાના વિકાસ – ઈતિહાસમાં અતિશય મહત્ત્વનું સ્થાન છે.'

આ ઐતિહાસિક દિવસ હતો. તા. ૧-૧૧-'૩૬ નો. આ દિવસે ગાંધીજીની અધ્યક્ષતામાં ગુજરાતી સાહિત્યપરિષદનું અધિવેશન મળ્યું હતું. સાંજના સાડા ત્રણેક વાગ્યા હતા. ઉમાશંકરને મળવા માટે હું સભાગૃહનાં પગથિયાં આગળ જઈ ઊભો. અધીરા મને સભા છૂટવાની પ્રતીક્ષા કરવા લાગ્યો. સભા પૂરી થતાં ઉમાશંકર નીચે આવ્યા. મને જોઈને પ્રેમથી ઉભરાઈ રહ્યા. જ્યારે મારા આનંદની વાત તો કરવા જેવી જ નથી. અમે ભદ્રકાળીમંદિર સામે આવેલી એક હોટલમાં જઈ બેઠા. ઉમાશંકરે એમની જોડેના મિત્રો સાથે મારી ઓળખાણ કરાવી. સુંદરમ્‌ને આ વખતે જ મેં પહેલા જોયા. અને પછી ચા પીતાં ને વાતો કરતાં ઉમાશંકરે સહજ રીતે મને કહ્યું: 'પન્નાલાલ, લખો તમે.'

મેં કહ્યું: 'લખું તો ખરો, પણ તમે તો છો મુંબઈ, ખરાખોટાની કેમ ખબર પડે?'

ઉમાશંકરે એમની બાજુમાં બેઠેલા સુંદરમ્ તરફ હાથ કરતાં કહ્યું: 'આ રહ્યા સુંદરમ્ અમદાવાદમાં.'

સુંદરમે મધુરું હાસ્ય કરતાં હકારમાં ડોકું હલાવ્યું. એટલું જ નહિ પણ કાગળ ઉપર સરનામું અને મળવાનો દિવસ વગેરે પણ લખી આપ્યાં. કાગળ મેં ખિસ્સામાં મૂક્યો. સાઈકલ ઉપર બેસીને કારખાને જવા ઊપડી ગયો. હું જાણે કે સાઈકલ ઉપર ઊડતો હતો. મનોમન કવિતા પણ રચતો – ગાતો જતો હોઉં તો બનવા જોગ છે.

મિત્રો, આટલા અમસ્થા પ્રસંગે મને સાહિત્યમાં સીધો

જ પ્રવેશ કરાવી દીધો. આપણે સહુ એ વાત તો સ્વીકારીએ જ છીએ કે સર્જક થવું એ આપણા હાથની વાત નથી. ગમે તેવા પુરુષાર્થથી પણ સર્જક થઈ શકાતું નથી. તો પછી તો હું ક્યા કારણથી સર્જક થયો ? અને વળી મારી બાબતમાં તો આપના સહુના કરતાં પરિસ્થિતિ સાવ જુદી બલકે ઊલટી જ હતી.

ઉમાશંકરે મને જ્યારે લખવા માટેનું સૂચન કર્યું એ વખતે મારા મનમાં ન કશો ક્ષોભ હતો કે ન કોઈ એવી મોટી બાબત હતી ! સાહિત્ય શું છે એ વાતનો જરાક સરખો પણ ખ્યાલ હોય તો આવું બધું હોય ને ! આપણે તો દોરડી જાણીને જ સાપને વળગી પડ્યા હતા ! મનમાં થોડુંક એવું પણ ખરૂં, ગાજરની પિપૂડી વાગી તો ઠીક નહિ તો ચાવી ખાઈશું. આપણું આમાં જવાનું પણ શું હતું !

ઉમાશંકરને એટલી ઊલટથી મળ્યો, એ તો આપણા એક સહાધ્યાયી મિત્ર મોટા માણસ થયા હતા ને એમને મળીને આનંદ માત્ર માનવો હતો. ત્યાં તો આ —

**( ૩ ) સાહિત્ય – અર્થ અને ઉદ્દેશ :**

આપણે હવે થોડીક તાત્ત્વિક વાત કરીશું : સાહિત્ય એટલે શું ? આ અંગે આ પહેલાં અનેકાનેક વિદ્વાનો દ્વારા વિચારાઈ ગયું છે. હું પોતે સાહિત્યનો અર્થ ટૂંકમાં આવો કરું છું: સાહિત્ય એટલે જીવનનું ભીતર. બહાર પ્રતિબિંબ. અથવા તો કહો જીવનની લીલા ! આ વ્યાખ્યામાં કાવ્ય, નાટક ને વાર્તા, નવલકથા બધું જ મારા હિસાબે સમાઈ જાય છે. પણ નવલકથા એ એક એવું માધ્યમ છે કે જે આ વ્યાખ્યાનું બલ્કે જીવનનું પ્રતિનિધિત્વ કરે છે.

સાહિત્યનો ઉદ્દેશ, વાંચકના ચિત્તને સ્પર્શવું ને એનામાં

સંવેદન જગાડવું, વ્યક્તિતાનો વિસ્તાર સાધી સમષ્ટિ પ્રત્યે અભિમુખ કરવું. આપણામાં એક મત એવો પ્રવર્તે છે કે માત્ર આનંદ આપવો. હકીકતમાં તો આનંદ આપવો એ પણ ઉદ્દેશ તો છે જ છે. તો બીજી બાજુ ઉદ્દેશમાં પણ આનંદ તો અભિપ્રેત જ છે. ભાવકને જો રસ ન પડે, આનંદ ન આવે તો પછી એ એ જ ઘડીએ કૃતિને એક બાજુ પર મૂકી દેવાનો છે. નાટક હોય તો ઊભો થઈને ચાલતી પકડે. એટલે આનંદ એ તો હરેક પ્રકારની કલામાં અભિપ્રેત જ છે. મારી પોતાની વાત કરું તો હું પોતે સહુથી પહેલાં રસનો આગ્રહી છું. એ પછી માનવીના મનની ગહનતાઓમાં ઊતરવાનો ને વાંચકને એનો અનુભવ કરાવવાનો ઉદ્દેશ પણ ખરો. વળી વાસ્તવિકતા એ જ કદાચ મારું મુખ્ય લક્ષણ હશે. આ રીતે જોતાં મારા આ કથનમાં કેટલાકને વિરોધાભાસ લાગે તો પૂરેપૂરો સંભવ છે. એક તરફ હું પોતે ચમત્કારોમાં માનું છું તો બીજી તરફ વાસ્તવિકતાનો દાવો પણ કરું છું. પણ હું આપને એક વાત કહી દઉં: હું ભાગ્યે જ કદી કોઈનાથી છેતરાઈ શકું. આનો બીજો અર્થ એ કે ભ્રમને ને મારે બાર બાર કોશનું અંતર હશે. આપણે અત્યારે સાહિત્યની જ વાત કરીએ તો હું એમ કહીશ કે મેં મારા સર્જનો માટે અથવા તો કહો મારી સર્જકશક્તિ માટે કદી જ ભ્રમ સેવ્યો નથી. હું જ્યારે ફિલ્મની દુનિયામાં હતો ત્યારે અમારા સંવાદ-લેખક (ડાયલોગ-રાઈટર) પંડિત અમૃતલાલ નાગર જે અત્યારે તો હિંદીના ઘણા મોટા લેખક છે – એ મને કહેતા કે, 'અજી આપ તો સાહિત્યકાર હો. ફિલ્મસ્ટોરી લિખના વો આપકા કામ નહિ.' પંડિતજીની આ વાતમાં અમારા ડાયરેકટર મહેશ કૌલ પણ ટાપસી પુરાવતા.

મને થયું: આમની વાત સાચી પણ હોય. પણ બીજી બાજુ મારી માન્યતા અફર હતી. છેવટે મેં ફિલ્મસ્ટોરીને ધ્યાનમાં

રાખીને 'સુરભિ' લખી. અને આપ નવાઈ પામશો કે 'સુરભિ' બહાર પડ્યાને ચારેક માસ ભાગ્યે જ થયા હશે ને આપણા ગુજરાતી ડાયરેક્ટર ચિમનલાલ ત્રિવેદીએ સામેથી આ વાર્તા માટે આગ્રહ કર્યો. આગ્રહ પણ એવો કે બીજા જ અઠવાડિયે કરાર થયા. દોઢ હજારની રકમ ખિસ્સામાં પણ પડી ગઈ. અલબત્ત, કરાર તો ત્રણ હજાર માટેનો થયો હતો. બાકીના દોઢ હજાર છ માસ પછી આપવાના હતા. પણ છ માસ પૂરા થાય એ પહેલાં તો કંપની લિક્વિડેશનમાં ચાલતી થઈ ગઈ. ગમે તેમ પણ મારી મુરાદ બર તો આવી જ હતી. આ સિવાય મેં બીજા પણ કેટલાક અખતરા કરી જોયા છે. આજની નવી શૈલીની વાર્તાઓ પણ મેં લખેલી છે. એ અખતરામાં પણ 'સુરભિ' જેવી જ પ્રત્યક્ષતા જોવા મળી હતી.

એટલે કે હું ભાગ્યે જ કદી ભ્રમમાં રહેતો હોઉં છું.

હું મારા વિષેનાં લખાણ તેમ જ ટીકાને પણ તટસ્થ થઈને જોતો હોઉં છું. મારી એક નવલકથા કે જેને એક વિદ્વાને, અધિકારી વિવેચકે પ્રસંગે પ્રસંગેજ નહિ પણ વાક્યે વાક્યે છોલી હતી. આ આખુંય વિવેચન એક 'નિર્ભેળ' એવા સાહિત્યિક સામયિકમાં આવેલું. કોઈકે મારું ધ્યાન દોરતાં મેં એ સામયિક મેળવીને વાંચી જોયું. મને આનો જવાબ આપવાનું મન થયું પણ વિચાર કરતાં લાગ્યું કે આટલી મહેનત અને આટલા બધા સમય અને કાગળોમાં તો આખી નવલકથા લખી શકાય!

મિત્રો, એ જ નવલકથાને ગુજરાત સરકાર તરફથી પુસ્તકોની ગુણવત્તા નક્કી કરનાર તે સમયના સંનિષ્ઠ વિદ્વાનોની કમિટીએ પહેલું ઈનામ આપ્યું હતું. જો કે પહેલા ઈનામમાં બે પુસ્તકો હતાં, પણ એમાં પણ આ કૃતિને જો હું ભૂલતો ન હોઉં તો— પ્રથમ સ્થાને મૂકી હતી.

તો બીજી બાજુ આપણે જે થોડાક ભ્રમમાં હતા એ ભ્રમ ભાંગનાર પ્રસંગ પણ પ્રત્યક્ષ છે. 'માનવીની ભવાઈ'ને વિદ્વાનોના સમુદાયે જ નહિ, પણ સામાન્ય વાંચકે એટલે કે આખાય ગુજરાતે એકીમોંઢે વખાણી હતી. ઉમાશંકરભાઈએ તો ભારતમાં નવલકથાની શોધ વખતે ભારતની ચાર નવલકથાઓમાં 'માનવીની ભવાઈ'ને સ્થાન પણ આપેલું છે. આ જ 'માનવીની ભવાઈ' અકાદમીની પસંદગી માટે લાંબા સમય સુધી 'કયૂ'માં હતી. ને છેવટે એ આઉટ થઈને ઊભી રહી ! આપણે ધરાઈ ગયા !

થોડો ય ભ્રમ હતો તે પણ નીકળી ગયો.

## (૪) મારી સર્જન-પ્રક્રિયા :

મેં જો કે પ્રેમ સિવાયનાં કથાનકો પણ સારા પ્રમાણમાં સફળ રીતે આલેખ્યાં છે; છતાંય એ વાત હું કબૂલ કરીશ કે મારી કલમને પ્રેમપદાર્થ વધારે ફાવે છે ને ભાવે પણ છે. જો કે મારો આ પ્રેમ પણ માત્ર સ્ત્રી-પુરુષના પ્રેમમાં જ મર્યાદિત નથી. છતાંય સ્ત્રી-પુરુષના પ્રેમના કથાનકો પ્રત્યે મારામાંના સર્જકતત્ત્વને પક્ષપાત હોય એવું તો દેખાઈ જ આવે છે.

હું જ્યારે નવી નવલકથા માંડું છું ત્યારે સહુ પ્રથમ હું વાતાવરણ નક્કી કરું છું - એટલે કે શહેરની કે ગામડાની ? કથાનો વિષય પણ નક્કી કરું, જે મુખ્યત્વે તો પ્રેમનો જ હોય ને અંત પણ મોટોમોટો એ જ વખતે ગોઠવી લઉં છું. એનો અર્થ એવો તો નથી જ કે હું આ નક્કી કરેલા અંતને વળગી રહું છું; જેમ કે 'મળેલા જીવ'નો અંત પહેલાં તો મેં એ રીતનો ગોઠવ્યો હતો કે જીવી પોતાના પતિ ઝેર આપે, પણ આ પ્રસંગ ઉપર પહોંચવા થયો ને જ ખબર પડી કે જીવી કોઈને ઝેર આપે એવી તો છે જ નહિ. અને આમ પાત્રના ધર્મને અનુસરવા જતાં અસલનો અંત બદલાઈ ગયો.

વાર્તાના ઉઘાડ વખતે કોઈ વાર એવું બને છે કે બે મુખ્ય પાત્રોને હું રફતે રફતે પ્રેમ તરફ દોરતો હોઉં છું; તો કોઈક કથામાં બે મુખ્ય પાત્રોને ક્યાંક ને ક્યાંક ભટકાવી દઉં છું. અને પછી એ જ પાત્રોની પાછળ પાછળ આગળ ગતિ કરતો હોઉં છું. જરૂર પડે ત્યાં નવાં પાત્રો ઉમેરતો જાઉં છું, ને ગેરસમજ અથવા તો સામાજિક કે કૌટુંબિક પરિસ્થિતિ ઊભી કરતો કરતો સંઘર્ષનો ગોફ ગૂંથતો જાઉં છું. જો કે દરેક વખતે આમ જ બને એમ તો હું ન જ કહી શકું. કૃતિએ કૃતિએ જુદો જુદો અભિગમ પણ હોઈ શકે છે; પણ દરેક કૃતિમાં એક વાત તો નક્કી જ હોય છે: પાત્રોના ગુણધર્મ તેમ જ આસપાસની પરિસ્થિતિને લક્ષમાં રાખી આગળ વધવું. અલબત્ત, આવી વખતે અંત તરફ નજર પણ રાખતો હોઉં છું.

મારી શૈલી સહજ રીતે પ્રગટેલી છે. આ શૈલીમાં, શરૂઆતની તો ખબર નથી, પણ હમણાં હમણાં તો સારા એવા પ્રમાણમાં એક પ્રકારના લયે પ્રવેશ કરેલો છે. બીજી બાજુ પર લય નિરૂપવા જતાં બિનજરૂરી શબ્દ વાક્યરચનામાં ઘૂસી ન જાય એ વાતની તકેદારી પણ ખૂબ જ રાખવી પડે છે. મારે જો લખાણ-માંથી એકાદ વાક્ય – કોઈક વાર તો વળી એકાદ શબ્દ કાઢી નાખવો પડે તો આગળ-પાછળનું આખુંય લખાણ નવેસરથી ગોઠવવું પડતું હોય છે. આ શૈલી કદાચ શક્ય એટલી ઓછા શબ્દોમાં કહેવાની આદતમાંથી આવી હોય તેમ લાગે છે. ગમે તેમ પણ માથાકૂટભરી શૈલી છે. મારી પાસે ટૂંકાં ટૂંકાં વાક્યોવાળી શૈલી પણ છે. આનો ઉપયોગ હું ખાસ કરીને બાળવાર્તાઓમાં કરું છું. તો વળી પૌરાણિક કથાનકોમાં આ બંને શૈલીઓ સેળભેળ થઈ ગઈ હોય એવો મને વહેમ છે. જોડણી તો મને બિલકુલ આવડતી નથી. અલબત્ત, વ્યાકરણ મારું ઠીક ઠીક સારું લાગે છે.

મને આકારનો અર્થ હજી સમજાયો નથી. સમજવાનો

પ્રયત્ન પણ કરી જોયો નથી. પાત્રોની સમજ પણ નથી કે ગોળ છે, ચપ્પટ છે કે લિસ્સાં છે. હું તો વળી મારી પોતાની નવલકથા માટે ધૃષ્ટતા કરીને એમ પણ કહી શકું કે આપણે જે લખીએ તે આસ્તરણબદ્ધ નવલકથા જ હોય. અહીં હું મારા કથનની પુષ્ટિરૂપે આપણા સર્વમાન્ય સર્જક અને વિવેચક ભાઈશ્રી હરીન્દ્ર દવેનો અભિપ્રાય ટાંકીશ તો અસ્થાને નહિ ગણાય. અમે જ્યારે અમારી પ્રકાશનસંસ્થા શરૂ કરી ત્યારે વિદ્વાનો પાસે લોકસમક્ષ મૂકવા માટે પન્નાલાલ પટેલનાં લખાણો માટે ટૂંકો અભિપ્રાય માગ્યો હતો. હરીન્દ્રે મારા વિષે અભિપ્રાય લખી મોકલ્યો હતો: 'પન્નાલાલ એટલે નવલકથાનો પર્યાય.' આ અભિપ્રાય મને ખૂબ જ ગમી ગયો.

સર્જનપ્રક્રિયા વિષે ટૂંકમાં કહું તો – બીજા સર્જકોની તો મને ખબર નથી, પણ મારા વિષે તો ઘણીવાર એવું બનતું આવેલું છે કે અણધારી રીતે બધું પ્રગટતું ને ગોઠવાતું આવતું હોય છે. પૌરાણિક સર્જનો વખતે તો એવો એવો અનુભવ થયેલો છે કે મારે એને ચમત્કાર જ કહેવો પડે. ચમત્કાર સિવાય શિવપાર્વતીનું એટલે કે 'પૃથ્વીની ઉત્ક્રાંતિકથા'નું સર્જન શક્ય જ ન બન્યું હોત.

ને એટલે પછી મારા વિષે કાર્યરત એવા સર્જનતત્ત્વની બાબતમાં અહીં ઝાઝું કહેવું શક્ય નથી. મારા વિષે મેં ઘણીવાર જોયું છે કે સર્જન કરતી વખતે હું અમુક પ્રકારની અવસ્થામાં મુકાઈ જાઉં છું. આ વખતે મારામાં રહેલો વિવેચક પણ ક્યાંક જાણે કે ગોઠવાઈ જાય છે. અને વળી પોતાનો કોઈ આગવો એવો ભાવક પણ પૃષ્ઠભાગમાં આવેલો હોય છે. હકીકતમાં તો હું જ આખો બદલાઈ જતો હોઉં છું.

(૫) સર્જક અને વિવેચક:

અહીં આપણે વિવેચનની વાત પણ સાંકળી લઈએ: મારું

એવું માનવું છે કે સર્જકે કોઈ દિવસ વિવેચન ઉપર મદાર બાંધવો જોઈએ નહિ. બલકે વખાણ કે ટીકા બંનેનો તાળો પોતાનાથી શક્ય એટલા તટસ્થ થઈને મેળવવો જોઈએ. મેં ઉપર કહ્યું તેમ મને મારી કૃતિઓ માટે ઊલટાસૂલટી ઘણા અનુભવ થયા છે. હવે તો વળી વિવેચન-ક્ષેત્રે મારા માટે એમ પણ કહેવાય છે કે, 'તમારાં વખાણ તો ઘણાં બધાં થયાં છે. એટલે હવે એ વિષે કહેવાનું તો હોય જ નહિ. હવે તો તમારા સર્જનમાં ક્યાં ક્યાં દોષો રહેલા છે એ જ માત્ર અભિપ્રેત હોઈ શકે.'

મને થયું : 'આ પણ ઠીક! આજની અને આવતી કાલની પેઢીને તો બલા જાણે ભૂતકાળ ક્યાં અને કેવો હતો! એને તો માત્ર વર્તમાન જ સાચો હોવાનો ને? પણ મને એનું ખાસ કંઈ દુઃખ નથી. કારણ કે મારું સર્જન પ્રત્યક્ષ છે. હું પોતે પણ ભૂતકાળને ને પ્રશંસાને વળગી રહેવા માગતો નથી. અમારા ગુરુઓએ કહેલું જ છે :

'બોલો નહિ, તમારાં કાર્યોને બોલવા દો.'

અને મેં જોયું છે કે 'કાર્ય' આપણું બોલે પણ છે. 'માનવીની ભવાઈ'માં છેલ્લા પ્રસંગ 'ઊજડ આભલે અમી' વિષે તે વખતે ઘણી ટીકા થયેલી છે; તો વળી એ પછી આ પ્રસંગનું ઔચિત્ય પણ કેટલાક વિદ્વાનોએ દેખાડયું છે. અને છતાંય સમજાયા વગરનું કેટલુંય બાકી હોય એવો પણ સંભવ છે. એવા કેટલાક અનુભવો ઉપરથી હું એવા તારણ પર આવ્યો છું કે, 'સર્જકને સમજવો એ મુશ્કેલ કામ છે.' કોઈ કોઈ વાર તો ખુદ સર્જક માટે પણ આવું બનતું હોય છે. મને આનો અનુભવ છે. હું જ્યારે લખ્યા પછી ફરીથી વાંચતો હોઉં છું ત્યારે કોઈ કોઈ વાર મારા જ પોતાના લખાણ ઉપર પ્રશ્ન ઊઠે છે : 'આમ કેમ

કર્યું છે?' વિચાર કરતાં એ કથનનું પગેરું કોઈ વાર મળે, કોઈ વાર ન પણ મળે. આવી વખતે લખેલું બદલવું પણ પડે. તો વળી પ્રેસકોપી જોતી વખતે વળી પાછો કાઢી નાખેલો સંદર્ભ ક્યાંથી આવી મળે! ખુદ સર્જક માટે આવી સ્થિતી સર્જાતી હોય પછી વિવેચકનો ક્યાં દોષ કાઢવો?

કોઈ વાર આ લેખક પર એવો આક્ષેપ પણ થાય છે કે પન્નાલાલને ધ્વનિથી કામ લેતાં આવડતું નથી. આ વાત સાચી તો છે જ પણ તે તલપુર જ સાચી છે. મને ભય હોય છે, કે વાંચક સમજી શકશે કે નહિ? ભાષાના પ્રયોગો કવિતામાં ચાલી શકે, નવલકથામાં ન ચાલે એવી મારી માન્યતા પણ ખરી. હું તો વળી એમ કહેવા પણ પ્રેરાઉં છું કે નવલકથામાં દુભાષિયાની જરૂર–જેમ બને તેમ ઓછી જ પડવી જોઈએ કે જેથી કરી વાંચકનો રસ તૂટે નહિ. બાકી પરંપરાગત મનાતાં મારાં લખાણોમાં પણ મેં કેટલીક વાર જોયું છે કે વિવેચકોની સમજ અને જ્ઞાન સારા પ્રમાણમાં મર્યાદિત હોય છે. મારું આ મંતવ્ય પણ કેટલાક પુરાવાઓ પર આધારિત છે. મારી એક નવલકથાનું નામ છે: 'કરોળિયાનું જાળું.' આમ તો હું કથાના નામનો ક્યાંકને ક્યાંક સંદર્ભ મૂકી જ દઉં છું, પણ આ કથામાં મેં આનો ઉલ્લેખ કર્યો નથી. કદાચ મહેણું ભાગવા પણ હોય! આમ તો હવે પરંપરાગત કૃતિઓનું વિવેચન જ ભાગ્યે જ થાય છે. પણ આ કૃતિનું વિવેચન કશાકમાં આવ્યું હતું ને એમાં વિવેચકે ખાસ કંટાળો ઠાલવ્યો હતો કે 'નામનો અર્થ પણ સમજાતો નથી!'

પણ સામા પાસે મારી પાસે આનો જવાબ એવો છે કે, આખીય કથાને એ સહજ રીતે આવરી લે છે. 'કરોળિયાનું જાળું, તૂટે પણ છૂટે નહિ!'

કેટલીક વાર હું વર્ણન કરતાં અધૂરું વાક્ય છોડી દઉં છું,

પણ તે એ રીતે કે સામાન્ય વાંચકને ન સમજાય તો પણ એને રસક્ષતિ નડે નહિ. વળી મારી એક બીજી લાક્ષણિકતા પણ છે. પાત્ર પાસે સળંગ ન બોલાવતાં એનું કથન તોડીને હું લખું છું: 'અને એણે ઉમેર્યું.' અથવા તો 'ક્ષણેક થંભી ઉમેર્યું,' આમ કરવામાં પણ મારો કંઈકને કંઈક આશય તો હોય જ છે. એ ત્રણ આશયોમાં એક આશય ધ્વનિનો પણ છે. આમ કરીને હું વાત કરનાર પાત્રના મનોસંચલન તરફ આંગળી ચીંધતો હોઉં છું. હું નથી ધારતો આ રીતનાં મનોસંચલનો પામવાનો પ્રયત્ન થતો હોય ! વળી આજના સાહિત્યિક અભિગમ માટે મને પોતાને એવો વહેમ પડયો છે. સાહિત્ય પદાર્થ પામવા માટે પથ્થર લઈને બદામ ભાગવા બેસવું પડે તો જ એ સાચું સાહિત્ય ! ભલા, સાહિત્યનો ઉદ્દેશ જો આનંદ આપવાનો મનાતો હોય તો પછી આ બધી માથાકૂટ કરતાં સીધેસીધો આનંદ શો ખોટો ? માથાકૂટ કર્યા પછી રસાસ્વાદ મળતો હોય તો પણ મારા અનુમાન પ્રમાણે તો અડધો આનંદ કોયડો ઉકેલ્યાનો જ હોવો જોઈએ.

મને તો વળી આજના વિવેચકો માટે એવી છાપ છે કે પોતે જાણે શિક્ષક હોય ને વિદ્યાર્થીનું પેપર ન જોતા હોય ! લેખ ઉપર પ્રતિભાવનું લટકુ પણ ઝાઝે ભાગ તો મોટા મોટા અક્ષરે પેપર ઉપર રિમાર્ક કરતા શિક્ષક જેવું જ.

મારી ગણતરી પ્રમાણે તો વિવેચન કરવું એ ઘણું અઘરું કામ છે. બલકે લેખકના જેટલી જ એકાગ્રતા માગી લે છે. અડધો જીવ ઊપડી જતી બસમાં હોય ને અડધો જીવ પુસ્તકનાં પાનાં ઉપર ફરતો હોય. આ સ્થિતિમાં પાત્રોના મનોભાવ તેમજ પ્રસંગ અને પરિસ્થિતિ ઉપર કેવી રીતે વિવેચક એકાગ્રતા સાધી જ શકે ?

હું પોતે એ વાત સ્વીકારીને ચાલુ છું કે, ભાષા સાથેનું કામ અત્યંત જવાબદારીભર્યું છે. લખ્યુ વંચાય ! શરૂશરૂમાં ઉમાશંકરે

મને એક મઝાની વાત કરી હતી : 'લેખક એટલે સબકી જોરુ'.' આ ઉપરથી આપણે ગણી લીધું કે હજાર જણ પૂછનાર નીકળે. આપણી પાસે એનો જવાબ હોવો જ જોઈએ. આનો પણ હું આપની સમક્ષ દાખલો આપીશઃ પાંચેક વર્ષ ઉપર મહાભારત ઉપરથી મેં 'પાર્થને કહો ચડાવે બાણ' એ નામથી ૫ ભાગમાં નવલકથા લખી છે. પ્રસ્તાવનામાં ચોખ્ખું મે લખ્યું છે કે હું મૂળને જ અનુસર્યો છું. આ હિસાબે થોડાક સમય ઉપર સુંદરમે મને એક પ્રશ્ન પૂછ્યો હતો:

પ્રસંગ છે પાંડુને મળેલા શાપનો. પાંડુ અહીં ક્રીડાયુક્ત મૃગ-યુગલને જોયા પછી ભાથામાંથી પાંચ બાણ કાઢીને મૃગ ઉપર છોડે છે. મૃગ-યુગલ ધરતી ઉપર ઢળી પડે છે. ખુશ થતો પાંડુ બબડે છે: 'કરો હવે મઝા લો !'

આ વિષે સુંદરમે પત્ર દ્વારા મને પ્રશ્ન કર્યો હતો : 'મહાભારતમાં પાંડુ આવું બોલે છે ખરો ?'

સુંદરમ્‌નો પ્રશ્ન વાંચીને એક તરફ હું ખૂબ ખૂબ ખુશ થયો. બીજી તરફ મારી જાતને ઠપકો પણ કર્યો: 'લે હવે, પેટ ચોળીને પીડા ઊભી કરી હતી તે !'

મહાભારતમાં પાંડુ કશું બોલતો નથી પણ આ પ્રસંગ આલેખતી વખતે મારા પોતાના સર્જક મનને પાંડુ પાસે બોલાવ્યા વગર ચેન પડતું ન હતું. એટલી હદે કે આની પાછળ મેં કદાચ એક વેળા નહિ તો દોઢેક કલાક તો ભાંગ્યો જ હતો. આ પ્રકારની મથામણને લીધે મને પાંડુના આ શબ્દો બરાબર યાદ હતા. ને એટલે પછી મૃગ તથા પાંડુના વિવાદનો અછડતો ખ્યાલ આપી સુંદરમ્‌ને જ પ્રશ્ન કરતાં મેં લખ્યું: 'મહાભારતમાં તો પાંડુ કશું બોલતો નથી. પણ મારા જીવને ચેન ન પડતાં મેં જ આ શબ્દો પાંડુના મોંમાં મૂક્યા છે. તો હવે તમે જ કહો: કેલિ કરતા

મૃગ-યુગલ ઉપર પાંચ બાણ છોડતી વખતે પાંડુના મનમાં કયો ભાવ પ્રવર્તતો હતો ?'

અલબત, સુંદરમે મને આનો કશો જવાબ આપ્યો નથી. પ્રશ્ન પણ આ એવો છે કે મૂળનો અભ્યાસ કર્યા વગર જેમતેમ જવાબ અપાય પણ નહિ. સુંદરમ્ જેવાથી તો ન જ અપાય ! ગમે તેમ પણ સુંદરમ્‌ના આ પ્રશ્ને મારા જીવને એટલો બધો આનંદ આપ્યો કે પુરાણો પરની મારી અઘોર મહેનત અડધી જાણે સફળ થઈ ગઈ ! આને જ તો હું સર્જન કહું છું.

હું મારા તેંતાલીસ વર્ષના સર્જન-વ્યાપારમાં ભાગ્યે જ કદી 'ચાલશે' એમ કરીને ચાલ્યો હોઇશ ! મારી સામાન્ય ગણાતી કથાઓમાં પણ મારી શક્તિ પૂરેપૂરી રેડીને મેં કામ કર્યું છે. અને તે લોકની અંદર ઊગે પણ છે. બલકે એટલે તો હું ટકી રહ્યો છું. ટૂંકમાં વિવેચન ઉપર મદાર બાંધીને ચાલવું એને હું સર્જક માટે સલાહભર્યું માનતો નથી. જો કે વિવેચન કોઇ વાર સર્જકમાં શ્રદ્ધા પણ પૂરે છે. ખુદ મારી જ વાત કરું તો શરૂશરૂમાં મને આમાંથી જ બળ મળેલું છે. પણ સમગ્ર રીતે કહીએ તો - અહીં પેલી લોક-કહેવત જ પૂરતી થશે :

'પાણી ને ન્યાય,
વાળો ત્યાં જાય.'

આજે જે કાયદાનું શાસન ને ન્યાયનાં નગારાં પિટાય છે ત્યાં પણ શું છે ? -

એટલે કે માત્ર અર્થઘટનની રામાયણ નથી, પણ મારા હિસાબે તો મુખ્ય રામાયણ અર્થ ઘટાવનારની જ છે. આવું જ ખાતું વિવેચનનું પણ સમજી લેવું.

લેખનને ભલે મેં વ્યવસાય બનાવ્યો છે. ધારાવાહી કથાઓ પણ આપી છે. પણ સ્વપ્નેય મેં પાનાં ભરવા જેવું કર્યું નથી. હું આપના ધ્યાન ઉપર એક વાત આ પણ લાવું છું કે હવે તો વળી ટૂંકમાં કહેવું એ મારો હઠાગ્રહ જ થઈ પડ્યો છે. ને આના લીધે મારી સાથે માથાકૂટ પણ ઘણી ઘણી કરવી પડે છે!

(૬) ગામડું અને શહેર :

મારા કથાનકોમાં ગામડું અને શહેર એ બંનેની કક્ષામાં ખાસ્સો ભેદ પડી જાય છે, એ વાત સાચી છે.

આમાં મુખ્ય કારણ ભાષા અને માણસોને લીધે છે એવું મારું માનવું છે. ગામડાની ભાષા એક તો મારી પાસે વણ-ખેડાયેલી વણવપરાયેલી આવી હતી ને એ ભાષાને મેં જાણે કે લોહીમાં વણાઈ ગઈ હોય એ રીતે બરાબરની વાપરી જાણી હતી. વળી ગામડાંનાં પાત્રો પણ સહજ-સરખાં. કોઈ કોઈ દંભી પણ ખરાં, પણ દંભની પૂરી આવડત વગર દંભમાં પણ એ આપણને સહજ-સરખાં લાગવાનાં.

જ્યારે શહેરની ભાષા એક તો જાણે ઘણી બધી રીતે યોજાઈ ચૂકેલી અને વળી આપણને એ રોજરોજની ને એટલે પછી આયાસપૂર્વક ભાષાના પ્રયોગો કરવા જતાં સંભવ છે કે ભાવક પણ ભાવને બદલે અર્થ પામવામાં જ અટવાઈ પડે.

શહેરનાં પાત્રો પણ લગભગ બધાં જ સભાન જેવાં. ઘણીવાર અંદર જુદાં ને બહાર જુદાં. એટલાં બધાં જાગ્રત બલકે ચબરાક અને હોશિયાર કે પ્રસંગે પ્રસંગે પોતાનાં મહોરાં બદલતાં જ હોય. આ બધાં લક્ષણોની વચ્ચેથી સાચાં અને સ્વાભાવિક પાત્રો ઊભાં કરવાં એ મુશ્કેલ કામ બની રહે છે. બાકી મારું પોતાનું

એમ માનવું છે કે પાત્ર ભલે શહેરનું હોય કે ગામડાંનું હોય પણ માણસના મનોભાવને હું એક સરખી રીતે પકડી શકું છું.

## ( ૭ ) ભાવના અને વાસ્તવિકતા :

આપણે થોડુંક ભાવના વિષે પણ વિચારીશું :

ભાવના, આદર્શ, નીતિ વગેરે મૂલ્યો એક કાળે જરૂરનાં હતાં, પણ આજે તો આ બધાં મૂલ્યો મુખ્યત્વે કરીને દંભનાં પોષક જ બની રહ્યાં છે. મારું વાચન આમ તો જો કે અત્યંત મર્યાદિત છે પણ આટલા ઉપરથી પણ હું એમ કહી શકું કે જે રીતે આજનું રાજકારણ સૂત્રોનો ડોઝ આપીને નવલોહિયા જુવાનોની ને લોકોની લાગણીઓને ઉશ્કેરી મૂકે છે, એ રીતે ભાવનાવાદી સમાજસુધારક સર્જકોએ આખાય સમાજને ભાવનાની ગોળીઓ ગળાવ્યાં કરી છે. મારી પાસે દાખલા પણ છે ને દલીલો પણ છે. પણ હું સમજું છું કે આનો કશો અર્થ નથી. વળી ભાવના – આદર્શ તેમ જ નીતિ વગેરેનો કાળ પણ હવે પાકી ગયેલો દેખાઈ રહ્યા છે. ગમે તેટલાં ઈંજેકશનો આપવાથી પણ હવે એ લાંબું જીવન ગાળી શકે એમ નથી. આપણે સહુ જોઈએ છીએ કે પશ્ચિમમાં આના પ્રત્યાઘાતો વેગપૂર્વક પડી રહ્યા છે. લોકોએ ભાવના જ નહિ માત્ર પણ વસ્ત્રો સુદ્ધાં ઉતારી નાખવા માંડ્યાં છે ! ટૂંકમાં આદર્શો-ભાવનાઓ ને નીતિ વગેરે એક કાળે જરૂરનાં હતાં – એના લીધે માનવસમાજે પ્રગતિ કરી છે એમ પણ કહી શકાય. પણ હવે એ સમાજની અંદર એટલી બધી હદે દંભી બની ગયાં છે કે સમાજને આગળ પ્રેરવાને બદલે મુખ્યત્વે તો પ્રગતિરોધક જ બની રહ્યાં છે.

સમાજને ઘડનાર સાહિત્યકારો તેમજ સમાજને દોરનાર સુધારકો વગેરે આજે પણ રામના જમાનામાં જીવતા હોય એ રીતે વર્તી રહ્યા છે. પણ રામના યુગ પછી આખોય દ્વાપર

ગયો. મર્યાદાપુરુષોત્તમ રામ પછી પૂર્ણપુરુષોત્તમ કૃષ્ણે તો સામાન્ય લોકની વચ્ચે રહીને જીવી પણ દેખાડયું. છતાંય કૃષ્ણની જીવનદૃષ્ટિને અથવા તો કહો મૂલ્યોને આપણે હાથ સુદ્ધાં અડાડ્યો નથી. શા માટે?

અરે, જે લોકો રામના આદર્શોને આજેય વળગી રહ્યા છે, એ ભાવનાવાદીઓએ રામને પણ કેટલા બધા મારીમચડી નાખ્યા છે! વાલ્મીકિ રામાયણમાં ચોખ્ખેચોખ્ખું ને તે પણ પ્રસંગો નિરૂપીને અસંદિગ્ધપણે કહ્યું છે કે, 'રામથી લોકનિંદા–લોકાપવાદ સહી શકાયો નહિ,' ને એટલે જ એમણે નિર્દોષ સીતાનો ત્યાગ કર્યો. છતાંય આપણા દાર્શનિકોએ લોકાપવાદને બદલે લોકારાધના ગોઠવી દઈને નાટકો સુદ્ધાં રચી નાખ્યાં. સીતાના ત્યાગનો બચાવ કરતાં કેટલાક કહે છે કે સીતા અને રામ અવિભાજ્ય છે. રામે સીતાનો નહિ પણ પોતાનો ત્યાગ કર્યો છે. મારા મનને આ જ એક પ્રશ્ન છે: 'આવું બધું મચડવાની શી જરૂર હતી?' મને ખબર નથી, રામના જીવનનું આ રીતે હકીકતો ઉપર આધારિત એવું દર્શન કોઈએ કર્યું–કરાવ્યું હોય તો!

ખૂબીની વાત એ છે કે આજના વિદ્વાનો ભારતની સંસ્કૃતિની વાત કરતાં થાકતાં જ નથી. મને સાચે જ પ્રશ્ન થાય છે: 'કોને આ સહુ સંસ્કૃતિ કહે છે?' હકીકતમાં તો આપણી સંસ્કૃતિ આધ્યાત્મવાદી છે. એટલે કે સમર્પણ દ્વારા આત્માનો સાક્ષાત્કાર કરવો બલકે મૃત્યુને જીતવું. એને બદલે આજે તો અહંકેન્દ્રિત પુરુષાર્થવાદી સંસ્કૃતિ જ પ્રવર્તે છે. એ જ રીતે કર્મયોગને બદલે કર્મવાદને હળવેક રહીને ગોઠવી દીધો. આત્માનો અવાજ સહુ કોઈને સંભળાવા લાગી ગયો છે!

મિત્રો, આ બધું બીજું કંઈ જ નથી કલિયુગનો જ ઉપાડો છે. ખેર —

હમણાં જ મેં શ્રીમતી દુર્ગાબાઈ ભાગવતનું વ્યાસપર્વ વાંચ્યું. અલબત્ત વિશદ એવી વિદ્વતા અને અભ્યાસના નિષ્કર્ષરૂપ આ પુસ્તક પર મારા અભિપ્રાયની ખાસ કંઈ કિંમત ન હોઈ શકે; પણ એની સામે મને ઊઠેલા પ્રશ્નોમાંથી એકાદ–બે હું આપ સહુ વિદ્વાનો આગળ મૂક્યા વગર રહી શકતો નથી. ખાસ તો - એકલવ્ય માટેની એમની લાગણી અને આક્રોશ અંગે. મને પોતાને પ્રશ્ન થાય છે કે કોઈ પણ પ્રસંગનું મૂલ્ય આખર જતાં તો એના પરિણામ ઉપરથી જ અંકાવું જોઇએ ને ? શહીદી કંઈ અમસ્તી ઓછી વરે છે ! ધારો કે દ્રોણાચાર્યે અર્જુનની શ્રેષ્ઠતા સ્થાપવા માટે એકલવ્યનો અંગૂઠો ન માગ્યો હોત તો ? સંભવ તો ત્યાં સુધી છે કે એકલવ્યનું નામ આપણે જાણતા જ ન હોત. જાણતા હોત તો પણ એ સમયના બીજા યોદ્ધાઓના જેટલું જ. વળી એકલવ્યની ગુરુભક્તિ પણ આપણથી અજાણી જ રહેવાની હતી. અરે, આજે જેની ઠેકડી ઉડાડવામાં આવે છે એ શ્રદ્ધાનો દાખલો પણ આવો જ્વલંત ક્યાં બીજે મળવાનો હતો ? ગુરુ તરફની નિષ્ઠા, ભક્તિ અને શ્રદ્ધાના પ્રતાપે જ તો એકલવ્યમાં અંતઃપ્રેરણા સ્ફુરી હશે ને ?

ગમે તેમ પણ પરિણામ જોતાં આજે આપણે એટલું તો કબૂલવું જ પડશે કે દ્રોણે એકલવ્યનો અંગૂઠો માગીને ઈતિહાસમાં એને અમર તો કરી જ દીધો છે.

એ જ રીતે શ્રીમતી ભાગવતનું ભીષ્મ વિશેનું દર્શન પણ મને તો ચીલાચાલુ જ લાગે છે. ઘણાબધા દર્શનિકોની જેમ શ્રીમતી ભાગવતે પણ ભીષ્મ માટે રૂપાળાં વિશેષણો આખા કોશનાં યોજ્યાં છે ને પાંડવો તરફના ભીષ્મના પ્રેમના અહોગુણ ગાયા છે. યુદ્ધના સમયની વાત કરતાં ભીષ્મ માટે કહે છે કે ‘તેનું મન પાંડવો તરફ, શરીર કૌરવો તરફ.’ આ વાત મને બિલકુલ ગમતી નથી. આ ચર્ચાને આગળ લંબાવવી એ

અસ્થાને ગણીને હું માત્ર એટલું જ કહીશ કે પાંડવો ઉપર ખાટઆટલી ગુજરી હતી છતાંય ભીષ્મે એમને ન્યાય આપ્યો હોય એવો એક પણ દાખલો દેખાડો ?.... ભીષ્મ અર્થના દાસ તો છે જ નહિ; હોઇ પણ ન શકે. આ તો માત્ર ઓથું જ છે.

ટૂંકમાં આ બધા દાર્શનિકો માત્ર બુદ્ધિથી પ્રેરાયેલી ભાવનાની આંખે જોતા–વિચારતા આવ્યા છે, એવી છાપ મારા મનમાં દૃઢપણે છપાઈ ગઈ છે. ને એટલે જ એમણે હકીકતોને ખેંચી–ખેંચીને સત્યનો હ્રાસ સુદ્ધાં કર્યો છે.

(૮) હું અને રાજકારણ

અહીં આપણે આ લેખકના રાજકીય વિચારો જાણવા થોડીક રાજકારણની વાત પણ કરી લઇએ. હું જો કે રાજકારણમાં સક્રિય ભાગ લેતો જ નથી. પણ આજે તો હવે રાજકારણ એ જ જીવન, બલકે જીવનની ગીતા ગણાય છે. આપણે તો સ્વરાજ જન્મ્યું ને પારણામાં ડોકિયું કર્યું કે પામી ગયા હતા. 'ભાંગ્યાનાં ભેરુ'માં કાળુએ ભાખ્યું પણ છે : 'છપનામાં તો ભૂખે લૂંટ્યા પણ સ્વરાજમાં તો ભણેલા લૂંટવા બેસી ગયા !' ૧૯૫૭માં લખેલી 'નવું લોહી' માં પણ મેં કોંગ્રેસની નીતિરીતિ સામે ખૂબ બફાટ ઠાલવ્યો છે. આ વખતે અમારા કોંગ્રેસી મિત્રો કહેતા હતા કે તમને રાજકારણનો કશો જ ગમ નથી. ને આજે હવે એ જ કોંગ્રેસીઓ.

એ પછી 'જનસત્તા'માં મેં 'આપઆપ કે તાનમેં' ના શીર્ષક નીચે કટાક્ષનું કોલમ સફળ રીતે ચલાવ્યું ને એક વર્ષ પછી મેં જ એ બંધ કર્યું.

નવનિર્માણનું મોજું આવ્યું ત્યારે પણ એની સામે પડીને મેં વાર્તાઓ લખી. એ પછી આંદોલન ઊઠ્યાં ને જનતા સરકાર

આવી ત્યારે ય મારે ફાળે તો વિરોધ કરવાનો જ આવ્યો હતો ને અઢી વર્ષના ગાળા પછી મારો આ વિરોધ પણ સફળ ઠરીને ઊભો રહ્યો છે.

મેં જો કે કટોકટીને આવકારી તો નહોતી જ, પણ સાથે સાથે વખોડી પણ નહોતી. એ સમયની પરિસ્થિતિ જોતાં કામ ચલાઉ રીતે વાજબી પણ લાગેલી.

એ જ રીતે ઈન્દિરાજીને પણ આજેય હું તો ભારતના એક માત્ર નેતા ગણું છું. મારે તો એમને ૧૯૭૯ના નવેમ્બરની ૧૭મી તારીખે પ્રગટ થયેલું શિવપાર્વતી અર્પણ કરવું હતું પણ વિના કારણ હું જાણે કે રાજકારણમાં સક્રિય હોઉં એ રીતને રંગ ઓઢવા જેવું થતું હતું. બાકી શબ્દો સુદ્ધાં રચ્યા હતા :

જેનાં હૈયે
ઈન્દ્રધનુના રંગે અંકિત
ભારતમાતાની
આવતી કાલની
ગૌરવવંતી
છબી પડી છે !

તો આ મારા રાજકારણના વિચારો છે. સાચા છે કે ખોટા છે એ આવતી કાલે લખાનારો ઈતિહાસ પોતે પ્રત્યક્ષ કરશે.

હજી સુધી મેં રાજકારણ ઉપર ખાસ કોઈ નવલકથા લખી નથી. અલબત્ત ‘ નવું લોહી ’ ને ગણવી હોય તો ગણી શકાય. એ જ રીતે નગદનારાયણ પણ કટાક્ષની રીતે રાજકારણને પણ ઠીક ઠીક સ્પર્શે છે.

( ૯ ) નવા-જૂના પ્રવાહો

હું જો કે શાસ્ત્રીય રીતે તો એક પણ પ્રવાહને સમજતો નથી, ને એટલે પછી તુલના કરવાનો કે એવો તેવો પ્રશ્ન પણ રહેતો નથી.

નવા પ્રવાહ વિષેનું મારું તારણ એવું છે કે આ પ્રવાહ મુખ્યત્વે તો બુદ્ધિની જ પેદાશ છે. એને ભલે ભાવજગત કહેવામાં આવતું હોય પણ ભાવને જો લાગણીવેડા કહેવામાં આવતો હોય તો પછી ભાવ ક્યાં રહે જ છે ?

મારી ગણતરી સાદી અને સીધી છે: આજના પ્રવાહને જાહેરમાં આવ્યે પચ્ચીસેક વર્ષ થયાં હશે. મેં ક્યાંક ૧૯૫૫ નો આંકડો તાજેતરમાં જ જોયો હતો. તો આ પચ્ચીસ વર્ષનું પરિણામ શું ?

હકીકતમાં તો નવા પ્રવાહના પ્રણેતાઓ મુખ્યત્વે તો પ્રોફેસરો જ છે. ને આજે તો લગભગ આખુંય શૈક્ષણિક ક્ષેત્ર આ નવા પ્રવાહના વાહકોના હાથમાં જ છે અને વળી પચ્ચીસ વર્ષ દરમિયાન દર વરસે હજારોની સંખ્યામાં બહાર પડયે જતો શિક્ષિતોનો બહોળો સમુદાય જોતાં આજનો કેળવાયેલો સમાજ પણ અધિકાંશે તો એમના જ શિષ્યોનો બનેલો છે. વળી મોટા ભાગનાં સાહિત્યિક સામયિકો પણ આ જ પ્રવાહના હાથમાં છે. તો હવે નવા પ્રવાહની સફળતા-નિષ્ફળતાનો તારીજો કાઢવાનો સમય પાકી ગયેલો ગણાય કે નહિ ?

મારું માનવું એવું છે કે કોઈ પણ ક્ષેત્રમાં પહેલી પચ્ચીસી સુધીમાં ઊઘડયા તો ઊઘડયા, નહિ તો પછી ઊઘડવા એવા જ. ટૂંકમાં નવા પ્રવાહનું કામ હજી લોકોમાં બોલતું સંભળાતું નથી.

હવે આપણે થોડીક જૂના પ્રવાહની વાત પણ કરીશું:

અસલમાં તો મારો મૂળ સ્વભાવ અખતરા કરવાનો જ છે.

જુઓને, હું મારી કથાઓમાં જરૂર પડે ત્યાં કવિતા બનાવી લઉં છું. અંગ્રેજી નાટકો ઉપરથી ગુજરાતીમાં રૂપાંતર કરવાની ધૃષ્ટતા પણ કરેલી છે ને મારી આ ધૃષ્ટતાને યશ પણ મળેલો છે. એકાંકી ને ત્રિઅંકી નાટકો પણ લખ્યાં છે ને બાળવાર્તાઓ પણ લખું છું.

એ જ રીતે નવા પ્રવાહ ઉપર પણ અછડતો હાથ અજવાળ્યો છે. પણ વાંચકને જો સીધો રસ ન પડે ને કોયડો ઉકેલતા હોઇએ એ રીતે સાહિત્યપદાર્થને પામવા માટે મથામણ કરવી પડે એ વાત મારા ગળે ઊતરવી મુશ્કેલ છે. મારા હિસાબે તો માણસનું જીવન જ એક કોયડા જેવું છે. આપણે બધા મુખ્યત્વે તો પાત્રો અને કથાનકો દ્વારા માણસના જીવનને જ સમજવા મથીએ છીએ. તો પછી આપણું દર્શન ભાવક આગળ સરળ અને પ્રતીતિજનક માધ્યમ દ્વારા પહોંચાડવું જોઇએ એવી મારી માન્યતા પણ ખરી. જૂના પ્રવાહને કથા કહીને ઉતારી પાડનાર વિવેચકોને મારે કહેવું છે કે કથા એ તો માત્ર પાટા જ છે ને એની દ્વારા ગતિ કરતાં પાત્રો જ મુખ્ય બાબત છે. વળી આ પાત્રોમાં પણ કિસમકિસમનાં માનવમન હોય છે. ને જીવનના ખટમીઠા પ્રસંગો દ્વારા એની રમણા મચી રહે છે. આ જ રમણા ભાવકચિત્તને સ્પર્શે છે ને-

હકીકત તો એ છે કે જેને આજે સામાન્ય ને ચીલાચાલુ કહેવામાં આવે છે એ જ પ્રવાહ અત્યારે તો લોકોને સાહિત્ય તરફ પ્રેરી રહ્યો છે.

નવા પ્રવાહને ‘સાહિત્યપદાર્થ’ સાથે નિસબત છે. જ્યારે હું પોતે જીવનપદાર્થમાં રસ ધરાવું છું. ને એટલે પછી સમાજને નામે ઊભી કરેલી ભાવના, નીતિ કે આદર્શોનું આલંબન હું ભાગ્યે જ લેતો હોઉં છું. મને માનવમનની સાથે સાથે પ્રકૃતિથી નિસબત હોય છે – અલબત્ત, અત્યારના વિકાસક્રમમાં.

ટૂંકમાં એક તરફ આજના સાહિત્યધુરીણો ભાવનાના ગજથી કૃતિને મૂલવતા હોય તો બીજી તરફ નવો પ્રવાહ ' એબ્સર્ડ ' ને આગળ ધરતો હોય ત્યાં પછી મારા જેવા જીવનપદાર્થમાં માનનારાને લેખન-પ્રવૃત્તિમાં ટકી રહેવું મુશ્કેલ તો પડે જ છે.

પણ મારા હૈયે શ્રદ્ધા છે કે આપણો અભિગમ જો સાચો જ છે તો પછી આપણાં કાર્યો આજે નહિ તો આવતી કાલે ખોલવાનાં જ છે.

(૧૦) દર્શન

અને હવે હું મારા દર્શનની થોડીક વાત કરીશ :

અલબત્ત, મને પણ થોડાંક વર્ષ ઉપર જ સમજાયું છે કે હું પોતે આધ્યાત્મિક અભિગમવાળા વિચારોથી પ્રેરાયેલો છું. આધ્યાત્મિકતા એ જાણે કે મારા લોહીમાં વણાયેલી લાગે છે.

આધ્યાત્મિકતાનો મારો અર્થ છે: પ્રકૃતિથી પાર જઈને પોતાને જોવો, ઓળખવો ને પામવો.

આપ જોશો તો ' કંકુ ' વાર્તામાં આધ્યાત્મિક અભિગમ છે. ' કંકુ ' પ્રકૃતિને વશમાં રાખવાનો નિષ્ઠાપૂર્વક પ્રયત્ન કરે છે. આ એનો આધ્યાત્મિક અભિગમ હતો. પણ પોતે જ્યારે આ પ્રયત્નમાં હારી જાય છે, પછી એ નાછૂટકે પ્રકૃતિનું શરણું સ્વીકારી લે છે.

સહુ પ્રથમ હું ' કંકુ ' ની આ વાર્તા લઈને સાહિત્યિક જગતમાં પ્રવેશવા ગયો હતો. પણ ' વિષયની નિર્બળતા ' ને લીધે એ ધરાર પાછી ફરી હતી. એ જ ' કંકુ ' ત્રણેક દાયકા પછી ફિલ્મીદેહ ધરીને ગુજરાતી ચલચિત્રોમાં સહુ પ્રથમ રાષ્ટ્રપતિ એવૉર્ડ લઈ આવી ને ચિકાગો ખાતે મળેલા આંતરરાષ્ટ્રીય ફિલ્મ ફેસ્ટિવલમાં તો વળી

સર્વોત્તમ અભિનેત્રીનો એવોર્ડ પણ શ્રી પલ્લવી મહેતા 'કંકુ'ના જ પાઠમાં પ્રાપ્ત કરી લાવ્યાં છે.

મિત્રો, આ જ એ 'કંકુ' હતી, જેને તે વખતે ભાવનાવાદી સાહિત્ય જગતમાંથી જાકારો મળ્યો હતો! 'માનવીની ભવાઇ'માં પણ કાળુ–રાજુની જીવનગતિ ભલે અજાણપણે પણ આધ્યાત્મિક દિશામાં જ વળેલી છે.

માનવીની ભવાઇ પછી શ્રી અરવિંદના યોગનો પરિચય થતાં મેં સભાનતાપૂર્વક મારી નવલકથાઓમાં આધ્યાત્મિકતાનો અણસાર યોજવા માંડયો ને અંતે પછી મેં 'એક અનોખી પ્રીત'ની આખીય રચના શ્રી અરવિંદના દર્શન ઉપર સીધી જ આલેખી. પણ-

આ કથા વાંચીને કોઈ કોઈ વિદ્વાનોએ તો કચરાની ટોપલીમાં પધરાવવાની સલાહ સુદ્ધાં આપી દીધી. આપણે સમજી ગયા: શ્રી અરવિંદનું દર્શન લોકસમક્ષ મૂકવા માટે સમય હજી પાકયો નથી.

મારી આ સમજણ પણ આંધળી તો ન જ હતી. સમય પાકયો નથી એમ કહેવા પાછળ ભૂતકાળનો અનુભવ મારી સામે પ્રત્યક્ષ હતો. 'મળેલા જીવ' જ્યારે બહાર પડી, ત્યારે આપણા એક ધુરંધર સાક્ષરશ્રી એ પુસ્તકની અંદર ઘાંચજાં અને પટેલિયાંને પ્રવેશેલાં જોઈને એ પુસ્તકનો ભયંકર તિરસ્કાર કરતાં આક્રોશ કરી ઊઠયા હતા: 'આ પુસ્તકને ખંખામાં નાખો.'

આ પ્રતિભાવમાં સાક્ષરશ્રીનો જરા પણ દોષ મને લાગતો નથી. એ વખતે સાહિત્યના ધુરંધરોને મન સાહિત્યનાં મૂલ્યો એ પ્રકારનાં હતાં. તો અત્યારે 'એક અનોખી પ્રીત' વખતે વળી બીજા પ્રકારનાં મૂલ્યો છે.

થોડોક સમય રહીને વળી મેં 'નથી પરણ્યાં નથી કુંવારાં'

લખી. આમાં મેં ભાવકના ગળે ઊતરે એ રીતની ગોઠવણી કરી હતી. મારા હિસાબે આ કથા સર્જનાત્મક ગુણવાળી પણ હતી અને છે. પણ અવલોકન જ ન જોવા મળ્યું!

ને એટલે પછી મેં ભવિષ્ય માટેનું સર્જન કરવાનો નિર્ણય કર્યો. વિષય પણ એવો પસંદ કર્યો કે જેમાં મારું એટલે કે શ્રી અરવિંદનું દર્શન અભિપ્રેત હોય ને સાથે આજની સાહિત્યિક દુનિયાના અભિપ્રાયને પણ ઝાઝો અવકાશ ન રહે, અલબત્ત આમ તો મેં કશી આવી તેવી ગણત્રી ગણેલી નહિ પણ પુરાણો તરફની આ મારી સ્વાભાવિક ગતિ બની રહી છે ને સહજ રીતે જ આજે પૌરાણિક નવલકથાઓ તરફ વળ્યો છું. આમાં મેં અસલને જ નિરૂપવાનો પ્રયત્ન પણ એટલા માટે રાખેલો છે કે, એક તો મૂળનાં કથાનકો ઉપરથી ભાવના ખંખેરી નાખવી. સાથે સાથે લોકોને આપણાં અસલના પુરાણો તરફ અભિમુખ કરવા. મહાભારત ઉપરથી 'પાર્થને કહો ચડાવે બાણ'ના પાંચ ભાગ વખતે તો આર્થિક જોખમ પણ અમારા ઉપર ઊભું હતું. મહાભારત, રામાયણ ચવાઈ ગયેલો વિષય કહેવાય. વળી લોકરુચિને પંપાળવાની કે 'આજના સંદર્ભ'માં નિરૂપવાની કે એવી તેવી કોઈ નવીનતા પણ ન મળે. અને જ્યારે ભાગવત ઉપરથી 'કૃષ્ણજીવનલીલા'નું પ્રકાશન કર્યું ત્યારે તો નજીકમાં જ પ્રગટ થયેલું ક. મા. મુનશીનું 'કૃષ્ણાવતાર' સામે જ ઊભેલું હતું પણ આજે મારે કહેવું જોઇએ કે અમારો આ આર્થિક ભય પણ અમે વટાવી ગયા છીએ. છેલ્લે છેલ્લે પૃથ્વીની ઉત્ક્રાંતિકથા–'શિવપાર્વતી'નું ૬ ભાગમાં પ્રકાશન કર્યું છે ને ગુજરાત આગળ હમણાં જ અમે મૂક્યું છે. હું નથી ધારતો, પુરાણોના દોહન સરખું અને વિકાસના પંથે જઇ રહેલી આપણી સંસ્કૃતિના ઇતિહાસરૂપ આ પ્રકારનું સંપાદન, સંકલન અને સર્જન આજદિન સુધી ભારતની કોઇ પણ ભાષામાં કોઇએ ય કર્યું હોય તો! મેં કરેલા પુરાણોના તારણ ઉપરથી

# ગુજરાતી સાહિત્ય પરિષદ :
# વડોદરા અધિવેશન

## સંશોધન વિભાગ

ગુજરાતી સાહિત્ય પરિષદના ત્રીસમા અધિવેશનના સંશોધન વિભાગ માટે સારી સંખ્યામાં નિબંધો પ્રાપ્ત થયા હતા. તે માટે નિબંધ લેખકોને ધન્યવાદ ઘટે છે.

અધિવેશનના અહેવાલમાં બધા નિબંધો પ્રગટ થાય એવી આપણી સ્વાભાવિક અપેક્ષા હોય. પણ અહેવાલની પૃષ્ઠ સંખ્યાની મર્યાદાને કારણે બધા નિબંધો તેમાં પ્રગટ થઈ શકતા નથી. ઉદાહરણ તરીકે શ્રી કનૈયાલાલ જોશીએ "ગુજરાતી કહેવતો એક નિદિધ્યાસ" શીર્ષકથી અભ્યાસપૂર્ણ નિબંધ મોકલાવેલો. તેવી જ રીતે ડૉ. આર. સી. મારુનો સાંયા ઝાલાકૃત રુખમણીહરણ પરનો નિબંધ, ડૉ. એલ. ડી. જોશીનો વાગડી બોલી અને ગુજરાતી ભાષા ઉપરનો નિબંધ, શ્રી કાન્તિલાલ ત્રિપાઠીનો પ્રેમાનંદની રચનાઓનું સ્વરૂપ એ શીર્ષકવાળો નિબંધ, ડૉ. જયાનંદ જોષીનો 'રાજપીપળાની ભીલીનો સ્વરવિકાસ, એ નિબંધ તેમજ ડૉ. કંચનલાલ કાંટાવાળાનો ફારસી અને ઉર્દુ કવયિત્રીઓ ઉપરનો નિંબધ વગેરે અહીં પ્રગટ થઈ શકયા નથી તે માટે ક્ષમા ચાહીએ છીએ.



# પદ–ગરબો–ગરબી

લે. : મ. મ. અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રી, વિદ્યાવાચસ્પતિ

ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છમાં 'ગરબો' જેમ છિદ્રવાળા નાના ઘડા કે હાંડલાને માટે જાણીતો છે તેમ એ ગરબાને મધ્યમાં મૂકી યા તો લાકડાની અનેક ચાડાંઓવાળી માંડણીમાંના પ્રત્યેક ચાડામાં દીવાનાં કોડિયાં મૂકી એને પ્રદક્ષિણા થતી હોય તે રીતે ઘૂમરા લેતાં સ્ત્રીઓ, અથવા સ્ત્રી-પુરુષો મળી, અથવા પુરુષો જે ચીજ ગાતા હોય છે તેને માટે પણ વપરાતો જાણીતો છે. જેમ ગરબા ગવાય છે તેમ એક પ્રકારની ચીજોની 'ગરબી' પણ ગવાય છે. 'ગરબો' અને 'ગરબી' એની સંજ્ઞાઓ ઉપરથી તો એકમાં મરદની કડકાઈ જેવો ભાવ, તો બીજામાં સ્ત્રીની સુકોમલતાનો ભાવ છે. આ બેઉ સંજ્ઞાઓ વચ્ચેના તફાવતનો વિચાર કરિયે તે પૂર્વે આ શબ્દો કેટલા પ્રાચીન છે એ તપાસવું ઠીક થઇ પડશે.

એ જાણવું ઠીક થઈ પડશે કે જૂનાં નગરસ્થાનો કે ગ્રામસ્થાનોના ટીંબાઓનાં ઉત્ખનન હાથ ઉપર લેવા પૂર્વે સ્થળ તપાસમાં મળતા અવશેષોમાંના ઠીકરાંઓમાં પ્રાચીનતમ કયાં છે એ શોધવાની ચાવીઓમાં જેમ એનું પોત અને એની બહારની સપાટી ઉપરના રંગ અને હોય તો ચિતરામણ પણ એક ચાવી છે તે રીતે સચ્છિદ્ર ઠીકરાં પણ ચાવી તરીકે સ્વીકારાયેલાં છે. હરપ્પીય કે સિંધુ સંસ્કૃતિના સમયનો ટીંબો હોય તો એની એક ચાવી આ સચ્છિદ્ર ઠીકરાંને ગણવામાં આવે છે. આવાં સચ્છિદ્ર વાસણો કે ઘડાઓનો શો ઉપયોગ હશે એ વિશે થયેલી વિચારણામાં મતભેદ રહેલા છે, પરંતુ એક ઉકેલ તરફ આપણે જોઇએ તો એ કાંઈક વધુ સંગત રહેશે. એ જરા વિચારિયે.

સામાન્ય રીતે એમ સ્વીકારવામાં આવે છે કે જે હડપ્પીય સંસ્કૃતિવાળાં સ્થાનોમાંથી મળેલાં મુદ્રાઓ અને મુદ્રાંકોમાં દેવી જેવી સ્ત્રી અને દેવનો ખ્યાલ આપતા પશુપતિનાં પણ સંખ્યાબંધ મળ્યાં છે. 'પશુપતિ'થી મહાદેવ અને 'સ્ત્રી'થી શક્તિ-માતા હોવાનું સ્વીકારાયું છે. એ વૈદિકેતર

પ્રજાના ઈષ્ટ દૈવત છે કે વૈદિક પ્રજાનાં એ વિશે મતભેદ હોય, પણ એ તત્કાલીન આસ્તિક પ્રજાનાં માન્ય દૈવત હતાં એ વિષયમાં મતભેદ નથી. અને જો દૈવત તરીકે એમનો સ્વીકાર હોય તો એમના તરફ પૂજ્યભાવને કારણે સ્તોત્રો ભજનો કીર્તનો વગેરે પણ પ્રચલિત હેય, તો ઉત્સવોના પ્રસંગમાં સમૂહ નૃત્તો કે નૃત્યો પણ હોય. આવાં સમૂહ નૃત્તો કે નૃત્યોમાં આવાં સચ્છિદ્ર વાસણો કે ઘડાઓનો ઉપયોગ થતો હોય તો એને નકારી ન શકાય. આ વાત સ્વીકારવામાં આવે તો પ્રાચીન ભારતવર્ષમાં 'ગરબો' વાસણના રૂપમાં અને એને માટેની ગેય રચનાઓ 'ગરબો' જેવી કોઈ સંજ્ઞાથી પ્રચારમાં હોય. સંસ્કૃત સાહિત્યમાં આવાં વાસણોનો કોઇ પણ ઉલ્લેખ જાણવામાં આવ્યો નથી કે એવાં સમૂહ નૃત્તો કે નૃત્યેનો પણ; જોકે નૃત્ત અને નૃત્ય એ આ ભૂમિની જૂની મૂડી છે એ વિશે મતભેદ નથી. પૃથ્વી ઉપરના વિભિન્ન દેશોમાં ગણાતી આદિવાસી પ્રજાઓ સુદ્ધાં આનંદ બતાવવા આવાં સમૂહ નૃત્તો કે નૃત્યોનો ઉપયોગ કરતી આવે છે. આનો સગડ ગુજરાતમાં કેટલો જૂનો એ શોધવા જતાં 'ગરબો' શબ્દ નરસિંહ મહેતા (સં. ૧૪૬૭ કે ૧૪૬૯ થી ૧૫૩૬–ઈ. સ. ૧૪૧૧ કે ૧૪૧૩ થી ૧૪૮૦ અંદાજે) જેટલો જૂનો હોય એવું જોવા મળે છે. વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરની એક હસ્ત પ્રત (નં. ૪૬૮૪)માં પૂર્વે નહિ છપાયેલું એક પદ મળી આવ્યું છે. જેનો પ્રથમવાર ઉલ્લેખ મારા તરફથી નરસિંહ મહેતા એક અધ્યયન (પૃ. ૨૫૯)માં કરવામાં આવેલો છે. આ હકીકતે 'પદ' નથી, પણ મેં ત્યાં એને 'ગરબી' કહી છે. (એને માટે આ સંજ્ઞા યથાર્થ છે કે નહિ એની ફેર–વિચારણા આ લેખમાં અન્યત્ર થશે જ.) આની પહેલી કડીમાં 'ગરબે રમે શ્રી ગોકુલનાથ કે સંગ ગોપી બના રે લોલ.૧' એવો ઉલ્લેખ થયેલો છે. 'ગરબા ગરબી' એ હકીકતે તો આશ્વિનનાં માતાજીની દૃષ્ટિના નવરાત્રમાં સમૂહ નૃત્તોમાં ગવાતી ચીજો છે એ વિશે આજે મતભેદ નથી, અને નરસિંહ મહેતાની આવી રચનાઓ મુખ્યત્વે નવરાત્રમાં સમૂહ નૃત્તોમાં કામ લાગે એ માટે જ, ભલે થોડી પણ, રચવામાં આવી છે એમ કહી શકાય.

આ નૃત્તપ્રકાર ગુજરાતમાં આ 'સંજ્ઞા'થી અસ્તિત્વમાં ક્યારે આવ્યો એ વિશે પણ વિચારવા જેવું ખરું. એવા વિચારમાં આ શબ્દની વ્યુત્પત્તિ સહાયક થઈ પડે. સ્વ. નરસિંહરાવ દિવેટિયાએ તો સં. ગર્ભદીપ દ્વારા 'ગરબો' નિષ્પન્ન માની લીધેલો છે અને આપણા વિદ્વાનોએ એ વ્યુત્પત્તિ માન્ય રાખી છે. આ વિશે પણ પૂર્વે મારા તરફથી વિચાર કરવામાં આવ્યો

છે અને રાસના પ્રકારનો તામિલ શબ્દ કુરવઇકૂટ્ટુ એ આવા સમૂહનૃત્તનો છે, જે ગુરવી દ્વારા 'ગરબી' શબ્દ આપી પું.માં 'ગરબો'. આપે છે. સિદ્ધરાજની માતા મયણલ્લા–મીનળદેવી કર્ણાટકથી આવેલી હતી તે આ સંજ્ઞા ગુજરાતમાં લાવી એવી સંભાવના કરવામાં આવે તો આ શબ્દ અને એનાં નૃત સાડા આઠસો વર્ષ જૂનાં હોય. હડપ્પાકાલીન પરંપરા વિશે તો અંધકાર જ પ્રવર્તે છે.

નરસિંહ મહેતા પછી તો 'ગરબુ' ('ગરબો') અને 'ગરબી' શબ્દ 'ગગનમંડળની ગાગરડી, ગુણ **ગરબી** રે' અને 'જોનિ, યે.ગમાયા **ગરબુ** રમિ' એ મથાળે શરૂ થતા સત્તરમી સદીની ૩જી પચીસીના ભાણદાસના બે ગરબામાં વપરાયા છે. પછી તો બંને શબ્દ ચલણી બની ગયા. દયારામનો '**ગરબે** ઘૂમવાને ગોરી નીસર્યાં રે લોલ' અને નરસિંહના '**ગરબે** રમે શ્રી ગોકુલનાથ' એ શબ્દોમાં 'ગરબા'ની ફરતે થતું ઘૂમવાનું અને રમવાનું તેમ ચીજ ગાવાનું અને તાલબદ્ધ પગના ઠેકા આપતાં સમૂહમાં ગોળાકારે ફરવાનું અભીષ્ટ છે જ. મારા તરફથી નરસિંહની ત્રણ રચનાઓ: ૧. 'વાહલા મારા, વૃંદાવન રે ચોક,' ૨. 'શરદનિશાએ શ્રી મહારાજ' અને ૩. 'રૂડો આવ્યો આસો માસ' એને 'ગરબી' કહેવામાં આવેલ છે, ભાણદાસના તો એકોતેરે એકોતેર 'ગરબા' છે. વલ્લભ ભટ્ટ ધોળા અને બીજા શકિત ભકતોએ માતાજીના–શિવશકિતના કરેલા 'ગરબા'જ છે. દયારામે 'ગરબા' અને 'ગરબી' એવા બેઉ શબ્દોના પોતાના હાથની પોતાની રચનાઓની કૃતિઓને મથાળે સંકેત કરેલ છે. નરસિંહ મહેતા : એક અધ્યયન (પૃ. ૨૬૧)'માં જણાવવામાં આવેલું છે કે 'ગરબો'એ શુદ્ધ નિરૂપણાત્મક અને વીસ-પચીસથી લઇ અનેક દસકાઓ સુધીની કડીઓમાં લંબાયેલો હોય છે. વલ્લભ ધોળા વગેરેના માતાના ગરબા દયારામનો 'રાસપંચાધ્યાયીનો ગરબો' વગેરે શુદ્ધ ગરબા છે. 'ગરબી'નો એકમ નાનો છે; ભાગ્યે જ વીસેક કડી સુધી પહોંચે; અને એમાં વર્ણનનું માધુર્ય હોય છે. દયારામની 'ગરબે ઘૂમવાને ગોરી નીસર્યાં રે લોલ, રાધિકા રંગીલી જેનું નામ અભિરામ, વ્રજ વાસણી રે લોલ' એ શુદ્ધ ગરબી જ છે."

આ મારો મત મને અપૂર્ણ અને પ્રમાણમાં અછડતો લાગ્યો છે. 'નિરૂપણાત્મક એ ગરબા અને ઊર્મિથી ઉછાળા લેતી રચના તે ગરબી, બંને સમૂહનૃત્તમાં અભિનયક્ષમતાવાળી' એવી પણ વિચારણા મારા તરફથી થઈ છે, એ પણ મને સંપૂર્ણ સંતોષ આપતી નથી. 'દયારામ–રસધારા'ના

સંપાદનમાં દયારામના પોતાના હાથની હસ્તપ્રતોમાં સંખ્યાબંધ રચનાઓ મળે છે અને એવી રચનાઓને મથાળે 'પદ' 'ગરબો' 'ગરબી' એવી સંજ્ઞાઓ સુલભ છે. સ્વ. શ્રી શંકરપ્રસાદ રાવળે પણ પ્રો. જીવનલાલ છ. જોશી પાસેથી પ્રામાણિક માહિતી મેળવીને, 'દયારામ-રસસુધા'ની પ્રસ્તાવના-ની પૂર્વે 'અનુક્રમ (૨)' મથાળે ૨૨૮ રચનાઓ 'રાસ, ગરબી અને ગરબાનાં ગીતોની ઢાળવાર પ્રથમ પંક્તિ' શીર્ષકથી આપી છે, જેમાં તે તે પંક્તિ આપીને એની નીચે પદ-ગરબી-ગરબા જે કાંઈ એ હોય તે, એનો રાગ, તાલ, ઢાળ પણ આપેલ છે. પ્રો. જીવણલાલ છ. જોશીએ મને 'દયારામ-રસધારા'માં છાપવા માટે મોકલી આપેલી નકલમાં તે તે રચનાને મથાળે એ જે કાંઈ છે તે લખ્યું જ છે. 'દયારામ-રસધારા'ની પ્રસિદ્ધ થયેલી ચાર ધારાઓ અને છપાતી જતી ૫મી-૬ઠ્ઠી ધારાઓમાં એ રીતે છપાયું પણ છે. જેઓને મેં 'ગરબી' માનેલી તેવી સંખ્યાબંધ રચનાઓ 'ગરબા' તરીકે નોંધાયેલી છે. આવી 'ગરબા' અને 'ગરબી' તરીકે નોંધાયેલી રચનાઓનું પાર્થક્ય જોતાં થોડો અભિપ્રાય સુધારવો પડે એમ છે. 'ગરબે ઘૂમવાને ગોરી નીસર્યાં' એને દયારામ 'ગરબો' કહે છે, અને તેથી નરસિંહ મહેતાની ત્રણે 'ગરબી' નહિ પણ 'ગરબા' છે; ભાણદાસનો પણ 'ગગન મંડળની ગાગરડી' એ 'ગરબો' જ છે.

અહીં 'પદ' 'ગરબો' 'ગરબી' એ ત્રણેના નમૂના ખુદ દયારામે નોંધ્યા પ્રમાણેના પ્રથમ જોઈ જઈએ.

### ભક્તિ : પદ : રાગ ભૈરવ

'કર, ચિત ! ચિંતન કોઈ પ્રકારે, સદાનંદ શ્રીકૃષ્ણ તણું;
પરમાનંદ વસે ઉર, અંતર ન રહે પાપ-સંતાપ અણુ. ટેક.

સુંદર બાળક રૂપ રસીલું, ચરણ-લગરી વાગે રે,
ઠણઠણતો યશોદા-પાલવ ગ્રહી હઠ કરી માખણ માગે રે. કર૦ ૧

નાકે મોતી લટક લટૂરી સુંદર મુખ પર ઝૂમે રે;
હૈયે હેત વધ્યું જોઈ જસોમતી શ્રીમુખ લેઇ લેઈ ચૂમે રે. કર૦ ૨

કે શ્રીગોપીજનના ઘરમાં જે મનગમતું સુખ મહાલે રે,
કોઈ સમે ચોરી મહીં નાસે, કદા ગોપિકા ઝાલે રે. કર૦ ૩

કે કયહું ગુંજ કરે કામિની–શું, કુષ્ટ દષ્ટ વંચાવે રે,
કે વાંસલડી વાતો વિઠ્ઠલ, ગૌચારી ઘેર આવે રે. કર૦ ૪

કે વૃંદાવન રાસમંડળમાં નાચે જુગલકિશોર રે,
ઈત્યાદિક લીલા ધર ધ્યાને, **દયા** ! તું દિન–નિશ ભોર રે. કર૦ ૫

( દયારામના હ. લિ. નં. ૨, પૃ. ૧૩માંથી )

**પદ : રાગ બેહાગ**

'ઘણાં ઘેહેલાં કાહાડે છે ગિરિધારી રે.
સખિ ! એહેને શું કહિયે ?
એણે વિવેક તો મેહેલ્યો છે વિસારી રે;
સખિ ! એહેને શું કહિયે ? (ટેક)

અલવીતો અકલ્યાગરો મોહન,
વાત ના માને કાંઈ વારી રે;
રાજકુંવર વળી લાડકવાયો,
માટે હું કહું છું વિચારી રે. સખિ૦ ૧

પનઘટે પાસે આવી મને કહે : સખિ !
તાહારું તો બેડલું છે ઘણું ભારી રે;
રે હે, ચતુરા ! તુંને દેઉં ચઢાવી,
તું છે અતિ સુકુમારી રે. સખિ૦ ૨

મારગે જાય કાંઈ નખરું કરતો,
વાણી કેહે વિના વિચારી રે;
એહેને તો એ ટેવ પડી,
પણ માને ના લોક દુરાચારી રે. સખિ૦ ૩

પીતાંબરે માહારો લોહે પરસેવો,
જોતાં સરવ વ્રજનારી રે;
નાડય આણી મુંને તો નટવરિયે,
લાજ ખોઈ સહુ માહારી રે. સખિ૦ ૪

સંપાદનમાં દયારામના પોતાના હાથની હસ્તપ્રતોમાં સંખ્યાબંધ રચનાઓ મળે છે અને એવી રચનાઓને મથાળે 'પદ' 'ગરબો' 'ગરબી' એવી સંજ્ઞાઓ સુલભ છે. સ્વ. શ્રી શંકરપ્રસાદ રાવળે પણ પ્રો. જીવનલાલ છ. જોશી પાસેથી પ્રામાણિક માહિતી મેળવીને, 'દયારામ-રસસુધા'ની પ્રસ્તાવના-ની પૂર્વે 'અનુક્રમ (૨)' મથાળે ૨૨૮ રચનાઓ 'રાસ, ગરબી અને ગરબાનાં ગીતોની ઢાળવાર પ્રથમ પંક્તિ' શીર્ષકથી આપી છે, જેમાં તે તે પંક્તિ આપીને એની નીચે પદ-ગરબી-ગરબા જે કાંઈ એ હોય તે, એનો રાગ, તાલ, ઢાળ પણ આપેલ છે. પ્રો. જીવણલાલ છ. જોશીએ મને 'દયારામ-રસધારા'માં છાપવા માટે મોકલી આપેલી નકલમાં તે તે રચનાને મથાળે એ જે કાંઈ છે તે લખ્યું જ છે. 'દયારામ-રસધારા' ની પ્રસિદ્ધ થયેલી ચાર ધારાઓ અને છપાતી જતી ૫ મી-૬ઠ્ઠી ધારાઓમાં એ રીતે છપાયું પણ છે. જેઓને મેં 'ગરબી' માનેલી તેની સંખ્યાબંધ રચનાઓ 'ગરબા' તરીકે નોંધાયેલી છે. આની 'ગરબા' અને 'ગરબી' તરીકે નોંધાયેલી રચનાઓનું પાર્થક્ય જોતાં થોડો અભિપ્રાય સુધારવો પડે એમ છે. 'ગરબે ઘૂમવાને ગોરી નીસર્યાં' એને દયારામ 'ગરબો' કહે છે, અને તેથી નરસિંહ મહેતાની ત્રણે 'ગરબી' નહિ પણ 'ગરબા' છે; ભાણદાસનો પણ 'ગગન મંડળની ગાગરડી' એ 'ગરબો' જ છે.

અહીં 'પદ' 'ગરબો' 'ગરબી' એ ત્રણેના નમૂના ખુદ દયારામે નોંધ્યા પ્રમાણેના પ્રથમ જોઈ જઈએ.

### ભક્તિ : પદ : રાગ ભૈરવ

'કર, ચિત ! ચિંતન કોઈ પ્રકારે, સદાનંદ શ્રીકૃષ્ણ તણું;
પરમાનંદ વસે ઉર, અંતર ન રહે પાપ-સંતાપ અણુ. ટેક.

સુંદર બાળક રૂપ રસીલું, ચરણ-લગરી વાગે રે,
ઠણુંઠણુતો યશોદા-પાલવ ગ્રહી હઠ કરી માખણ માગે રે. કર૦ ૧

નાકે મોતી લટક લટૂરી સુંદર મુખ પર ઝૂમે રે;
હૈયે હેત વધ્યું જોઈ જસોમતી શ્રીમુખ લેઈ લેઈ ચૂમે રે. કર૦ ૨

કે શ્રીગોપીજનના ઘરમાં જે મનગમતું સુખ મહાલે રે,
કોઈ સમે ચોરી મહીં નાસે, કદા ગોપિકા ઝાલે રે. કર૦ ૩

કે કયહું ગુંજ કરે કામિની–શું, કુષ્ટ દ્દષ્ટ વંચાવે રે,
કે વાંસલડી વાતો વિઠ્ઠલ, ગૌચારી ઘેર આવે રે. કર૦ ૪

કે વૃંદાવન રાસમંડળમાં નાચે જુગલકિશોર રે,
ઈત્યાદિક લીલા ધર ધ્યાને, દયા ! તું દિન–નિશ ભોર રે. કર૦ ૫

(દયારામના હ. લિ. નં. ૨, પૃ. ૧૩માંથી)

## પદ : રાગ બેહાગ

'ઘણાં ઘેહેલાં કાહાડે છે ગિરિધારી રે.
સખિ ! એહેને શું કહિયે ?
એણે વિવેક તો મેહેલ્યો છે વિસારી રે;
સખિ ! એહેને શું કહિયે ? (ટેક)

અલવીતો અકલ્યાગરો મોહન,
વાત ના માને કાંઈ વારી રે;
રાજકુંવર વળી લાડકવાયો,
માટે હું કહું છું વિચારી રે. સખિ૦ ૧

પનઘટે પાસે આવી મને કહે : સખિ !
તાહારું તો બેડલું છે ઘણું ભારી રે;
રે હે, ચતુરા ! તુંને દેઉં ચઢાવી,
તું છે અતિ સુકુમારી રે. સખિ૦ ૨

મારગે જાય કાંઈ નખરું કરતો,
વાણી કેહે વિના વિચારી રે;
એહેને તો એ ટેવ પડી,
પણ માને ના લોક દુરાચારી રે. સખિ૦ ૩

પીતાંબરે માહારો લોહે પરસેવો,
જોતાં સરવ વ્રજનારી રે;
નાડચ આણી મુને તો નટવરિયે,
લાજ ખોઈ સહુ માહારી રે. સખિ૦ ૪

મોહ પામ્યાની પેઠે રેહે મુને,
કહેતો જાય : 'માહારી બલિહારી રે;'
પોતાની માળા માહારે કંઠે આરોપે,
કહેતો જાયઃ 'તું છે મુને પ્યારી રે.' સખિ૦ ૫

માનતો નથી ત્યારે શું કરું, સજની ?
હું તો હવાં રહી હારી રે;
દયાનો પ્રીતમ માહારે માથે મઢયો,
લોક કેટલાંક તો કેહે છે, મુખે મારી રે. સખિ૦ ૬

( એ જ પ્રત, પૃ. ૭ )

નિરૂપણાત્મક, શિક્ષા-ઉપદેશાત્મક વગેરે પ્રકારનાં દયારામનાં સેંકડો પદ છે. અહીં ઉતારેલાંમાંનું પહેલું પદ એ કોટિનું છે, જ્યારે બીજું પદ વિશિષ્ટ કોટિનું છે. પાત્ર પોતે જ પોતા વિશે કહેતું હોય તેવા પ્રકારનું આ પદ 'ઊર્મિ'ની કોટિમાં આવી રહે છે અને 'આત્મલક્ષી' પ્રકારમાં સમાવેશ પામે છે. આવાં દયારામના પોતાના હસ્તાક્ષરમાં, મથાળે 'પદ' શબ્દ આપ્યો હોય તેવાં સંખ્યાબંધ પદ અપ્રસિધ્ધ તેમ અગાઉ પ્રસિધ્ધ થયેલાં પણ મળે છે. 'પદ' એ માટે છે કે એ સમૂહનૃત્તમાં ઘૂમરા લેતાં ગાઈ શકાય તેવું અભિનય મૂલક નથી હોતું. 'રાગ'ના વિષયમાં તો 'પદ' 'ગરબા' 'ગરબી' કોઈ પણ હોય, એ તેને રાગમાં ગાઈ શકાય, પણ તાલની દૃષ્ટિએ વિચારતાં 'પદો' અનેક તાલમાં ગાઇ શકાય, પણ 'ગરબા'-'ગરબી' માટે ચોક્કસ તાલ હોઇ શકે, અને એ મુખ્યત્વે 'હીંચ' નો કે શાસ્ત્રીય પરિભાષામાં 'દાદરો' 'ત્રિતાલ' પણ સરળતાથી આવી શકે એવું અનુભવાય છે. આપણે એના નમુના જોઇયે, એનાથી એ સમઝાશે.

નિરૂપણાત્મક ગરબા તો દયારામના થોકબંધ છે; એને તેથી અહીં ઉતારતો નથી. આ નીચેનો 'વિપ્રલંભ શૃંગાર'નો ગરબો ઠીક થઇ પડશે.

ગરબો

'મુને ઘેહેલી કીધી છે એ ગોવાલિડે જો;
નંદલાલ સાથે લાગ્યું છે લગન. મુને૦ (ટેક)

એહેની કટાક્ષે કોરયું છે માહારું કાળજું જો;
કામણગાળાં રસિક રતનાળાં લોચંન. મુને૦ ૨

કોટી કંદ્રપ લાવણ્ય છબિ છેલડી જો;
કોટી ' શરદ–શશી ' લાજે જોઇ વદન. મુને૦ ૩

વશીકરણ વિદ્યા–ભરી એહેની વાંસળી જો;
મંદ હાસ્ય, મધુર વચન, ચોરે મંન. મુને૦ ૪

એહેનું સરવ સારું લાગે, શું વખોડિયે જો;
પરમ આનંદ રસમય છે તરુણ તંન. મુને૦ ૫

માહારી સરવ સહિયર કેહેતી. હું નવ માનતી જો;
આ તો મોહનીસ્વરૂપ છે મોહન. મુને૦ ૬

એ માટે દુખ સરવ સહિયે, તે ખટકે નહીં જો;
વાંકી દષ્ટે ઝાંખે ક્ષણ જો જુગ જીવંન. મુને૦ ૭

તાલાવેલી લાગી, ફટકારી સરખી ફરુ જો;
ના'વે નિદ્રા, ભાણે ભાવે નહીં ભોજંન. મુને૦ ૮

મુને ગિરધારી પાખે કયો ગોઠતું નથી જો;
કાંહાંને દાખું માહારા અંતરની અગંન. મુને૦ ૯

તુંને પાય લાગુ ને પાલવ પાથરું જો;
મુને મેળવ દાસ દયાનું જીવંન. મુને૦ ૧૦ '

( એ જ પ્રત, પૃ. ૬ )

૧૦ કડીનો આ ગરબો પણ પેલા પદની જેમ ' આત્મલક્ષી ' પ્રકારમાં આવી રહે છે. એટલે એવી વ્યાખ્યા બાંધિયે કે ' લાંબી નિરૂપણાત્મક અભિનયક્ષમ રચના તે ' ગરબો ' તો એ વ્યાખ્યા ગ્રાહ્ય નહિ રહે. તાલની દષ્ટિએ તો એ ' હીંચ ' માં જ ગાઇ શકાય એમ છે એટલે એ ' ગરબો ' તો છે જ. નાના હોય કે મોટા હોય, બધા જ ગરબા હીંચ–દાદરા–ત્રિતાલમાં હાથની તાળી અને પગના ઠેકાથી વર્તુળાકારે ઘૂમતાં ગાઈ શકાય જ છે વિશેષમાં એ નિરૂપણાત્મક – પરલક્ષી પણ હોઈ

'દયારામ–રસધારા'ના છપાઈ પ્રસિદ્ધ થયેલા ૩જા-૪થા ગ્રંથો અને નજીકમાં પ્રસિદ્ધ થનારા પમા ગ્રંથમાં (૬ઠ્ઠામાં એક નથી) પ્રસિદ્ધ તેમજ અપ્રસિદ્ધ 'ગરબી'ઓ છપાઈ છે. 'દયારામ–રસધારા'– ગ્રંથ ૨જામાં ('હું શું રે જાણું વાહાલે મુજમાં શું દીઠું 'એ રાગ રામકલીના શૃંગારરસના પદ તરીકે છપાયેલ છે, જે 'દયારામ–રસસુધા'માં ગરબી તરીકે (પૃ. ૨૦) છપાયેલ છે. 'દયારામ–રસધારા'–ગ્રંથ ૩જામાં નીચેની ગરબીઓ છે:

માને તમારું, તે તો ઘેલડી, છબીલા. ૯૦

પ્રીતડીની રીત અતિ અટપટી, ઉદ્ધવજી ! ૯૧

જોની સલૂણા શ્યામની, તું સખિ ! શોભા. ૯૩

માહારે આજે થકી શ્યામ રંગ સમીપે ન જાવું. ૯૪

ઘણી ગજવી રે, ગિરધારી, ઘર મારયું આંખ તમારી. ૧૦૪

રોકયો પનઘટ રસિયા રાજ, પાણીડાં કયમ ભરિયે ? ૧૦૭

વૃંદાવનમાં રે, બંસીબટને ચોક. ૧૦૯

દયારામની પોતાના હાથની નકલમાં આ 'ગરબી' તરીકે મથાળે નોંધાયેલી છે. આમાંની 'જોની સલૂણા શ્યામની 'એ 'શોભા સલૂણા શ્યામની' તરીકે દ. રસસુધામાં (પૃ. ૧૯) અને 'માહારે આજે થકી શ્યામ રંગ' એ 'શ્યામ રંગ સમીપે ન જાવુ' તરીકે (પૃ. ૧૮) નોંધાયેલ છે, પણ 'પદ'–'ગરબા'–'ગરબી' એવો કોઈ નિર્દેશ કરવામાં આવ્યો નથી (અનુક્રમ, પૃ. ૮).

'દયારામ-રસધારા'–ગ્રંથ ૪માં નીચેની છે:

શ્રીકૃષ્ણ સરવનું સાર છે, માને તો મન ! પૃ. ૯૯

ધન્ય જેણે હરિ–ગુણ ગાયા સંસારમાં. ૧૦૦

રૂપાળા (રાય) શ્રી રણછોડ છે, જી હો રાજ ! ૧૧૬

શ્રીનાથજીનું વદનકમળ જોયું જેણે એકો વાર. ૧૧૭

રાધા માધવ મનમાં વસ્યાંજી જેહેને. ૧૧૮

નિશ્ચે સરવનું સિદ્ધાંત સતસંગ છે જી. ૧૧૮

પદ તે ધન્ય જેહેને ભક્તિ મળી રે. ૧૧૯

આ ગરબીઓ પણ દયારામના હસ્તાક્ષરના ગુટકામાંની છે. નં.૨ નામાં.

'દયારામ-રસધારા'—ગ્રંથ ૫ માં :

ઊભા રહો, અલબેલા ! ક્ષણુ સંજોગ. પૃ. ૧૦૩

ઉપરની જ પ્રતની છે.

'દયારામ-રસધારા ગ્રંથ ૪થા 'માંની ગરબીઓ અભિનયાત્મક નથી, અને એ સામાન્ય ભક્તિસ્વરૂપની કે ઉપદેશ કોટિની છે. એને દયારામ 'ગરબી' કહે છે એ આશ્ચર્ય લાગે છે. બાકીની ઉપર બતાવેલી ગરબીઓ ચિત્તની સંવેદનાની ઉચ્ચ માત્રા બતાવનારી પાંચથી દસ કડીઓની અભિનયક્ષમ સમૂહ-નૃત્ત તરીકે ગાવાની રચનાઓ છે. શબ્દોની સુકુમારતા કાનને વળગી રહે છે. એના ઉત્તમોત્તમ નમૂના તે 'જોની સલૂણા શ્યામની, તું સખિ ! શોભા' અને 'માહારે આજ થકી શ્યામ રંગ સમીપે ન જાવું' એ બે ગરબી છે.

આમ દયારામની ગરબીઓનું એક ભેદક લક્ષણ ગણવું હોય તો ઉચ્ચ પ્રકારની સંવેદનાપૂર્વકની સુમધુર શબ્દાવલી જાળવતી, અભિનયક્ષમ સમૂહ-નૃત્તાત્મક સુકોમળ રચના, જેની ગાયિકાઓ માત્ર સ્ત્રીઓ જ હોય, એ તારવી શકાય. હજી વધુ ઊંડે ઊતરવાની જરૂર ઊભી જ છે.



# વિશ્વનું સૌથી પહેલું જ્યોતિ–વિદ્યાપીઠ ગુજરાતમાં હતું

ડો. હિ. મ. જાની

## આમુખ

સને ૧૯૭૦ માં અમદાવાદ વેધશાળામાં જોડાયા બાદ વેદાંગ જ્યોતિષની પાઠશુદ્ધિ અને અર્થઘટનનું કામ મને સોંપવામાં આવ્યું. વેદાંગ જ્યોતિષની પાઠશુદ્ધિ અને અર્થઘટન માટે વેબરથી લઈ થિબો પર્યંતના પાશ્ચાત્ય વિદ્વાનોએ અને લોકમાન્ય ટિળક તેમજ શંકરબાલકૃષ્ણ દીક્ષિત, મ. મ. પંડિત, સુધાકર દ્વિવેદી તેમજ બીજા ખ્યાતનામ ભારતીય વિદ્વાનોએ કરેલા પ્રયત્નો છતાં તેનું વાસ્તવિક અર્થઘટન થયું નથી એટલે તેને માટે મદદરૂપ થઈ પડે તેવા કોઈ પ્રાચીન ગ્રંથની જરૂરિયાત છે તેમ મને લાગવાથી, વર્તમાનમાં જેને માટે વિશ્વમાં ૩ થી ૪ હસ્તપત્રો છે એવું વિદ્વાનોમાં મનાય છે, તે વૃદ્ધ ગર્ગ સંહિતા તરફ લક્ષ ખેંચાયું, તેથી વૃદ્ધગર્ગ સંહિતાની હસ્તપ્રતો પ્રાપ્ત કરવા પ્રયત્ન શરૂ કર્યો અને તેની હસ્તપ્રત મળતાં ઋગ્જ્યોતિષ, યાજુષ જ્યોતિષ, અથર્વવેદ જ્યોતિષની પાઠશુદ્ધિ અને સંપૂર્ણ અર્થઘટન કરવામાં આવ્યું.

તદુપરાંત વેદ અને વેદકાલીન તિથિપત્ર ( પંચાંગ ) કયા સ્વરૂપમાં હતું ? તેની રચના કયા ગ્રંથના આધારે થતી હતી અને સમાજમાં તેનો ઉપયોગ શા માટે થતો હતો તે બધાના ઉત્તરો મેળવવામાં મહર્ષિ ગર્ગની વૃદ્ધ ગર્ગ સંહિતા તેમજ લઘુ વૃધ્ધ ગર્ગ સંહિતા ઘણી મદદરૂપ થઈ પડી. પરિણામે વેદાંગ જ્યોતિષનું તિથિપત્ર અને વિષ્કંભાદિયોગોની પ્રાચીનતા નામનો બૃહદ લેખ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયના પંચાગમાં ( ૧૯૭૬ ) છાપવામાં આવ્યો અને સને ( ૧૯૭૭ ) અમદાવાદ વેધશાળા તરફથી ખોલાયેલી અખિલ ભારતીય પંચાગ પરિષદમાં સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રગટ કરવામાં આવેલી તેની પુસ્તિકા અને વેધશાળા તરફથી પ્રગટ કરવામાં આવેલ પૂર્તિ વિદ્વાનોમાં વહેંચવામાં આવી. તે પુસ્તિકા ભારતીય વિદ્વાનોને પ્રિય થઇ પડી. પરિણામે વૃધ્ધ ગર્ગ સંહિતાનું શુધ્ધ સંસ્કરણ પ્રગટ કરવાનું વેધશાળાને સૂચન થતાં તે કામ મારા તત્ત્વાવધાનમાં શરૂ કરવામાં આવ્યું છે.

# મહર્ષિ વૃદ્ધ ગર્ગ

મહર્ષિ વૃધ્ધ ગર્ગ પ્રસિધ્ધ મહાભારતના યુધ્ધની પહેલાં સો એક વર્ષ જેટલા સમયમાં થઈ ગયા છે. તેમણે તેમની વૃધ્ધ ગર્ગ સંહિતા નામની સંહિતા કે જે તેમાં આપેલાં મહાસલિલાધ્યાય નામના અધ્યાયનાં કારણે ભારતીય ખગોળશાસ્ત્ર તથા ફલિત જ્યોતિષશાસ્ત્રમાં, યુગ પુરાણ નામના અધ્યાયનાં કારણે ભારતીય કાલગણના માટે ઈતિહાસવિદ્દોમાં અને બાકીના અધ્યાયો માટે આ સંહિતા જ્યોતિષમાં અને સાહિત્યમાં ઘણું મહત્ત્વનું સ્થાન ધરાવે છે. તેની રચના હિમાલયના કોઈ રમ્ય શિખર પર થઈ હતી તેમ ગ્રંથકારના પોતાના શબ્દોથી જાણવા મળે છે.

આ સંહિતામાં ગ્રંથકારે પોતે જ્યોતિષશાસ્ત્રનાં વિવિધ અંગોનું (વિષયોનું) જ્ઞાન શિવજીને પ્રસન્ન કરીને મેળવ્યું હતું. અને ઋષિઓને તે જ્ઞાન આપવામાં આવ્યું હતું એમ પોતે જણાવ્યું છે.

આ બે હકીકતોને લઈ પ્રશ્ન ઉદ્‌ભવ્યો કે મહર્ષિ વૃધ્ધ ગર્ગે કયા સ્થળ પર બેસી તપ કરી શિવજીને પ્રસન્ન કર્યા હતા. અને ચોસઠ અંગોવાળા જ્યોતિષશાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું ? એ એક, અને બીજો પ્રશ્ન તેમણે જુદા જુદા ઋષિઓને જ્ઞાન આપવા માટે કયા સ્થળમાં બેસી આ શાસ્ત્રનું અધ્યાપન કાર્ય કર્યું હતું. તે સ્થળ અને બીજા શબ્દોમાં કહીએ તો મહર્ષિ વૃદ્ધગર્ગનું અધ્યયન સ્થળ અને અધ્યાપન સ્થળ એટલે વિદ્યાપીઠ કયાં હતાં તે પ્રશ્ન ઉભો થયો.

અનુસંધાન કરતાં જણાયું કે મહાભારતના યુધ્ધની વાતથી ખિન્ન બનેલા શ્રી બલભદ્રજીએ પોતે યુધ્ધમાં ભાગ નહી લે તેવો આત્મનિર્ણય જાહેર કરી સમય નિર્યાપન માટે તીર્થયાત્રા કરવાનું નક્કી કર્યું. મહાભારતનાં શલ્યપર્વના પેટા વિભાગ તરીકે આવેલા ગદાપર્વમાં (૧) આ હકીકત દર્શાવી છે.

બલભદ્રજીની તીર્થયાત્રાનું વર્ણન એ ભારતીય ભૂગોળની તે સમયની

# વિશ્વનું સૌથી પહેલું જ્યોતિ-વિદ્યાપીઠ ગુજરાતમાં હતું

ડૉ. હિ. મ. જાની

## આમુખ

સને ૧૯૭૦ માં અમદાવાદ વેધશાળામાં જોડાયા બાદ વેદાંગ જ્યોતિષની પાઠશુદ્ધિ અને અર્થઘટનનું કામ મને સોંપવામાં આવ્યું. વેદાંગ જ્યોતિષની પાઠશુદ્ધિ અને અર્થઘટન માટે વેબરથી લઈ થિબો પર્યંતના પાશ્ચાત્ય વિદ્વાનોએ અને લોકમાન્ય ટિળક તેમજ શંકરબાલકૃષ્ણ દીક્ષિત, મ. મ. પંડિત, સુધાકર દ્વિવેદી તેમજ બીજા ખ્યાતનામ ભારતીય વિદ્વાનોએ કરેલા પ્રયત્નો છતાં તેનું વાસ્તવિક અર્થઘટન થયું નથી એટલે તેને માટે મદદરૂપ થઈ પડે તેવા કોઈ પ્રાચીન ગ્રંથની જરૂરિયાત છે તેમ મને લાગવાથી, વર્તમાનમાં જેને માટે વિશ્વમાં ૩ થી ૪ હસ્તપત્રો છે એવું વિદ્વાનોમાં મનાય છે, તે વૃદ્ધ ગર્ગ સંહિતા તરફ લક્ષ ખેંચાયું, તેથી વૃદ્ધગર્ગ સંહિતાની હસ્તપ્રતો પ્રાપ્ત કરવા પ્રયત્ન શરૂ કર્યો અને તેની હસ્તપ્રત મળતાં ઋગ્જ્યોતિષ, યાજુષ જ્યોતિષ, અથર્વવેદ જ્યોતિષની પાઠશુદ્ધિ અને સંપૂર્ણ અર્થઘટન કરવામાં આવ્યું.

તદુપરાંત વેદ અને વેદકાલીન તિથિપત્ર (પંચાંગ) કયા સ્વરૂપમાં હતું? તેની રચના કયા ગ્રંથના આધારે થતી હતી અને સમાજમાં તેનો ઉપયોગ શા માટે થતો હતો તે બધાના ઉત્તરો મેળવવામાં મહર્ષિ ગર્ગની વૃદ્ધ ગર્ગ સંહિતા તેમજ લઘુ વૃધ્ધ ગર્ગ સંહિતા ઘણી મદદરૂપ થઈ પડી. પરિણામે વેદાંગ જ્યોતિષનું તિથિપત્ર અને વિષ્કંભાદિયોગોની પ્રાચીનતા નામનો બૃહદ લેખ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયના પંચાગમાં (૧૯૭૬) છાપવામાં આવ્યો અને સને (૧૯૭૭) અમદાવાદ વેધશાળા તરફથી બોલાયેલી અખિલ ભારતીય પંચાગ પરિષદમાં સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રગટ કરવામાં આવેલી તેની પુસ્તિકા અને વેધશાળા તરફથી પ્રગટ કરવામાં આવેલ પૂર્તિ વિદ્વાનોમાં વહેંચવામાં આવી. તે પુસ્તિકા ભારતીય વિદ્વાનોને પ્રિય થઇ પડી. પરિણામે વૃધ્ધ ગર્ગ સંહિતાનું શુધ્ધ સંસ્કરણ પ્રગટ કરવાનું વેધશાળાને સૂચન થતાં તે કામ મારા તત્ત્વાવધાનમાં શરૂ કરવામાં આવ્યું છે.

# મહર્ષિ વૃદ્ધ ગર્ગ

મહર્ષિ વૃધ્ધ ગર્ગ પ્રસિધ્ધ મહાભારતના યુધ્ધની પહેલાં સો એક વર્ષ જેટલા સમયમાં થઈ ગયા છે. તેમણે તેમની વૃધ્ધ ગર્ગ સંહિતા નામની સંહિતા કે જે તેમાં આપેલાં મહાસલિલાધ્યાય નામના અધ્યાયનાં કારણે ભારતીય ખગોળશાસ્ત્ર તથા ફૂલિત જ્યોતિષશાસ્ત્રમાં, યુગ પુરાણ નામના અધ્યાયનાં કારણે ભારતીય કાલગણના માટે ઈતિહાસવિદ્દોમાં અને બાકીના અધ્યાયો માટે આ સંહિતા જ્યોતિષમાં અને સાહિત્યમાં ઘણું મહત્ત્વનું સ્થાન ધરાવે છે. તેની રચના હિમાલયના કોઈ રમ્ય શિખર પર થઈ હતી તેમ ગ્રંથકારના પોતાના શબ્દોથી જાણવા મળે છે.

આ સંહિતામાં ગ્રંથકારે પોતે જ્યોતિષશાસ્ત્રનાં વિવિધ અંગોનું (વિષયોનું) જ્ઞાન શિવજીને પ્રસન્ન કરીને મેળવ્યું હતું. અને ઋષિઓને તે જ્ઞાન આપવામાં આવ્યું હતું એમ પોતે જણાવ્યું છે.

આ બે હકીકતોને લઈ પ્રશ્ન ઉદ્દ્ભવ્યો કે મહર્ષિ વૃધ્ધ ગર્ગે કયા સ્થળ પર બેસી તપ કરી શિવજીને પ્રસન્ન કર્યા હતા. અને ચોસઠ અંગોવાળા જ્યોતિષશાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું ? એ એક, અને બીજો પ્રશ્ન તેમણે જુદા જુદા ઋષિઓને જ્ઞાન આપવા માટે કયા સ્થળમાં બેસી આ શાસ્ત્રનું અધ્યાપન કાર્ય કર્યું હતું. તે સ્થળ અને બીજા શબ્દોમાં કહીએ તો મહર્ષિ વૃદ્ધગર્ગનું અધ્યયન સ્થળ અને અધ્યાપન સ્થળ એટલે વિદ્યાપીઠ કયાં હતાં તે પ્રશ્ન ઉભો થયો.

અનુસંધાન કરતાં જણાયું કે મહાભારતના યુધ્ધની વાતથી ખિન્ન બનેલા શ્રી બલભદ્રજીએ પોતે યુધ્ધમાં ભાગ નહી લે તેવો આત્મનિર્ણય જાહેર કરી સમય નિર્યાપન માટે તીર્થયાત્રા કરવાનું નક્કી કર્યું. મહાભારતનાં શલ્યપર્વના પેટા વિભાગ તરીકે આવેલા ગદાપર્વમાં (૧) આ હકીકત દર્શાવી છે.

બલભદ્રજીની તીર્થયાત્રાનું વર્ણન એ ભારતીય ભૂગોળની તે સમયની

સ્થિતિ દર્શાવનારી મહત્ત્વની બાબત છે. તેમાં ઉપરનાં મહર્ષિ ગર્ગના વિદ્યાપીઠ સંબંધી હકીકત આપવામાં આવી છે.

બલભદ્રજીની તીર્થયાત્રા પ્રભાસથી આરંભાઈ હતી. અને તેઓ ત્યાંથી સીધા પૂર્વ દિશા તરફ નીકળી ત્રિતભર્ગ (હાલનાં તળાજા) માં આવી ત્યાંથી ગંધર્વતીર્થમાં ગયા હતા. (૨)અ – ગંધર્વતીર્થથી નીકળી તેઓ "ગર્ગસ્રોત" નામના તીર્થમાં ગયા હતા. આ ગર્ગસ્રોત માટે મહાભારતકાર લખે છે કે આ ગર્ગસ્રોત તીર્થમાં બેસી તપ કરી મહર્ષિ વૃધ્ધગર્ગે ચોસઠઅંગવાળા જ્યોતિષશાસ્રનું જ્ઞાન શિવજી પાસેથી વરદદાનરૂપે મેળવ્યું હતું. અને અહીં તેમણે અનેક ઋષિઓને જ્યોતિષશાસ્રનું જ્ઞાન આપ્યું હતું. આ વિદ્યાંપીઠને ઘણા રાજામહારાજાઓ વગેરે દાન આપતા હતા અને અનેક સ્થળોથી ઋષિઓ જ્યોતિષશાસ્રનું જ્ઞાન મેળવવા ત્યાં આવતા હતા તેમજ મહર્ષિની સેવા કરી તેમની પાસેથી જ્યોતિષ શાસ્રનું જ્ઞાન મેળવતા હતા.

અહીં બલભદ્રે પણ દાન આપ્યું અને ત્યાં વિદ્યાભ્યાસ માટે રહેલાં વિપ્રોને (બ્રાહ્મણો–વિદ્યાર્થીઓને) ભોજન આપી સંતુષ્ટ કર્યા હતા.

(૩) અહીંથી નીકળી તેઓ શંખતીર્થમાં ગયા હતા. અને તેથી આગળ વધી બીજા તીર્થમાં જતાં નૈમિષારણ્યમાં ગયા હતા.

મહાભારતકારે બલભદ્રજીની યાત્રામાં આવતાં તીર્થોનો અનુક્રમ નીચે પ્રમાણે આપ્યો છે. જેમકે,

૧. પ્રભાસતીર્થ ૨. ત્રિતતીર્થ ૩. ગંધર્વતીર્થ ૪. ગર્ગસ્રોતતીર્થ ૫. શંખતીર્થ ૬. તાલધ્વજ તીર્થ ૭. દ્વૈતવન ૮. નાગધન્વતીર્થ (વાસુકી નાગનું સ્થાન) સુધી તેઓ સરસ્વતીના ડાબા કિનારે કિનારે ગયા છે. નાગધન્વન તીર્થથી તેઓ સરસ્વતીનો કાંઠો છોડી પૂર્વ દિશા તરફ નૈમિષારણ્યમાં ગયા. ત્યાંથી પાછા વળી તેઓ કુંજતીર્થ, સપ્તસારસ્વત તીર્થ, પુષ્કર મંકણુતીર્થ, ઔશનસતીર્થ અને સબંગુના આશ્રમે ગયા. ત્યાંથી નીકળી પૃથૂદક, બકાશ્રમ (દાલ્ભ્ય ઋષિનો આશ્રમ), યાપાતતીર્થ, વશિષ્ઠાપવાહતીર્થ અરૂણા સરસ્વતી સંગમ તીર્થ, સોમતીર્થ, બાદરાયાચન તીર્થ, ઇન્દ્રતીર્થ, રામતીર્થ, યમુનાતીર્થ, આદિત્યતીર્થ, સારસ્વતમુનિતીર્થ, સમનીપંચક તીર્થ, લક્ષ પુસ્તાવાલ તીર્થ, કારયવન તીર્થ, મેતાવરૂણાકામ [illegible] પછી કુરૂક્ષેત્રમાં ગયા.

અહીં તેઓ ભીમ દૂર્યોધનના ગદાયુદ્ધનું પરિણામ જોઇ ઘણા ખિન્ન થયા. અને ત્યાંથી તેઓ ભારતનાં પૂર્વભાગમાં અને દક્ષિણભાગમાં જવા નીકળી ગયા. અહીં તે બધા તીર્થોનો ઉલ્લેખ અનાવશ્યક હોવાથી છોડી દેવામાં આવ્યો છે.

આપણા લેખનું સાધ્યબિંદુ મહર્ષિ વૃદ્ધગર્ગનું વિદ્યાધ્યયન સ્થળ (તપોભૂમિ) તેમજ અધ્યાપન સ્થળ–વિદ્યાપીઠ ક્યાં હતું તે બતાવવું એ છે. એટલે ગંધર્વતીર્થથી કુરૂક્ષેત્ર સુધીનાં દક્ષિણથી ઉત્તર તરફ જતાં સરસ્વતીનાં ડાબા કાંઠાનાં તેમજ તેની આસપાસમાં આવેલાં તીર્થોનું વર્ણન જોઈ તે ઉપરથી ગર્ગસ્રોત તીર્થ ક્યાં આવેલું હતું તે શોધી કાઢવાનું છે. મહાભારતકારે આ બધા તીર્થો સરસ્વતીના કાંઠે હતાં એમ જણાવેલું છે. (૪) એટલે પ્રશ્ન ઉભો થાય છે કે સરસ્વતી કઇ હતી અને કયા કયા પ્રદેશોમાં થઇ વહેતી હતી. તેમજ ગર્ગસ્રોત તીર્થ તેના કાંઠે કયા પ્રદેશમાં આવેલું હતું તે જણાવવાનું છે.

સરસ્વતીના સંબંધમાં જાણવા મળે છે કે વૈદિક કાળમાં એ એક મોટી નદી હતી. (૫) અને તે હિમાલયથી નીકળી સીધી દક્ષિણમાં આવી સમુદ્રને મળતી હતી. (૬) ઋગવેદમાં તેને ખૂબ જળવાળી શ્રેષ્ઠ નદી તરીકે વર્ણવેલી છે. (૭) આ નદી કોઈ કુદરતી હોનારતથી લુપ્ત થઇ ગઈ છે. વૈદિક કાળ પછી તેનો પ્રવાહ ભારતની ભૂમિપર સ્પષ્ટ રૂપે જોવામાં આવતો નથી. યજુર્વેદની એક કંડિકા (મંત્ર) મુજબ સરસ્વતી કે જેને એક કાળે પાંચ નદીઓ તેમને મળતી નાની નદીઓ સાથે મળતી હતી. (૮) જે કાલાન્તરે પાંચ વિભાગમાં (પાંચ ટુકડાઓમાં) વહેંચાઇ ગઈ છે. પુરાણકારોના જણાવ્યા મુજબ સરસ્વતી હિમાલયમાંથી નીકળી કુરુક્ષેત્ર પર્યન્ત આવી લુપ્ત થઇ જઇ પુષ્કરક્ષેત્રમાં પ્રગટી નંદા નામે વહી અર્બુદારણ્ય સુધી આવી લુપ્ત થઇ ગઇ. વળી પાછી અર્બુદારણ્યમાં પ્રગટ થઈ પૂર્વથી પશ્ચિમ તરફ વહી કચ્છનું રણ કે જ્યાં પહેલાં સમુદ્ર હતો ત્યાં સુધી જઇ સમુદ્રમાં ન મળતાં લુપ્ત થઇ ત્યાંથી દક્ષિણ તરફ વળી આગળ જતાં દક્ષિણભાગમાં આગળ વહી શત્રુંજય પર્વત આવતો ત્યાં લુપ્ત થઇ ગઇ. વળી પાછી શત્રુંજયથી આગળ વધી કૃતસ્મર પર્વતને વડવાનલ પાસે બાળી નંખાવી પુનઃ ત્યાંથી પ્રત્યક્ષરૂપે (એટલે પ્રગટ થઈ) પશ્ચિમ સમુદ્રને પ્રભાસતીર્થ આગળ પાંચ પ્રવાહ રૂપે મળી.

આ બન્ને હકીકતોને લઇ સરસ્વતીનો પ્રવાહ એક કાળે ગુજરાતમાં ઉત્તર દક્ષિણ વહેતો હતો એમ માનવું પડશે.

સરસ્વતીનો પ્રવાહ લુપ્ત થવામાં અને પુનઃ પ્રગટ થવામાં અથવા એક મોટી નદીને નાની નાની જુદી નદીઓના નામે રૂપાંતર પામવામાં કારણ બતાવતાં પુરાણકારે વડવાનલનું કથાનક યોજ્યું છે. અને વડવાનલનાં તાપથી અકળાઈ સરસ્વતી જમીન પર પ્રગટ થતી અને પછી સ્વસ્થ થતાં વડવાનલને લઇ ભુગર્ભમાં વહેતી હતી. આમ કરતી કરતી આગળ વધતા અર્બુદારણ્ય મૂકયા પછી તેને દક્ષિણમાં બે પર્વતો મળ્યા જેમાં એકનું નામ શત્રુંજય. ને સરસ્વતીને જવા દીધી પરંતુ કૃતસ્મરે તેની પાસે લગ્નની માગણી કરતાં કૃતસ્મરને છેતરવા વિષ્ણુની પ્રેરણાથી સરસ્વતીએ વડવાનલને થોડીકવાર પોતાનાં હાથમાં રાખવાનું કહી પોતે સ્નાનના બહાને ત્યાંથી ખસી ગઈ. હાથમાં રાખેલા વડવાનલના કારણે કૃતસ્મર બળી ગયો. અને સરસ્વતી નિર્ભયપણે ત્યાંથી પશ્ચિમ સમુદ્ર તરફ વહી ગઈ.

પુરાણકારનું આ કથાનક વૈદિક સરસ્વતીનો પ્રવાહ કયા પ્રદેશોમાં વહેતો હતો તે જણાવવા પ્રયત્ન કરે છે. અને વર્તમાનમાં હિમાલયથી પતિયાળાનાં રણ પર્યન્ત વહેતી ઘગ્ઘર, પુષ્કરક્ષેત્ર, અને અર્બુદારણ્યમાં અંબાજી પાસેના નજીકના સ્થળમાંથી નીકળી સિધ્ધપુર પાટણ આગળ વહેતી હાલમાં સરસ્વતીને નામે ઓળખાતી નદી, તેમજ તે સરસ્વતીનાં કચ્છનાં રણમાં લુપ્ત થઇ જવાના સ્થળ દક્ષિણ તરફ નળ સરોવર અને તેની આગળના ભૂ-ભાગને સરસ્વતીનો પ્રવાહ ગણાવે છે. પરંતુ ત્યાર પછી તેને ગીરનાં સરસ્વતી નામની નદીને સાંકળવા પ્રયત્ન કરે છે. અને આમ હિમાલયથી લઈ પ્રસિદ્ધ સોમનાથ પાટણ ( સૌરાષ્ટ્ર ) સુધી તેનો પ્રવાહ બતાવવા પ્રયત્ન કરેલો છે!

આપણા લેખનો આશય સરસ્વતીનો પ્રવાહ ગુજરાતમાં ઉત્તર દક્ષિણ વહેતો હતો તે છે. અને તે માટે પુરાણકારે કરેલા પ્રયત્નનું અવલંબન કરી ઋગ્વેદે દર્શાવેલી પ્રાચીન સરસ્વતી ગુજરાતમાં એક મોટી નદી તરીકે હતી તે દર્શાવવાનું છે. બીજી એક માન્યતા એવી છે કે કોઈ કુદરતી હોનારતથી નદીઓ વહેણ બદલે છે. તેમ સરસ્વતીએ પોતાનું વહેણ બદલ્યું હતું ને તે ગંગામાં ભળી ગઈ છે. આજે પણ આપણે પ્રયાગ આગળના ગંગા-યમુનાના પ્રસિધ્ધ સંગમને ત્રિવેણી સંગમ તરીકે ગણીએ છીએ. તેમજ ત્યાં આગળ ગંગા-યમુના એ બે જ નદીઓ મળતી હોવાથી તેમાં ગુપ્ત રીતે સરસ્વતી મળે છે એમ માની ત્રીવેણી સંગમ કહીએ છીએ અને તેને અતી પવિત્ર સ્થળ માનીએ છીએ. આમ સરસ્વતીનો પ્રવાહ કુદરતી હોનારતને લઈ બદલાઇને યમુના દ્વારા ગંગામાં ગયો હોય અથવા પુરાણકાળ ( સ્કંદપુરાણ તથા

સરસ્વતી પુરાણ ) વગેરેની માન્યતા મુજબ વડવાનલ એટલે જ્વાળામુખી દ્વારા લુપ્ત થઇ ગયો. રોકાઈ ગયો હોય તે બાબતની ચર્ચા ન કરતા સરસ્વતીનો પ્રવાહ ગુજરાતમાં વહેતો હતો અને તે હિમાલયમાંથી સીધો આવી અરવલ્લીની પશ્ચિમે થઈ ઉત્તર ગુ માં થઈ આજે આપણે તેને ખંભાતનો અખાત કહીએ છીએ તે દ્વારા સમુદ્રમાં મળતો હતો એમ માનીએ તો તે અધિક સંમત છે. અને બળભદ્રની યાત્રામાં તેઓ પ્રભાસથી નિકળી ત્રિતૃ એટલે હાલના તળાજા આગળ આવી ત્યાંથી આગળ વધી ખંભાતનો અખાત કે જે સરસ્વતીનું મૂળ હતું તેને પાર કરી ઉજ્જલ્લાંના ગાંધારતીર્થમાં આવ્યા હોય અને ત્યાંથી નદી કિનારે આગળ વધતા વચ્ચે લોથલ આગળ ગર્ગસ્રોત્રમાં આવ્યા હોય અને ત્યાંથી શંખતીર્થમાં ગયા હોય એ હકીકતને પ્રમાણભૂત માની ગંધર્વતીર્થ અને શંખતીર્થ બન્ને ગુજરાતમાં આવેલા હોવાથી તે બન્નેની વચ્ચે આવેલું ગર્ગસ્રોત્ર ગુજરાતમાં આવેલુ હતુ તેને માનવુ પડશે.

ગંધર્વતીર્થ તરીકે હાલનુ ગાંધારતીર્થ કે જે પ્રસિદ્ધ જૈન તીર્થ છે ને જે એક કાળે જૈન સમાજમાં સારુ એવુ તીર્થ મનાતુ હતુ ને જે પ્રસિદ્ધિ વગર હતુ જેને લઇને શંખતીર્થ તરીકે વિરમગામથી સમીગુજ ઉપરનાં માર્ગે રસ્તામાં આવતુ પ્રસિધ્ધ જૈનતીર્થ શંખેશ્વર લઇએ તો તે બન્નેની વચ્ચે કોઇએક સ્થળ ગર્ગસ્ત્રોત તીર્થ આવેલુ હતુ. એટલે આ બન્ને તીર્થો પ્રાચીન કાળનાં પ્રસિધ્ધ તીર્થો હશે જે કાળાંતરે જૈન તીર્થ બન્યાં હશે. પરંતુ જૈન બ્રાહ્મણ તીર્થનાં ભેદને બાજુ મુકી બન્ને સ્થળો પ્રાચીનકાળથી પ્રસિધ્ધ છે એટલે બળભદ્રજીની યાત્રામાં ગણાવેલા તીર્થો તે જ છે અને તે બન્ને પ્રાચીન સરસ્વતીનાં ડાબા કાંઠે એટલે નદીની પૂર્વ દિશા તરફના કિનારે આવેલા હતાં તે હકીક્ત સ્વતઃ સિધ્ધ હોવાથી બળભદ્રજી ત્યાં ગયા હતાં એ મહાભારતકારની ઉક્તિ સાચી ઠરી છે અને તેથી તે બન્નેની વચ્ચે આવેલા ગર્ગસ્રોતનાં સ્થળનુ જે વર્ણન આપેલું છે તે પણ સાચુ ઠરે છે.

જ્યોતિષ શાસ્ત્રનાં ઇતિહાસમાં આર્યભટ્ટથી આગળનો ભગવાન મહાવીર અને બુધ્ધ પર્યંતનો કાળ ( લગભગ હજાર વર્ષનો કાળ ) બાદ કરતાં તેથી આગળનો કાળ અંધકારમય ગણાતો હતો. પરંતુ સંશોધકોની દૃષ્ટિએ તેથી પણ પહેલાંનાં પાણિનિ વગેરે ઋષિઓનો કાળ અને સ્થળ શોધી કાઢયાં છે. તે મુજબ અહીં પણ ગ્રંથના આ આભ્યંતર પરીક્ષણથી તેમજ બાહ્ય સાહિત્ય પુરાવાથી મહર્ષિ વૃદ્ધ ગર્ગનો કાળ અને સ્થળ શોધવા પ્રયત્ન કર્યો છે. એક અજબ વાત કે જે ગુજરાતને ગૌરવશીલ બનાવી શકે તેમ છે તે હકીક્ત

એ જાણવા મળી કે જો મહાભારતનાં યુધ્ધનો કાળ ઈ. સ. પૂર્વે ૩૦૦૦ જેટલો માનવામાં આવે તો પણ તેનાથી ૧૦૦ વર્ષ પહેલાનાં સમયમાં થઈ ગયેલા મહર્ષિ ગર્ગાચાર્યનો કાળ વિશ્વભરના જ્યોતિષશાસ્ત્રોમાં સૌથી જુનો કહી શકાય, અને તેમણે કોઈ મનુષ્ય ગુરૂ પાસેથી જ્ઞાન ન મેળવતાં તપ દ્વારા શિવજીની કૃપા મેળવી સાક્ષાત શિવ પાસેથી જ્યોતિષશાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું અને તેમણે તે જ્ઞાનનો પ્રચાર કર્યો હતો એટલે સૌથી પહેલાં જ્યોતિષ-શાસ્ત્રનાં આચાર્ય તરીકેનું માન તેમને મળે છે. અને તેમનું વિદ્યાપીઠ વિશ્વનું સૌથી પ્રાચીન જ્યોતિષ વિદ્યાપીઠ હતું એટલે જ્યોતિષશાસ્ત્રના વિવિધ અંગોમાં આવિષ્કારક અને પ્રચારક તેઓ હતા અને તેમનું પ્રચાર સ્થળ ગુજરાતની ભૂમિ હતી તે સિદ્ધ થાય છે.

૧. શલ્યપર્વ, ગદાપર્વ અધ્યાય ૩૫

૨ તળાજા પ્રાચીન તીર્થ અને ઐતિહાસિક સ્થળ છે. આ સ્થળ ભાવનગર જિલ્લામાં તળાજા તાલુકાનું મુખ્ય ગામ છે. ત્યાં આવેલી બૌદ્ધ ગુફાઓ અને એની-લવાળોઃ શિલાદીત્ય-૩. મંડપ તેને કોઈ પ્રાચીન તીર્થ હોવાનું ભાન કરાવે છે. પૌરાણિક કાળનાં તીર્થો જ કેટલીક વખત પાછળ જતાં જૈન તથા બૌધ્ધ તીર્થો બન્યા છે. આથી મહાભારતે કહેલી, ત્રીતતીર્થ તળાજા હોવાનું અનુમાન કરવામાં આવ્યું છે. ગંધર્વતીર્થ માટે પણ આજ કલ્પના છે.

૩. શલ્યપર્વ ગદાપર્વ અ ૩૫

૪. ,, ,, ,, - બલભદ્રની યાત્રાનું વર્ણન

૫. ઋગ્વેદ – ૨–૪૧–૧૬ આમાં સરસ્વતીને એક મોટી નદી કહી છે.

" अम्बितमे नदीतमे देवितमे सरस्वति "
अप्रशस्ता इव स्मसि प्रशस्तिमम्ब नस्कृधि "

૬. ઋગ્વેદ – ૭-સૂ. ૯૫ ત્ર-૨

एकचेतत् सरस्वती नदीनां शुचिर्यती गिरिभ्य आ समुद्रात् ।
रायश्चे तन्ती भुवनस्य भूरे-घृतं पयो दुदुहे नाहुषाय ॥

અહીં સરસ્વતીને પર્વતમાળામાંથી નીકળી સમુદ્ર પર્યન્ત જનારી વર્ણવી છે. અને તેને પવિત્ર નદી માની છે. સરસ્વતી હિમાલયમાંથી નીકળી સમુદ્રને

મળતી હતી તે બાબતમાં વિદ્વાનો લગભગ એક સરખા મતવાળા છે. પરંતુ સમુદ્રમાં કયા સ્થળે મળતી હતી તે માટે થોડોક મતભેદ છે. કેટલાક તેને હાલનું કચ્છનું રણ જ્યાં છે ત્યાં સમુદ્ર હતો તેમાં મળતી હતી એમ માને છે. જ્યારે પુરાણ તેને હિમાલયમાંથી નીકળી ગુજરાતમાં પ્રદેશમાં છે. સમુદ્રપર્યન્ત વહી ત્યાંથી શત્રુંજયનાં ઉત્તર દિશામાં થઈને આગળ વધી પ્રભાસ આગળ સમુદ્રને મળતી બતાવે છે જ્યારે રત્નમણિરાવ ખંભાતનાં ઇતિહાસ પરિશિષ્ટ "અ" માં અનેક દલીલો દ્વારા સરસ્વતી ખંભાતનાં અખાત દ્વારા અરબી સમુદ્રમાં મળતી હતી તેમ સાબિત કરે છે. તેમનાં મતમાં તો ખંભાતનો અખાત એ સરસ્વતીનાં મૂળનો ભાગ છે એમ પણ કહે છે. અમે પણ સરસ્વતી ગુજરાતમાં ઉત્તર દક્ષિણ વહી ખંભાતનાં અખાત દ્વારા અરબી સમુદ્રમાં મળતી હતી તેમ માનીએ છીએ.

૭. ઋગ્વેદ મંડળ-૧-સૂ-૩ ઋ-૧૨નો ઉતરાર્ધ

महो अर्णः सरस्वती प्रचेतयती केतुना
धियो विश्वा वि राजति ।

८. पंच नद्यस्सरस्वतीम् -
યજુર્વેદ સંહિતા અ-૩૪-કંડિકન-૧૧

જુઓ સ્કંદપુરાણ પ્રભાસખંડ અ-૩૧-૩૫



'આર્યસિદ્ધાંત'માં 'લાટ' નામના જ્યોતિષીનો ઉલ્લેખ કરે છે. વરાહમિહિરે 'લાટ'નો એક દેશ તરીકે જુદો ઉલ્લેખ કર્યો છે. ઇ. સ.ની ૪થી સદીના 'દીપવંસ'માં અને ૬ઠ્ઠી સદીના 'મહાવંસ'માં 'લાળ' દેશનો ઉલ્લેખ છે. કુમારગુપ્ત અને બંધુવર્માના સમયના ઈ. સ. ૪૩૬ના મંદસોરના અભિલેખમાં 'લાટ' પ્રદેશથી આવેલા શિલ્પીઓ વિષે જાણવા મળે છે. ૬ઠ્ઠી સદીના ચીની નિર્દેશ પ્રમાણે લાટ દેશનો બૌદ્ધ શ્રમણ ધર્મગુપ્ત ચીનમાં રહ્યો હતો અને તેને ચીનના શહેનશાહની સહાયથી સંખ્યાબંધ બૌદ્ધ ધર્મગ્રંથોનો ચિનાઈ ભાષામાં અનુવાદ કર્યો હતો. ઈ. સ. ૬૧૯ માં ધર્મગુપ્તનું ચીનમાં જ અવસાન થયું. ચીની મુસાફરો યુઅન શ્વાંગ (ઈ. સ. ૬૪૧) અને ઈત્સિંગ (ઇ. સ. ૬૭૧–૬૯૫) પોતાની પ્રવાસ નોંધમાં 'લાટ' નો ઉલ્લેખ કરે છે. યુઅન શ્વાંગ ભરૂચના પ્રદેશનો ગુર્જર પ્રદેશથી અલગ નિર્દેશ કરે છે. અરબ ઈતિહાસકારોએ બરુસ (ભરૂચ) ને જુર્ઝ (ગુર્જર)થી જુદું નોંધ્યું છે.

ઈ. સ. ૬૩૪ના એક અભિલેખમાં ચૌલુક્ય રાજા પુલકેશી બીજાએ લાટો, માલવો અને ગુર્જરોને વશ કર્યાની નોંધ છે. તે દર્શાવે છે કે લાટ એ ગુજરાતથી અલગ પ્રદેશ હતો, અને તે દક્ષિણ ગુજરાતનો, નવસારી પાસે અંબિકા નદી સુધી વિસ્તરેલો પ્રદેશ હતો.

૧૦મી સદીમાં થઈ ગયેલા રાજશેખરે 'કાવ્ય મીમાંસા'માં તેમજ 'બાલરામાયણ'માં લાટની લલનાઓની પ્રશંસા કરી છે. એના 'બાલરામાયણ' નાટકના છેલ્લા અંકમાં રામ વિમાન દ્વારા અયોધ્યા તરફ જાય છે ત્યારે વિવિધ પ્રદેશો પરથી પસાર થાય છે. તેમાં 'લાટ'નો નિર્દેશ કરે છે. તેણે લાટવાસીઓને પ્રાકૃત ભાષાના ચાહક કહ્યા છે. એના પછી એક સદી બાદ થયેલા ભોજ નરેશે 'સરસ્વતીકંઠાભરણ'માં લાટવાસીઓને સંસ્કૃત ભાષાના દ્વેષી અને સરસ રીતે પ્રાકૃત ભાષા બોલનારા કહ્યા છે. ઈ. સ. ૧૨૮૭ની 'દેવપટ્ટનપ્રશસ્તિ'માં વડોદરા (જીલ્લા જિલ્લામાં આવેલા કારવણને 'લાટભૂષણ' કહ્યું છે, એ બતાવે છે કે ઈ. સ. ની ૧૩મી સદીમાં મહી–નર્મદાના પ્રદેશનો લાટમાં સમાવેશ થતો હતો. સોલંકીકાળમાં પાછળથી દક્ષિણ ગુજરાત પૂરતી 'લાટ' સંજ્ઞા સીમિત થઈ.

લાટની વિશેષતા એના લોકો અને સ્ત્રીઓના વિષયમાં હોવા ઉપરાંત, એની ભાષા, કાવ્યશાસ્ત્રની એક રીતિ અને એક પ્રકારના શબ્દાલંકારને કારણે પણ હતી. લાટ પ્રદેશને એની વિશિષ્ટ 'લાટી' ભાષા હતી. ઉદ્યોતન

સૂરિની ' કુવલયમાલા ' પ્રાકૃત કથા ( ઈ. સ. ૭૭૮-૭૯ )માં અઢાર દેશની બોલીઓની લાક્ષણિકતા સૂચવતાં લાટની બોલીનો પણ ઉલ્લેખ થયો છે. રુદ્રટે એના ' કાવ્યાલંકાર ' ( ઈ. સ. ૮૦૦-૮૫૦ લગભગ ) માં પુરાણકારે ' અગ્નિપુરાણ 'માં ધારાના ભોજદેવે ( ૧૧મી સદી ) ' સરસ્વતીકંઠાભરણ ' માં વાગ્ભટે ( ૧૨મી સદી ) ' વાગ્ભટલંકાર 'માં અને વિશ્વનાથે ( ૧૪ મી સદી ) ' સાહિત્યદર્પણ 'માં ભાટી નામની એક રીતિ કહી છે. અમલસૂદી નામનો અરબ મુસાફર ( ઇ. સ. ૯૪૩ ) પોતાની પ્રવાસ નોંધમાં ' લાટિયા ' નામની બોલીનો ઉલ્લેખ કરે છે.

અરબી સમુદ્રને અરબ મુસાફરોએ ' લાર ' નો સમુદ્ર કહ્યો છે. એના કાંઠે લાટ પ્રદેશ હોવાથી એ નામ આપ્યું હશે ? ' લાટ ' શબ્દ ' સ્તંભ ' ના અર્થમાં વપરાય છે. આ કાંઠાના સમગ્ર પ્રદેશમાં શિવલિંગની પૂજા વ્યાપક હોવાને કારણે - વિદેશીઓ તે પ્રદેશને ' લાટ ' કે ' લાર ' કહેતા હોય એમ પણ બને. નર્મદના ' કંકર એટલા શંકર ' કહેવાય છે, તેમાં પણ શિવપૂજાનો નિર્દેશ મળે છે

ઈ. સ. પૂર્વે ૫૨૮ માં અવસાન પામેલા ઉજ્જયિની અવંતી ) ના મહાન સમ્રાટ પ્રદ્યોત અથવા ચંડપ્રદ્યોતના આધિપત્યમાં ભરુકચ્છ હતું. મૌર્યકાળથી ગુપ્તકાળ લગી ભરુકચ્છ ગુજરાતનું રાજકીય ઉપરાંત સાંસ્કૃતિક કેન્દ્ર હતું. સમ્રાટ અશોકના પૌત્ર સંપ્રતિના શાસનકાળમાં જૈન ધર્મનો પ્રભાવ હતો. સંપ્રતિએ શત્રુંજય પર તથા ભરુકચ્છમાં જૈન મંદિર બંધાવ્યાં એવું ' વિવિધ તીર્થકલ્પ ' તથા ' પ્રભાવક ચરિત ' જણાવે છે.

' પેરિપ્લસ ' નો લેખક નોંધે છે કે બેક્ટ્રિયાના ગ્રીક શાસક મિનેન્દ્રની મુદ્રાવાળા દ્રમ્મ અને સિંકદર પછી ગાદીએ આવનાર એપોલોડોટસ ( અપલદત્ત ) ના દ્રિસમ નામના સિક્કાનું ચલણ બારીગાઝામા હતું. ઈ. સ. ની પહેલી સદીમાં થઇ ગયેલા ક્ષત્રપ રાજા નહપાનની રાજધાની ભરુકચ્છમાં હતી. એ વંશના રાજા રુદ્રદામનના ગિરનારના લેખ પરથી જણાય છે કે તેના સિકકા ઈ. સ ૧૫૦ માં ભરૂચમાં ચાલતા હતા ક્ષત્રપ કાળમાં ભરુકચ્છ બંદરની જાહોજલાલી હતી.

ગુપ્ત સમ્રાટ સ્કંદગુપ્ત ( ઈ. સ. ૪૫૫-૪૬૭ ) ના મૃત્યુ પછી ગુપ્ત સામ્રાજ્યનું શાસન શિથિલ થયું. અલબત્ત બુદ્ધ ગુપ્ત ( ઈ. સ. ૪૭૬-૪૯૫ ) ના સત્તા દક્ષિણમાં લાટ પ્રદેશ સુધી પ્રવર્તતી હતી.

દક્ષિણ ગુજરાતમાં ગુપ્તકાળથી ત્રૈકૂટકોનું રાજ્ય ઈ. સ. ૪૯૪–૯૫ માં પ્રવર્તતું હતું અને તે સુરત તથા વલસાડ સુધી વિસ્તર્યું હતું. ત્રૈકૂટકોની સત્તાનો અસ્ત થતાં થોડોક વખત મહાસામંત સંગમસિંહની સત્તા આવી. તેણે ઈ. સ. ૫૪૧ માં ભરુકચ્છના બ્રાહ્મણોને નર્મદા પ્રદેશનું એક ગામ દાનમાં દીધું હોવાનો ઉલ્લેખ મળે છે.

ત્રૈકૂટકો પછી આ પ્રદેશમાં કટચ્ચુરી (કલચુરિ) આધિપત્ય થયું. 'કલચુરિ' આર્યેતર શબ્દ છે અને તુર્કીમાં ઉચ્ચ હોદ્દા ધરાવનાર અમલદાર માટે વપરાય છે. હૈહય જાતિમાંથી આવેલા આ કલચુરિ વંશની રાજધાની માહિષ્મતી હતી. હૂણો અને ગુર્જરોની સાથે તેઓ ભારતમાં આવ્યા અને ગુજરાત પર તેમણે સત્તા જમાવી. એ પછી પુષ્પભૂતિવંશનું શાસન આવ્યું. કવિ બાણભટ્ટના 'હર્ષચરિત' (ઈ. સ. ૬૧૦) માં એ વંશના રાજા પ્રભાકરવર્ધનના પરાક્રમોમાં લાટ પ્રદેશ પરના વિજયનું સૂચન છે.

એ પછી ગુર્જર સત્તા અસ્તિત્વમાં આવી. આ ગુર્જરો મૂળ તો મધ્ય એશિયાની શક અથવા તુર્ક જાતિના લોકો હતા. તેઓ પાંચમી સદીમાં ભારતમાં પ્રવેશ્યા. તેમનો પ્રથમ નિર્દેશ ઈ. સ. ની સાતમી સદીના ભારતમાં આરંભકાળની કૃતિ 'શ્રી હર્ષચરિત'માં મળે છે.

ઈ. સ. ની પાંચમી સદીમાં વલભીમાં સત્તારૂઢ થયેલા રાજાઓ ગુર્જરો હતા. ૬ઠ્ઠી સદીના ઉત્તરાર્ધમાં ભરૂચમાં એક નાનો ગુર્જર વંશ સત્તા પર આવ્યો અને તે આઠમી સદીના આરંભ સુધી ટક્યો : વલ્લભીના ગુર્જર રાજાઓ અને ભરૂચના ગુર્જર રાજાઓ વચ્ચે મૈત્રીભર્યા સંબંધો હતા. ભરૂચના ગુર્જર વંશના દદ્દ બીજાના ઈ. સ. ૬૩૯ના દાન શાસનમાં ભરૂચ નગરનો ઉલ્લેખ છે. સાતમા આઠમાં સૈકામાં એકસોથી વધુ વર્ષનું ગુર્જર રાજ્ય વડોદરા, ભરૂચ અને સુરત વિસ્તારમાં રહ્યું. એની રાજધાની નાંદીપુર (નાંદોદ) માં હતી.

ચીની પ્રવાસી યુઅન શ્વાંગ ભારતના પ્રવાસ દરમિયાન ભરુકચ્છ (પો–લુ–ક–છે–પો) માં આવ્યો ત્યારે ત્યાંના રાજાઓ ઘણું ખરું ચૌલુક્યોના શરણે ગયા હતા. તેણે ભરુકચ્છ વિષે નોંધ લખી છે : "લોકોની રીતભાત ઉષ્માહીન અને ઉદાસીન છે. તેમની મનોવૃત્તિ કુટિલ અને વક્ર છે. તેઓ વિદ્યાભ્યાસ કેળવતા નથી, ભ્રમ તથા સદ્ધર્મને એક સરખા માને છે. અહીં દસેક સંઘારામ છે. જેમાં લગભગ ૩૦૦ ભિક્ષુ રહે છે. લગભગ દસ દેવમંદિર પણ છે, જ્યાં વિવિધ સંપ્રદાયના અનુયાયીઓ એકત્ર થાય છે."

યુઅન શ્વાંગે ભિન્નમાળની મુલાકાત લીધી ત્યારે ત્યાં છઠ્ઠી સદીના મધ્ય ભાગમાં સત્તારૂઢ થયેલા રાજસ્થાનના પ્રતીહાર વંશના રાજા રાજ્ય કરતા હતા. એ વંશનો પહેલો રાજા નાગભટ ( નાગાવલોક ) અવંતિમાં રાજ્ય કરતો હતો. ભિન્નમાળની આસપાસનો પ્રદેશ 'ગુર્જર' નામે ઓળખાતો હતો એટલે તેઓ ગુર્જર દેશના પ્રતીહાર તરીકે ઓળખાવા લાગ્યા. ઈ. સ. ૯૫૦ લગભગ અહીં ગુર્જર રાજ્ય હતું.

ઈ.સ.ની આઠમી સદીથી આરબોના ભારત સાથે જળમાર્ગે વેપારી સંબંધો બંધાયા. પશ્ચિમ ભારતનાં–ખાસ કરીને ગુજરાતનાં–એ સમૃદ્ધ બંદરો પર તેમની નજર ગઈ અને ત્યાં લૂંટફાટની પ્રવૃત્તિ શરૂ કરી. બીજા ખલીફા ઉમર ફારૂકની ખિલાફત ( ઈ. સ. ૬૩૪–૬૪૪ ) દરમિયાન ખલીફાના સરદારે ઈ. સ. ૬૩૬ માં ભરૂચ પર ચડાઇ કરી. ઇ. સ. ૭૧૭માં બીજો હુમલો થયો. ઇ. સ. ૭૨૫ ના અરસામાં સિંધના હાકેમ ખલીફા હશામના સરદાર જુનૈદે ભરૂચ લૂંટયું. અરબ ફોજ આસપાસનો પ્રદેશ જીતીને દક્ષિણ તરફ આગેકૂચ કરતી હતી ત્યારે દક્ષિણના ચૌલુક્ય રાજાએ તેને પરાજય આપ્યો. એમાં ભરૂચના ગુર્જર રાજાએ સાથ આપ્યો અને પીછેહઠ કરતી અરબ ફોજનો છેક વલભીપુર સુધી પીછો પકડયો. આમ છતાં અરબોના હુમલા અવારનવાર થયા જ કરતા હતા. રાષ્ટ્રકૂટ વંશના રાજાઓના સમયમાં પણ અરબોએ ભરૂચને ત્રણ વાર લૂટેલું.

વલભીના મૈત્રકો ( ઈ. સ. ૪૭૦–૭૮૮ ) ની સત્તા દરમિયાન ભરૂચ થોડોક વખત તેમના હાથ નીચે રહ્યું. એ વખતે ઉત્તર લાટમાં ચારેક અને દક્ષિણ લાટમાં ચારેક સમાંતર સત્તાઓ પ્રવર્તતી હતી. મૈત્રકકાલીન દાન-શાસનોમાં ભરુકચ્છનો વિષય ( = પ્રદેશ ) તરીકે ઉલ્લેખ મળે છે. એ વંશના મહાન રાજા ધરસેન ચોથાએ ભરૂચમાં ઇ. સ. ૬૪૮ માં વિજય છાવણી નાંખી ત્યારે, ભરુકચ્છ રાજ્યનું પાટનગર બન્યું હોવાની નોંધ છે. આગળ જતાં, એ વંશના રાજા શીલાદિત્ય ત્રીજા ( ઈ. સ. ૬૬૦–૬૮૫ )એ ભરુકચ્છ વિષયમાંથી ભૂમિદાન આપ્યાનો એનાં ૧૧ દાનશાસન પૈકી છેલ્લામાં ( ઈ. સ. ૬૭૬ આશરે ) ઉલ્લેખ છે.

પ્રતીહાર વંશના નાગભટ્ટનો ભર્તુવૃદ્ધ ચાહમાન ( ચૌહાણ ) નામે સામંત હતો. સમય જતાં પ્રતીહાર વંશની સત્તા ક્ષીણ થતાં ઈ.સ. ૭૩૫ પછી ચાહમાન વંશ સત્તારૂઢ થયો અને ભર્તુવૃધ્ધ ભરૂચનો રાજા થયો. અલબત્ત ચાહમાન વંશે પ્રતીહાર વંશનું આધિપત્ય સ્વીકાર્યું હોય એમ જણાય છે.

કારણ કે ભરૂચના ચાહમન રાજા ભર્તુવૃદ્ધ બીજાના વિ. સં. ૮૧૩ (ઇ. સ. ૭૫૭) માં, ભરૂચ જિલ્લાના હાંસોટ ગામમાંથી મળી આવેલા તામ્રપત્રમાં ઉલ્લેખ છે કે નાગભટ્ટનું સામ્રાજ્ય ઉત્તરમાં મારવાડથી દક્ષિણમાં ભરૂચ સુધી હતું. ઈ. સ. ૭૬૦ના અરસામાં સિંધના અરબ હાકેમ હિશામે ભરૂચ પાસેના ગંધાર બંદર પર હુમલો કરતાં ચાહમાન સત્તાનો અંત આવ્યો.

બીજી બાજુ, વલભીના શીલાદિત્યની સત્તા પણ લાંબો સમય ટકી નહીં. ઈ. સ. ૬૭૭માં નાંદીપુરના ગુર્જર રાજા દદ્દ બાહુસહાયે ભરુકચ્છ પ્રદેશ જીતી લીધો અને તેણે રાજધાની નાંદીપુરથી ભરૂચ ખસેડી. એ વંશના દદ્દ ત્રીજાએ (ઈ. સ. ૬૭૫–૭૦૦) અને એના અનુગામીઓએ પોતાને ગુર્જરો કહેવડાવવાનું બંધ કર્યું. ઇ. સ. ૭૫૦–૬૦ માં ભરૂચના ગુર્જર રાજ્યની સત્તા અસ્ત પામી.

ઇ. સ. ૭૫૦ના અરસામાં રાષ્ટ્રકૂટ રાજા દંતિદુર્ગે મહી અને રેવા વચ્ચેના લાટ તથા માલવ દેશ પર વિજયકૂચ કરી અને સાબરકાંઠા સુધી સત્તા વિસ્તારી. એની રાજધાની ખેડામાં રાખી. રાષ્ટ્રકૂટ વંશના રાજાઓને તેમના અભિલેખોમાં ‘લાટેશ્વર’ કહેવામાં આવ્યા છે, એ વંશના રાજા પ્રભુત વર્ષ ગોવિંદરાજના ઇ. સ. ૮૨૭ ના દાનશાસનમાં ભરૂચ નગરનો ઉલ્લેખ છે.

દક્ષિણના ચૌલુક્યોમાંના પુલકેશી બીજાએ ઇ. સ. ૬૩૪ ના એક અભિલેખમાં પોતાના સામર્થ્ય વડે લાટો, માલવો અને ગુર્જરોને વશ કર્યાનો દાવો કર્યો છે.

લાટના ચૌલુક્ય વંશમાં બારપથી ત્રિવિક્રમપાલ સુધીના ૭ રાજાઓમાંના પહેલા ત્રણ પશ્ચિમી ચૌલુક્યોના અને પછીના ત્રણ અણહિલવાડ પાટણના સામંતો હતા. કલ્યાણીના ચૌલુક્ય તલ બીજાએ લાટ પર વિજય મેળવ્યા બાદ (૧૦મી સદી) પોતાના સેનાપતિ બારપને લાટના સામંત તરીકે મૂક્યો.

સોલંકી વંશના પ્રથમ રાજા મૂળરાજ ૧લા (ઈ. સ. ૯૪૨–૯૯૭)ના પુત્ર ચામુંડરાજે (ઇ. સ. ૯૯૭–૧૦૧૦) લાટ પર ચડાઈ કરીને બારપને હરાવી મારી નાખ્યો અને લાટનો કબજો લીધો. થોડા જ સમયમાં બારપના પુત્ર ગોગ્ગિરાજે લાટ જીતી લીધું અને ચામુંડ રાજને લાટ છોડવું પડ્યું. પાછળથી માળવાના રાજા સિંધુરાજે (ઈ. સ. ૯૯૫-૧૦૦૦) લાટને

દબાવ્યું. દરમિયાન ચામુંડરાજના પૌત્ર દુર્લભરાજે ( ઈ.સ. ૧૦૧૦–૧૦૨૨ ) ગોગ્ગિરાજના પુત્ર કીર્તિરાજને હરાવી લાટ પ્રદેશ ફરી જીતી લીધો. કીર્તિરાજે થોડા વખતમાં લાટ પાછું મેળવ્યું. આ અરસામાં પરમાર વંશના ભોજરાજે થોડા વખત માટે લાટ પર પોતાનું આધિપત્ય પ્રવર્તાવ્યું. ત્યારબાદ કીર્તિરાજનો પુત્ર વત્સરાજ અને એના પછી એનો પુત્ર ત્રિલોચનપાલ ગાદીએ આવ્યો.

ભીમદેવ ૧લા ( ઈ. સ. ૧૦૨૨–૧૦૬૪ )ના સમયમાં લાટમાં બારપનો વંશજ ત્રિલોચનપાલ રાજ્ય કરતો હતો, એવું એના શક વર્ષ ૯૭૨ ( ઈ. સ. ૧૦૫૧ ) ના દાનપત્ર પરથી માલૂમ પડે છે. પાછળથી ચૌહાણવંશના સિંહે લાટનો કબજો લીધો. આ સિંહ ભીમદેવ ૧લા નો સામંત હતો. કર્ણદેવ ૧લા ( ઈ.સ. ૧૦૬૪–૧૦૯૪ ) એ લાટ પર પોતાની સત્તા પ્રવર્તાવી પરંતુ તે લાંબો સમય ટકી નહીં અને ત્રિલોચનપાલના પુત્ર ત્રિવિક્રમપાલે રાજ્યનો કબજો લીધો.

ઈ. સ. ૧૧૯૧ની હસ્તપ્રતની પુષ્પિકા પરથી જણાય છે કે ભરૂચમાં ભીમદેવ બીજા ( ઈ.સ. ૧૧૭૮–૧૨૪૨ )નું શાસન પ્રવર્તતું હતું. આ અરસામાં ગુજરાત અને મહારાષ્ટ્રમાં પ્રસરેલા મહાનુભાવ સંપ્રદાયના સ્થાપક ચક્રધર સ્વામી ( ગૃહસ્થાશ્રમનું નામ હરિપાલદેવ ) થઈ ગયા. ભરૂચના આ સામવેદી બ્રાહ્મણે ગૃહત્યાગ કરીને વિદર્ભ જઈને ગોવિંદ પ્રભુ નામે સંતપુરુષ પાસે દીક્ષા લીધી હતી. ભીમદેવ બીજાના સામંત ચાહમાન સિંહે ત્રિવિક્રમપાલ પાસેથી ભરૂચ જીતી લીધું અને પાછળથી ભરૂચનો શાસક બની બેઠો. સિંહની જગાએ તેનો ભત્રીજો શંખ ( સંગ્રામસિંહ ) સત્તારૂઢ થયો. મંત્રી વસ્તુપાલે શંખને હરાવ્યો ત્યારબાદ દક્ષિણ ચૌલુક્ય વિક્રમાદિત્ય ૬ઠ્ઠાના ભાઈ જયસિંહે આ પ્રદેશ જીતી લીધો એ પછી સિદ્ધરાજ જયસિંહ ( ઈ. સ. ૧૦૯૪–૧૧૪૩ )નું શાસન લાટ પર પ્રવર્તવા લાગ્યું, એની પ્રતીતિ ભૃગુકચ્છમાં લખાયેલી હસ્તપ્રતોની પુષ્પિકા પરથી થાય છે.

ઈ. સ. ૧૦૪૦ના અરસામાં ભરૂચમાં કોલ નામે વિખ્યાત કવિ થઈ ગયો. ઈ. સ. ૧૧૩૯ માં જૈન મુનિ ચંદ્રસૂરિએ ભરૂચના જૈન મંદિરમાં રહીને ' મુનિ સુવ્રતસ્વામી ચરિત ' લખ્યું. તેમાં ભરૂચ વિશેની અને ત્યાંના નગરશેઠ ધવલની માહિતી મળે છે. ઈ. સ. ૧૨૨૩ થી ૧૨૨૯ ના સમય ગાળામાં ભરૂચના મુનિ સુવ્રતસ્વામી મંદિરના આચાર્ય જયસિંહ સૂરિએ ' હમ્મીરમદમર્દન ' નામે ઈતિહાસમૂલક નાટકની રચના કરી હતી.

સિધ્ધરાજ પછી કુમારપાળ ( ઈ. સ. ૧૧૪૩–૧૧૭૨ ) ગાદીએ આવ્યો. સિધ્ધરાજ સાથેના અણબનાવના કારણે તે અગાઉ છૂપા વેશે ફરતો ભરૂચ આવી ચડેલો ત્યારે અહીંના જોશીએ તેને ટૂંક સમયમાં રાજ્ય મળશે એવી આગાહી કરેલી. આથી રાજ્ય મળ્યા બાદ કુમારપાળે ભરૂચને ફરતો બુરજો સાહિતનો કોટ બંધાવ્યો. કુમારપાળના મંત્રી આમ્રભટે પોતાના પિતાના શ્રેય અર્થે ભરૂચના સુવ્રત સ્વામીના શકુનિકાવિહારનો જીર્ણોધાર કર્યો હતો.

ત્યારબાદ વાઘેલા વંશ ( ઈ. સ. ૧૨૪૪–૧૩૦૪ ) આવ્યો. એ વંશના પહેલા રાજા વીસલદેવ ( ઈ. સ. ૧૨૪૪–૧૨૬૨ )ની સત્તા લાટ દેશ પર હોવાની માહિતી, તેના પુત્ર અર્જુનદેવ ( ઈ. સ. ૧૨૬૨–૧૨૭૫ )ના ઈ. સ. ૧૨૬૪ના એક અભિલેખમાં મળે છે.

ઈ. સ. ૧૩૦૪ માં ગુજરાતનું રાજ્ય મુસ્લિમ અમલ નીચે આવ્યું. અમદાવાદ વસાવનાર અહમદશાહના ૧૧મા વંશજ બહાદુરશાહે ઈ. સ. ૧૫૨૭ માં ભરૂચનો કિલ્લો ફરી સમરાવ્યો. ઈ. સ ૧૫૩૪માં મોગલ બાદશાહ હુમાયુએ ગુજરાત જીત્યું ત્યારથી ભરૂચ દિલ્હીના તાબે ગયું. વચગાળામાં ઈ. સ. ૧૫૩૬માં તે ગુજરાતના બાદશાહની હકૂમતમાં ગયું હતું. પણ ફરી ઈ. સ. ૧૫૭૩માં અકબરે ભરૂચ જીતી લીધું અને તેણે પોતાના સરદાર કુતુબુદ્દીનને ભરૂચમાં જાગીર આપી.

એ વેળા ભરૂચ ગુજરાતનું મોટું અને સમૃદ્ધ બંદર હતું. એનાં મકાનો મોટા અને ઊંચા હતાં. યુરોપના એ સમયના સારા શહેરનાં મકાનો સાથે સરખાવાય એવાં ભરૂચનાં મકાનો હતાં, એમ એક ઈતિહાસકાર નોંધે છે. ચડતી કળાના આ બંદર તરફ આકર્ષાઈને પોર્ટુગીઝોએ ત્રણ ત્રણ વાર લૂંટયું. પ્રથમ ઈ. સ. ૧૫૩૬માં, બીજી વાર ઈ. સ. ૧૫૪૭ માં અને ત્રીજીવાર ઈ. સ. ૧૬૧૪ માં. બીજી વારની લૂંટ વેળા પોર્ટુગીઝ લશ્કરના સરદાર ડી. મેનેઝીસ ભરૂચનો એવો ભારે વિનાશ કર્યો કે પોર્ટુગીઝ ઈતિહાસમાં તે ‘ મેનેઝીસ ભરૂચી ’ નામે પ્રસિધ્ધ થયો.

ઇ.સ. ૧૬૧૬ માં સર ટોમસ રો નામના અંગ્રેજને બાદશાહ જહાંગીર-ના સમયમાં ભરૂચમાં વેપાર કરવાની પરવાનગી મળતાં અંગ્રેજોએ ભરૂચમાં પહેલી કોઠી નાંખી પછી તો ઈ. સ. ૧૬૧૮માં વલંદાઓએ પણ કોઠી નાંખી. ઔરંગઝેબના સમયમાં શિવાજીએ ભરૂચ બે વાર લૂંટયું અને તે પછી શંભાજીએ પણ બે વાર લૂંટયું. મોગલ શહેનશાહના પાયા ડગમગી રહ્યા હતા,

તે વેળાની અરાજક પરિસ્થિતિને કારણે ઉપરા ઉપરી હુમલાઓ આવ્યા કરતાં હતા અને ભરૂચની રોનક હણાતી હતી.

ઈ. સ. ૧૭૨૨ માં નિઝામુલ્મુલ્કે દિલ્હીની દીવાનગીરી છોડી ત્યારે દિલ્હીના બાદશાહ મહમદશાહે તેને ભરૂચની જાગીર આપી. નિઝામે એનો વહીવટ પોતાના સરદારને સોંપ્યો, જે તેના વારસદારો ત્યાર પછી કરતા રહ્યા. તેમાંના મિરઝા બેગના વખતમાં ઇ. સ. ૧૭૬૧ માં દામાજી ગાયકવાડે ભરૂચને ઘેરો ઘાલ્યો અને ફુરજાની જકાતમાં પોતાનો હિસ્સો દાખલ કરાવ્યો.

આ અરસામાં અંગ્રેજોનો પણ પગપેસારો થયો અને તેમણે પણ ફુરજાની જકાતમાં પોતાનો હક દાખલ કર્યો. પણ એ વેળાના નવાબ મોજુજ ખાને જકાતનો હિસ્સો લાંબા સમય સુધી ન આપતાં અંગ્રેજ લશ્કરે ચડાઈ કરી. એમાં એક વારની હાર ખાધા બાદ ફરી બીજા વર્ષે અંગ્રેજોએ ચડાઈ આદરી. આ વેળા નવાબનો દીવાન લલ્લુભાઈ ફૂટી ગયો અને તેણે અંગ્રેજોને સહાય કરી. એ વખતે ભરૂચના કોટની આસપાસ પાણી ભરેલી ખાડી ઉપર પશ્ચિમ દિશામાં ફૂરજા તરફ ખેંચી લેવાય એવો પૂલ હતો, તે અંગ્રેજોએ તોડી નાંખ્યો. ઈ. સ. ૧૭૭૨ માં અંગ્રેજોની જીત થઈ. આ રીતે ભરૂચમાં કુલ ૪૬૮ વર્ષના મુસ્લિમ અમલ બાદ અંગ્રેજ સત્તા શરૂ થઈ ઈ. સ. ૧૭૮૩ સુધી અહીં અંગ્રેજી અમલ રહ્યો.

ઈ. સ. ૧૭૮૩માં સિંધિયાએ અંગ્રેજો તરફ દર્શાવેલી રહેમદિલીને કારણે અંગ્રેજોએ તેને ભરૂચ આપ્યું. પણ ઇ. સ. ૧૮૦૨ માં બાજીરાવ પેશ્વાને સિંધિયા સાથે અણબનાવ થતાં બાજીરાવે અંગ્રેજોની મદદ માંગી અને ઈ. સ. ૧૮૦૩માં ભરૂચ અંગ્રેજોના હાથમાં ફરીથી આવ્યું. તેમણે હવે ભરૂચનો ઉત્કર્ષ આદર્યો. ઇ. સ. ૧૮૨૬માં ગુજરાતમાં પ્રથમ ગુજરાતી શાળા ભરૂચમાં સ્થપાઈ. ઈ. સ. ૧૮૫૭ના બળવા પછી કંપની રાજ્યમાં ફેરફાર થતાં તા. ૨, નવેમ્બર ઈ. સ. ૧૮૫૮ના રોજ મહારાણી વિકટોરિયાએ દેશનો વહીવટ હાથમાં લીધો અને પ્રજાજીવન સ્થિર થયું. ઈ. સ. ૧૯૦૧માં મહારાણી વિકટોરિયાનું અવસાન થતાં એમના તરફની શુભ લાગણીથી પ્રેરાઇને એમની યાદગીરી સારુ ભરૂચની પ્રજાએ ઉઘરાણું કરી એક ટાવર બંધાવ્યો ને તેનું નામ ' વિકટોરિયા કલોક ટાવર ' આપ્યું.

નદી કિનારે ઊંચા ટેકરા પર વસેલા ને કોટથી રક્ષાયેલા ભરૂચને જોતાં આજે પણ એક ઐતિહાસિક નગરનો ખ્યાલ આવે છે. નદીની સપાટીથી ઊંચો લાંબો કોટ અને કોટથી પણ ઊંચી જગાએ વસેલાં મકાનો, એ બધું

દૃશ્ય દૂરથી જોતાં ભવ્ય લાગે છે. રાત્રે કોટના કિનારે આવેલી અને મકાનોની વીજળીની બત્તીઓનું નદીના નીરમાં પડતું પ્રતિબિંબ મનોહર દૃશ્ય ખડું કરે છે. મુંબઈથી આવતી રાતની ગાડીમાં સામે કંઠેથી ભરૂચનો દેખાવ સોહામણો લાગે છે. કોઈ સુંદરીના કંઠે ઝગમગતાં મોતીની માળા શોભી રહી હોય એવું નયનરમ્ય દૃશ્ય સર્જાય છે. ઈ. સ. ૧૮૮૬ માં મુંબઈના એ વખતના ગવર્નર લોર્ડ રે એ ભરૂચની સુધરાઈની સભામાં ભાષણ આપ્યું; તેમાં ભરૂચનો ઉલ્લેખ કરતાં તેઓ બોલેલા: "નદીને સામે કાંઠેથી મેં પહેલ વહેલું ભરૂચ જોયું ત્યારે મને એવો વિચાર આવ્યો કે ટેમ્સ નદીના કિનારે આવેલા લંડનનો જ કોઈ ભાગ છે!"

રેલ્વે નહોતી ત્યારે જળવ્યવહાર જ ભરૂચનો અન્ય પ્રદેશો સાથેનો મુખ્ય વ્યવહાર માર્ગ હતો. નર્મદાના કિનારે દેશ વિદેશનાં અનેક વહાણો નાંગરતાં, એ વેળા ફુરજા પર માલની ગાંસડીઓ નંખાતી તેની કતાર અર્ધા માઈલ જેટલી લાંબી થતી. ઈ. સ. ૧૮૬૨ થી ભરૂચ રેલ્વે સ્ટેશન બન્યું ને નદી પર પૂલ બંધાયો. એ પૂલને ઇ. સ. ૧૮૬૪ની રેલમાં મોટું નુકશાન થવાથી ઈ. સ. ૧૮૭૭ થી મોટો પૂલ બાંધવો શરૂ થયો. તે ઇ. સ. ૧૮૮૧ માં પૂરો થયો. એની પાછળ પુષ્કળ ખર્ચ થવાથી તે 'ગોલ્ડન બ્રિજ' તરીકે ઓળખાવા લાગ્યો. તે પછી તો એથીયે મોટો તોતિંગ પૂલ એની બાજુમાં બંધાયો અને રેલ્વે તેના પર ગઈ. ચાલુ સમયમાં વાહનવ્યવહાર વધી જતાં, ગોલ્ડન બ્રિજ સાંકડો પડવા લાગ્યો અને પૂરતો કાર્યક્ષમ ન રહ્યો. તેથી રાષ્ટ્રીય ધોરી માર્ગ નં. ૮ ને જોડતો એક વિશાળ પૂલ, ભરૂચ પાસેના ઝાડેશ્વર ગામ આગળ બાંધવામાં આવ્યો છે, અને ઇ. સ. ૧૯૭૭ના માર્ચ માસથી તે ચાલુ પણ થઈ ગયો છે.

નર્મદા નદીના પાણીને નજીકના દરિયાના ભરતીની અસર થવાથી ભરૂચના કિનારાનું પાણી ખારું અને ડહોળાયેલું રહે છે, એથી એ પીવાના કામમાં આવતું નથી. સામાન્ય રીતે ભરૂચનાં ઘણાં ઘરોમાં પાણીનાં ટાંકાં હોય છે, જેમાં સંઘરાયેલું પાણી પીવાના ઉપયોગમાં લેવાય છે. ઉનાળામાં પીવાના પાણીની વરતાતી અછતને લીધે જ ઔરંગઝેબે ભરૂચનું નામ 'સૂકાબાદ' (Dry city) આપેલું.

રાજકીય ઉથલપાથલ, દુષ્કાળ, વાવાઝોડાં, રેલ, દાર ધરતીકંપ, અનાવૃષ્ટિ, રોગચાળો એમ અનેક આફતોનો માર ખમી રહેલા ભરૂચની જાહોજલાલી આજે પહેલાં જેવી રહી નથી. એકવારના રૂના વેપારના

જગવિખ્યાત મથક ગણાતા શહેરમાં આજે એકજ મીલ ચાલુ છે. નદીમાં દર વર્ષે કાંપ જમા થવાને કારણે પુરાણ થતું હોઈ, તેનો દરિયાઇ વ્યવહાર લગભગ ખોરવાઇ ગયો છે. નદીની સપાટી ઊંચીને ઊંચી આવતી જવાને કારણે રેલના પાણી પણ વર્ષો વર્ષ વધુને વધુ ઊંચાં ચડે છે ને શહેરની ખાનાખરાબી કરે છે ઢોળાવ અને ચડાવવાળા, ખરબચડા કાળા પથ્થરથી છવાએલા અને સાંકડા રસ્તાઓ, પાકી ગટરના અભાવે ખાળકૂવા અને મોરીઓનાં ગંદા પાણીથી કાયમ ભેજવાળી રહેલી સાંકડી ગલીઓ અને જૂની ઢબનાં ખખડધજ મકાનો ધરાવતું ભરુચ ઐતિહાસિક અવશેષની જેમ કાળના ઝંઝાવાતો સામે ટકી રહ્યું છે. ભલે આજે એ ભગ્ન દશામાં હોય, છતાંયે 'ભાંગ્યું ભાંગ્યું તોયે ભરુચ' છે !

પ્રો. નરોત્તમ વાળંદ



# જૂના લોકઢાળ અને સંગીત

શ્રી જયંત આચાર્ય

કાવ્ય અને સંગીતને ભલે પોતપોતાનાં આગવા વ્યક્તિત્વ હોય, છતાં લોકજીવનમાં એ બન્ને તત્ત્વોએ તાણાવાણાની જેમ સાહચર્ય સાધ્યું છે.

વેદથી માંડીને મનુષ્યે જીવનના થનગનાટને, જીવનના આનન્દશોકને, જીવનનાં સુખદુઃખને, શબ્દ અને સૂર સાથે અવતાર્યાં છે. એ શબ્દોને જો સૂર અને તાલની સંગત ન મળી હોત તો ? કદાચ આપણે લોકગીતોના અમૂલ્ય વૈભવનો વારસો ગુમાવી બેઠા હોત.

લોકગીતોનું કાવ્યતત્ત્વ ભલે ઉચ્ચકક્ષાનું કે સૂક્ષ્માતિસૂક્ષ્મ ઊર્મિઓને વ્યક્ત કરનારું ન હોય પણ આપણી આમજનતાના જીવનમાં જે ભાવોનું પ્રાધાન્ય હતું અને જે એમને હસાવી શકતું, રડાવી શકતું, રમાડી શકતું, વિવિધ રસમાં તરબોળ કરાવી શકતું—એ આપણું લોકસંગીત, આપણા જીવનના ખારા સમુદ્રમાં, મીઠી વીરડી જેવું રહ્યું છે.

આપણું એ લોક સંગીત પ્રગતિશીલ પણ રહ્યું છે : બે ત્રણ સ્વરની મર્યાદામાં રમતું વેદ ગાન, સાગરના ઘોષનું કે સરિતાના કલ્લોલનું કે વાતા વાયરાનું કે વર્ષાના ગર્જનવર્ષણનું શાબ્દિક પડઘા પાડતું હોય—એમ એનો લીલાવિસ્તાર કરે છે.

ત્યાંથી આગળ ચાલીને એ રમઝટ, બાળકોના થનગનાટને વ્યક્ત કરે છે. '**ચક્કરડી ... ચાંદલો**' બોલતી ને ફૂદરડી ફરતી કે "**ચણાક ચીભડી... બામણ બીબડી**' ની રમત રમતી બાલિકાઓના કંઠે, એકાદ બે સ્વરની લહરીઓ ઊભરાય છે.

વળી એ શબ્દસંગીતનો સુયોગ, જીવનના તડકા છાંયાને શબ્દદેહ આપે છે:

કોણ હલાવે લીંબડી ? કોણ હલાવે લીંબડી ?
ભાઈની મારેલ બેનડી ! ભોજાઈની રંગેલ ચૂંદડી !

તો વળી ક્યાંક ખેતરમાં કાંગ વીણતાં વીણતાં ગીત રચાઈ જાય છે :

કાંગ ખેતર ગ્યાં'તાં, રે ગોરી કાંગ લ્યો.

શબ્દ–સ્વરની જોડી ત્યાંથી માતાને કંઠે હાલરડાં રૂપે નિર્ઝરે છે–અને ગેલતાં–છલંગતાં ને ધમધમન્તાં મટીને, માર્દવ ધારીને, બાલુડાંની આંખમાં નિન્દરડીનાં જાદુઈ અંજન આંજતું માધુર્ય ધરે છે.

અળો બો બો હાલ્ય હાલુડાં હાલ્ય, હાલો ને વાલો;
હરિને હિંચકો વાલો રે, હરિને હિંચકો વાલો.

પછી તો જીવનવેલડીએ કડવામીઠા કંઈક અનુભવો શબ્દ દેહ ધરે છે અને સંગીતની પાંખે સ્વાનુભવો, પરાનુભવ બને છે અને પરાનુભવો, સ્વાનુભવ બને છે.

" મોર બોલે મધુરી રાત રે, નીંદરા ના આવે; "
કે પછી " કા'ન તારી મોરલીએ જી રે, ગરવો ઘેલો કીધો; "
અથવા " હું તો ભૂંભલાં વીણવા ગૈતી રે, રાજલ મારવાડી; "

–એમ એ ગીત એક સરખા સ્વરઢાળે કે આવર્તનોને પંથે પરવરતું ને પૂરું થતું.

પણ એમ કરતાં કરતાં એક સરખાં આવર્તનોની એકવિધતા લોકકાનને લુખ્ખી લાગી હશે. એટલે ગીતની અંદર સ્થાયી અને અંતરાનું વૈવિધ્ય જન્મ્યું :

સ્થાયી : મારા વા'લાના વન માંહ્ય, વાગે રૂડી વાંસલડી !
હું તો ઘેલી ફરું ઘર માંહ્ય, કોણે દીધી સાંકલડી ?
અંતરો :– ઘોણિયા વિના ગા દોવા બેઠી
સાડી ભીંજાણી નવ જાણી રે !
વાછરડાં વારન્તાં વહુએ
બાળક બાંધ્યાં તાણી રે.... વાગે રૂડી વાંસલડી.

આમ લોકગીતમાં સ્વરની ચડાઊતરીનો કે સ્વરના વળાંકનો પ્રવેશ થયો.

સોનેટમાં ષષ્ટક-અષ્ટકના ભેદ હોય છે તેમ લોકગીતમાં ધ્રુવભાવ અને આનુષંગિક ભાવનાં વિનોદન–diversion-ની નવકલ્પના થઇ.

પણ જ્યારે ગુજરાતીમાં કાવ્યે નવવિકાસ સાધ્યો ત્યારે એ વિકાસને અનુરૂપ સંગીતની આવશ્યક્તા જણાઇ. ત્યારે એ કાવ્યના ચિન્તનગાંભીર્યને યોગ્ય રીતે અભિવ્યક્ત કરવાને માટે જૂનાં લોકસંગીતમાં **કાંઇક–નવસર્જનની કાંઇક Leaveningની–એટલે કે સુદામાના તાન્દૂલમાં સુધાનો સ્વાદ ભરવાની અપેક્ષા જાગી.**

નવયુગના કવિએ ઝીણવટથી લોકગીતમાં, લયનો રસાનુસારી કે રસાનુકૂલ ભેદ પારખ્યો. લગ્નગીતોમાં પ્રયોજાતી ભિન્નભિન્ન લયોની સકારણતા એ સમજ્યો :

'ભાણા જેવડો ભા–ણુ, ઊગ્યો ડુંગર ઓરડે'

એ પ્રભાતિયામાં લય ધીરગંભીર વહે છે અને પ્રકૃતિના પ્રસન્ન–ભવ્ય ભાવને ગૌરવભેર ગાય છે. એ જ રીતે પરગામ જતી જાનની જાનડીઓ, લગ્નનાં વધામણાં, જાણે કે, સારા જગતને, મયૂરકંઠે પાઠવે છે :

'મોર જાજે ઉગમણે દેશ! મોર જાજે આથમણે દેશ!
વળતો જાજે વેવાયુંને માંડવડે હો રાજ!'

પણ જેવી જાન ગામમાં પ્રવેશે છે, ઢોલ ઢબૂકે છે, સામૈયાં થાય છે કે તરત ગીતની લય ગતિ પકડે છે :

'આવે આવે રે, વાસુદેવનો નન્દ, પૂનમ કેરો ચન્દ,
કે વર આવ્યે અજવાળાં રે'

પછી વર તોરણે આવે છે, પોંખાય છે, મંડપમાં પ્રવેશે છે : ત્યાં તો વરપક્ષની વનિતાઓ દ્વારા ધીરગંભીર સ્વરે, કન્યાને વિનવે છે :

**'બા'ર પધારો, સોરંગા સુંદરી, બા'ર અલબેલો આવી ઊભા'** આમ રસાનુકૂલ **લયમાં** ગીતો ગવાતાં જાય છે. તો વચ્ચે ક્યાંક ફૂટાણાં પણ તડાફડી જમાવે છે :

પાન રે પાન, અમદાવાદી પાન લ્યો!
મનજી કે હું પાન ખાઉં!

બાવો થાઉં, જોગી થાઉં બાયડી છોકરાં વેચી ખાઉં
તોય હું પાન ખાઉં....પાન રે પાન

ને આમ લયપલટાની પ્રેમ નંદી ખૂબીઓ ખેલાતી જાય છે. પછી તો વરકન્યા પરણી ઊતરે છે અને વિદાયની કરુણમંગલ ઘડી આવી પહોંચે છે. : સહિયર મૂકતાં અચકાતી અશ્રુભરી લાડકીને, વર વિનવે છે : ( અતિ કરુણભાવ સાથે અતિવિલંબિત લયનું ઔચિત્ય ખૂબ પ્રભાવક લાગે છે. )

'ઢોલીડા ઢબૂકયા લાડી, ચાલો આપણે ઘેર રે,
ઘડીકરચો તો માગું મારા દાદા પાસે શીખ રે.
હવે તો શી શીખ રે લાડી, હવે તે શા બોલ રે ?
પરણ્યા એટલે, પ્યારાં લાડી ! ચાલો, આપણે ઘેર રે !

લોકઢાળોનો સમુચિત વિનિયોગ દલપત-નર્મદ ને નવલરામે કર્યા પછી સુવિશેષ હથોટીથી કવિશ્રી ન્હાનાલાલે કર્યો. પરંતુ એમનાં કાવ્યોનાં કાવ્ય-તત્ત્વને જચતું સંગીત આપવા માટે મૂળ લોકગીતોની લયમાં ઘટતા ફેરફાર કરાય તો જ કાવ્યસંગીતનું દામ્પત્ય અરઘે : જેમ કે **વિશ્વગીતા** માંથી:

'તરસ્યાં એ વાદળીને તીર
વિહંગરાજ તરસ્યા ઊડે રે'

શુકદેવજીનાં નૈષ્ઠિક બ્રહ્મચર્યને અનુલક્ષીને લખાયેલ એ ગંભીરભાવધારી ગીત ઢળાયું છે લોકગીતના ઢાળમાં :

'શેના લીધાં છે મારા શ્યામ
અબોલડા શેના લીધા રે ?
હૈયામાં રહી જાશે હામ....... અબોલડા શેના લીધા રે'

મૂળ લોકગીત 'ચલતી'મા – દ્રુતલયમાં ચગે છે અને એમાં સ્થાયી – અંતરાનું વૈવિધ્ય નથી.

પણ કવિશ્રીનું ગીત તો ગંભીરભાવે ભરેલું છે. એમાં હિંચના તાલની રમઝટ ન છ.જે. એના રસને વફાદાર રહેવા માટે એને આ રીતે ગવાય :

'તરસ્યા – એ-વાદળીને — તી–ર
વિહંગરાજ તરસ્યા ઊડે — રે —

વળી કવિએ અંતરાની પણ રચના કરી છે :

ઊડો રાજ ! પાંખમાં ભરી અનંત પ્રેરણા —
સાગરને નથી સામા તી–ર....... વિહંગરાજ '

એમનું બીજું ગીત લઈએ :

" શતદલ પદ્મમાં પોઢેલો,
પરિમલ દાખવો હોય જો દીઠેલો ! ....... હો શતદલ "

લોકગીતનું મૂળ બીજું છે :

' રામ–બાણ લાગ્યાં હોય તે જાણે !
ઓલ્યા મૂરખા તે મનમાં શું જાણે ? '

જેમણે આ ' રામબાણ ' નું ભજન એના ઊધમાત સાથે સાંભળ્યું હશે એને તરત સંવેદન થશે કે કવિશ્રીના અર્થગંભીર ઊર્મિગીતને ધીર ગંભીર ગતિથી ગાઈએ તો જ એના પ્રભાવને માણી શકાય :

શતદલ....... પદ્મમાં....... પોઢેલો.......
હો પરિમલ.... દાખવો....હોય જો.... દીઠેલો.... હો શતદલ....

કવિશ્રીનું માહિષ્મતીને ઘાટે ' હૈયાં ને હેતની ભરી ભરી રૂપતી વાદળીઓ સમી પનિહારીઓ ઝોલાં ખાતી પાણી ભરતી ગાય છે તે ગીત લઈએ :

' સખિ ! આવે–આવે ને ઓસરે, પાણીડાં કેમ ભરીએ ?
એવાં માહિષ્મતીનાં નીર, પાણીડાં કેમ ભરીએ ? '

ઝોલાં ખાતી પનિહારીઓની જેમ જ **ઝોલાં ખાતું આ ગીત ગવાય તો જ આવતાં ને ઓસરતાં માહિષ્મતીનાં નીરને કાંઈક ન્યાય થાય.** પણ એ ગીતનો મૂળ ઢાળ તો છેલછબીલો ને થનગનતો છે :

' હું તો ગૈતી મા'દેવજીને મેળે, ઘોડલીઓ ઘમકે છે ! '

મૂળ ગીતમાં ચાંચલ્ય છે. કવિશ્રીના ગીતમાં તો ' પાંચ પાંચ તત્ત્વના

માંડવાં ' 'ત્રણ મણ ગુણની ઘેલ,' 'અનન્તનાં ઊછળતાં નીર' અને 'કાળના કૂવાને કાંઠે, નિ:સીમના વાંતા સમીર'ની વિરાટ ચર્ચા છે. એટલે લોકગીતના મૂળ ઢાળે અણુ મટીને વિરાટ થવું જ રહ્યું.

એ જ પ્રમાણે 'બતા દે સખિ, કોન ગલી ગયો શામ' એ ભજનના ઢાળમાં ઢળાયેલ 'વિરાટનો હિંડોળો ઝાકમ ઝોળ'— એ ગીતને એના યથાતથ મિજાજમાં, સ્વ. પંડિત ઓમકારનાથજીએ ગાઈને, જાણે કે, ગીતને આનંદસમાધિની પરાકાષ્ઠાએ પહોંચાડ્યું છે.

એવું જ એમનું એક મસ્ત પ્રભાતે–ઉદયનું ગીત એક પ્રાયઃ ચંચલ લયમાં ગવાતાં પ્રભાતિયાંના ઢાળમાં આકારિત છે :

'ઊઠ પ્રભાતે સમર લે તું શ્રી ગણેશ દેવા !
નામ લેતાં વિઘન હરે, સફળ વાકી સેવા !'

પણ કવિશ્રીનો શબ્દવૈભવ ખરે જ ઉદાત્ત — exalted છે :

"ઊગે છે પ્રભાત આજ, ધીમે.... ધીમે....
ઊગે છે ઉષાનું રાજ, ધીમે.... ધીમે........ ઊગે છે—
રજનીની ચૂંદડીના છેડલાના હીરલા શા,
ડૂબે છે તારલા આજ ધીમે.... ધીમે.... ઊગે છે—
પરમ પ્રભાત ખીલે, અરુણનાં અંગ ઝીલે
જાગે પ્રભુ વિશ્વમાં, ધીમે.... ધીમે....
જાગે પ્રભુ જીવમાં, ધીમે.... ધીમે.... ઊગે છે."

આ છે, લોકસંગીતને પૃથકમાંથી ભવ્યતાને શિખરે આરૂઢ કરાવીને ઉદાત્ત કાવ્યતત્ત્વને બહેલાવતી સંગીતકારની કારીગીરી. એ જો ન હોય તો કાવ્યસંગીતનું દામ્પત્ય, ઈશ્વરપાર્વતીનાં સૌભાગ્ય સમું ભવ્યત્વ ન ધારી શકે.

એ જ રીતે રસાનુકૂલ લયની પરવરીશ કરવા માટે આપણાં જૂનાં નાટકોનો પણ સારો ફાળો રહ્યો છે. કા'ન ગોપી વચ્ચેની પ્રેમ વઢવેડનાં પદો – જે નરસિંહ મહેતાનાં લખેલાં છે—હોળીના ઘેરૈયાની ઝપટ ભરી ચાલમાં ગવાતાં હતાં. પણ જૂના નાટકમાં રાધાકૃષ્ણના શૃંગાર ગીત તરીકે પ્રયોજવા માટે કાંઈક સંસ્કારવાની જરૂર લાગતાં, ગીતને ધીમી લયમાં મૂકીને એને ગૌરવ આપ્યું છે: મૂળ ફેરવામાં ગવાતું :

પાલવડો મારો | મૂકોને મોહન | મને મારગડે | જા વાદ્યો -
વળતાં આપીશ | દાણ દધીનાં | મૈં મારાં વે | ચા–વા દ્યો-

તેને બદલે લયને વિલંબિત કરીને જ્યારે એ ગવાતું ત્યારે એ ગીત જયદેવના ' ગીતગોવિન્દ 'ની છટાને ધારણ કરતું.

વળી 'શાકુન્તલ' પરથી રચાયેલ 'મુદ્રા પ્રતાપ' નામના નાટકમાં પહેલાં પ્રવેશમાં સખીઓ સાથે શકુન્તલા ધીરે ધીરે પ્રવેશે છે ત્યારનું ગીત ઢાળેલું છે એક લોકગીતના ઢાળમાં :

' આવી છે ' હળવદ ' ગામની જાન રે ઝરમરિયા ઝાલા....'

એમ હિંચમાં ગવાતાં ગીતને વિલંબિત લયમાં ઢાળીને રસ દૃષ્ટિએ સંસ્કાર્યું તેના શબ્દો છે :

ચાલો.... | ચાલો....ને | સીં....ચવા | સાહેલી રે |
અમૃત.... | ઘટૂલી.... | ભ....રી.... | સા....ર | કરો....ને
જ....ળ | ધા....ર | ....

ધીમે પગલે, ઢાળ ઊતરતી, યૌવનમદ ભરી એ સખીઓ, ગીતની લયને પણ જાણે મદભરી બનાવે છે.

તો વળી ક્યારેક મૂળ ફટાણાંની જ ચંચલ ચાલમાં ઢાળેલું એક ફિલ્મનું ગીત યાદ આવે છે :

" મૈં બનકી ચિડિયાં બન કે બન બન બોલું રે '

મૂળ ફટાણાના બોલ છે : ' ગઢમાં ગધેડી વિંયાણી, ભોળા ભમરા રે,' આમાં માત્ર શબ્દો જ બદલાય છે ને ગીતની કાયાપલટ થઈ જાય છે.

તો કયાંક વળી એક રાસની રસાળ ઢબે સરકતાં લોકગીતને યુદ્ધગીત માટે વિનિયોજી શકાય છે. મારું ૧૯૩૦માં લખેલું યુદ્ધ ગીત છે :

અબ ચલો ! બિરાદર ચલો ! જંગમેં ઝૂંક પડો !
અબ બજા હૈ ડંકા સૂનો ! જંગમેં ઝૂંક પડો !
અબ શકુન હૈ ચંગા ભલા, જંગમેં ઝૂક પડો !

ખટકા સાથે right-left કરતું એ ગીત-એ યુદ્ધગીત-મૂળમાં, તો નવરાત્રીના ગરબા પરથા સરજાયું છે :

'મહાકાળી છે મંગળ કારી કે અંબા અલબેલી.'

એવું જ બીજું યુદ્ધગીત લઈએ :

ચાલો સહુએ રણ-મેદાન, ભારતનાં સંતાન !
શૂરા સાથી ! જુસ્સાથી, છોડાવો હિન્દુસ્તાન !

એમાં પ્રલંબ સૂરે ગવાતી ચોપાઈના જ ટૂકડાઓમાં થોડી ભાંગફોડ કરીને વિનિયોગ સાધ્યો છે.

નરસિંહ મહેતાનાં ઝૂલણામાં ઢાળેલાં 'પરભાતિયા'માં ઘણું બધું વૈવિધ્ય છે :

(૧) જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ધેનમાં કોણ જાશે ?
(૨) નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો ?
(૩) અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ !
(૪) વિપ્ર ચાલ્યો વળી, કૃષ્ણ સાથે મળી, ચિત્તમાં શોચી વિચાર કરતો.

ઉપરના પરંપરિત ઝૂલણામાં ઢાળેલા ઉપરના ચારે પદમાંથી પહેલું અને બીજું પદ સામાન્ય ભાવ વ્યક્ત કરે છે અને એવી જ સામાન્ય ઢબમાં ગવાય તે બરાબર છે.

પરંતુ બીજું અને ત્રીજું પદ ગંભીર ચિન્તન અને ગૂઢ આધ્યાત્મિક ભાવનું વાહક છે. તેને ગાવા માટે સંગીત પણ ભવ્ય કક્ષાનું હોવું ઘટે. એટલે એ ગીતોને ગાવા માટે ભિન્ન સંગીત છટાનો આશ્રય લેવો ઘટે. ખંભાવતીના સ્વરોમાં એને પ્રલંબ સુરોમાં આ રીતે ગાઇએ તો એનો ઔર પ્રભાવ પડે.

એવી જ રીતે કવિ કાન્તનું 'આજ મહારાજ જલ પર ઉદય જોઈને,'

ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે ' એ કાવ્ય પણ એવી જ ધીરગંભીર પરવરીશની અપેક્ષા રાખે છે.

આપણા છંદોને પણ મેઘાણીભાઈ, અને અન્ય કવિઓએ કાટછાંટ કરીને સૂર તાલના બીબામાં ઢાળીને સુગેય બનાવ્યાં છે.

આમ લોકઢાળોનાં ઓઢણાં ઓઢીને, કાવ્ય સુન્દરી, સોહાગણના અવનવા શણગાર ધરે છે અને જેમ પાર્વતી તપ કરીને પરમેશ્વરને વરીને સ્વયં પરમેશ્વરી બની હતી તેમ લોકસંગીતમાં પણ નવસર્જન થતાં રહ્યાં છે અને થતાં રહેશે.

કાવ્ય તત્ત્વની ઉદાત્તતાનો ભવ્યભાર વહન કરવા માટે લોકઢાળોને પાર્વતી પેઠે તપ તપીને, કાયાપલટ કરીને, ગીતનું ગૌરવ પ્રાપ્ત કરવું પડ્યું છે.

છતાં એ નિરપવાદ વાત નથી. એવાંય લોકગીતો છે કે જે જેવાં છે તેવાં, કાવ્યભારનો વૈભવ ધરે છે તેમજ કાવ્ય વૈભવને અનુકૂલ ગેયતાનું સૌભાગ્ય પણ ધરાવે છે.

એનું એક જ દૃષ્ટાન્ત આપીને આ લેખ પૂરો કરું છું. લગ્ન પ્રસંગે ગવાતાં પ્રભાતિયાનો આ પ્રમાણે સ્વચ્છેદ રજુ કરું છું.

ભાણાં જેવડો ભાણ, ઊગ્યો ડુંગર ઓરડે!
આણી પેરે ઊગેલા ભાણ, ઓણી પેરે હરણાં હળવે છે!
હરણાં છોડીને મેલ, બળદ જોડે રે કલોળિયા?
બળદે એવડી રાશ, ખેડુમે માથે મોળિયાં!

ખેડી શઘલડી સીમ, વાવી તે લાલ કસૂંબડી!
રંગી ઇશ્વરની મોળ્ય, રંગી પારવતીની ચૂંદડી!
ચૂંદડીએ ચોખલિયાળી ભાત, મોળિડે મોતી જડચાં!
પહેરો ઇશવરજી મોળ્ય, ઓઢો પારવતીજી ચૂંદડી!

કેવું પ્રસન્ન ભવ્ય સૌંદર્ય નિરુપણ છે? આકાશ વિશાળ ખેતરના સેઢા સીમાડા. ઇશ્વર જેવો સમર્થ ખેડૂત. હળેથી હરણાંને છોડીને, ખમતીધર બળદને જોડવાની વિનવણી. ગગનભરી વાવેલી લાલકસૂંબી. વાવ્યા ભેગી જ

વ્યોમ વ્યાપી ખીલી ઊઠેલી એ લાલ કસૂંબીનો ફૂલ્યોફાલ્યો ફાલ. કેવી ચમત્કૃતિ... પણ હવે અમેળ રંગવૈભવનો વિનિયોગ શું ? ત્રિભુવન વ્યાપી શંકરપાર્વતીને ચરણે જ એનો સાર્થ વિનિયોગ ઘટે. એનાથી તો શંકરની મોળ્ય રંગાય અને પાર્વતીની ચૂંદડી રંગાય. કેવી છે એ મંગલ કૃતાર્થતા !... પણ એ શંકરપાર્વતીના શણગારમાં આથમતા તારા રુપી 'ચોખલિયાની ભાત' અને 'મોળ્યમાં મોતીડાની છાંટ ન હોય તો એ લચકા લોળ્ય કસૂંબીની એકવિધતા કેટલી સુંદરી રીતે નિવારી શકાય ! આમ ગીતનું કાવ્ય તત્ત્વ વેદના ઉપાસકતોની માળામાં પણ મેરુસ્થાને બિરાજે છે. એનું સ્વરકલેવર પણ જાણે ઈશ્વરનાં હળ સાથે રમતું જાય છે, કસૂંબીની વાવણી સાથે વિલસતું જાય છે, કસૂંબીના ફાલ સાથે હસતું જાય છે અને શંકર-પાર્વતીના અંગે સુહાઈ એ કસૂંબી વૈભવ ધન્ય બને છે.



# મૂર્ખ ફાગ

ડૉ. રમણલાલ ચી. શાહ
અધ્યક્ષ, ગુજરાતી વિભાગ, મુંબઈ યુનિવર્સિટી

પતિ–પત્ની વચ્ચેના વિસંવાદ કે સંઘર્ષનો વિષય સનાતન છે. જ્યાં પ્રેમલગ્નો થાય છે એ દેશોમાં કે પ્રજામાં પણ પતિ-પત્ની વચ્ચે અણબનાવ અને વિચ્છેદના કિસ્સા પુષ્કળ બનતા હોય છે. પ્રેમલગ્નો પણ સમય જતાં વિસંવાદ, સંઘર્ષ કે વિચ્છેદમાં ન પરિણમે એવું નથી. તો પછી જ્યાં માબાપે ગોઠવી આપેલાં લગ્ન થતાં હોય છે, ત્યાં પતિપત્નીની વચ્ચે કયારેક મેળ ન રહે તેવો સંભવ સ્વાભાવિક છે. સરળ અને સતત સુસંવાદી ભાવસભર લગ્નજીવન પામવું એ સહેલી વાત નથી. એ ઉભય પક્ષે સમજણ, સહિષ્ણુતા અને દીર્ઘ સાધના માગી લે છે. સાચો પ્રેમ હોય ત્યાં એ સંભવી શકે છે. પ્રેમલગ્નોમાં આમ બનવું અશકય નથી, પણ માબાપે ગોઠવી આપેલાં લગ્નોમાં પણ કેટલાંક આવાં ઉત્તમ ઉદાહરણરુપ નીવડે છે.

કજોડાંનો વિષય ભારતમાં પ્રાચીન સમયથી ચાલ્યો આવે છે. જ્યાં માબાપે પ્રતિષ્ઠા, દબાણ કે સ્વાર્થ ખાતર લાકડે માકડું વળગાડી દીધું હોય ત્યાં શારીરિક કે માનસિક કજોડાંનું દુઃખ, વિશેષતઃ કન્યાને માથે ભોગવવાનું આવે છે. પોતાના કરતાં વધુ બુદ્ધિશાળી, વધુ તેજસ્વી પતિ મેળવવાની અપેક્ષા પ્રત્યેક યુવતીની હોય છે. તેથી પોતાના કરતાં ઊતરતો, અભણ કે મૂર્ખ કે અરસિક પતિ પામેલી યુવતીનું દુઃખ અસહ્ય બને છે. એવા દુઃખને પોતાની કવિતા દ્વારા વાચા આપવાનું કાર્ય મધ્યકાલમાં કેટલાક કવિઓએ કર્યું છે.

મધ્યકાલમાં પતિપત્નીનાં કજોડાંને વિષય બનાવી જેમ ગરબો લખાયો છે તેમ એક 'ફાગુકાવ્ય' પણ લખાયું છે. આ ફાગુકાવ્યનું નામ છે 'મૂર્ખ ફાગ'. એના રચયિતા વિશે કે એના રચના સમય વિશે આપણને નિશ્ચિતપણે કશું જાણવા મળતું નથી. સાંસારિક વિષયનું કાવ્ય હોવાથી તથા કાવ્યમાં પ્રારંભમાં ગણેશની સ્તુતિ હોવાથી એના કર્તા કોઈ અજૈન કવિ હશે એમ મનાય છે.

૩૫ કડીના આ કાવ્યમાં ફાગુનાં કોઈ વિશિષ્ટ લક્ષણો જોવા મળતાં નથી, પરંતુ કાવ્યમાં વસન્ત ઋતુનું વર્ણન વિપ્રલંભ શૃંગાર માટે કરાયું છે તથા રચના ફાગુબંધમાં થયેલી છે, એ દૃષ્ટિએ એને ફાગુકાવ્ય તરીકે ઓળખાવી શકાય કવિએ પોતે પોતાની કૃતિને 'ફાગ' તરીકે ઓળખાવી છે એ પરથી સ્પષ્ટ છે કે ફાગુનાં સ્વરુપમાં ફાગુનાં એકાદ બે લક્ષણ માત્ર નામનાં હોય તો પણ તે કૃતિ 'ફાગુ' તરીકે ત્યારે ઓળખાવાતી હશે.

એક અત્યંત રુપવતી અને ચતુર નારીને પતિ મૂર્ખ મળ્યો છે. આથી કજોડાંનું દુઃખ તે સ્રીને ભોગવવાનું આવ્યું છે. કાવ્યના આરંભમાં જ કવિ આ સ્થિતિનો નિર્દેશ કરે છેઃ

એક નારી નવજોવની, તેહનો રે નીસત નાહ
કરમે લાગ્યા રે કજોડલાં, દઈવે દીધો રે દાહ....૨.

નારી નવયૌવનમાં આવેલી છે અને તેનો નાથ નીસત (નિઃસત્વ) છે. કજોડાંના દુઃખે તેના દામ્પત્યજીવનને બાળી નાખ્યું છે.

યુવતીનો પતિ તો મૂર્ખ છે. પરંતુ એનો લગ્નસંબંધ બાંધી આપનાર પિતા પણ મૂર્ખ છે, કારણ કે એણે કાગડાની કોટે માણેક બાંધ્યું છે. કવિ કહે છે :

મૂરખ બાપિ બાંધિઉ માણુક કાગની કોટિ
રતન જડાવૂ રેહટિઈ પાણિ પટોલાની મોટિ....૪

પતિપત્ની વચ્ચેની અસમાનતા, વિશેષતઃ પતિની પત્ની માટેની અયોગ્યતા વિવિધ સચોટ દૃષ્ટાન્તો વડે કવિએ કાવ્યમાં વર્ણવી છે.

ચન્દન ધાલૂ રે ચૂલડિ, સંધ સીચાલા ને સાથિ,
કાગ કપૂર સુ જાણે રે, અંધ અરિસાની ભાતિ....૫

કલયુગ માંહે કજોડલાં, તે દીઠે મહા દુઃખ પાય,
મૂરખ ને ઘર મોહિની, તે દુઃખ કેહિ પર જાય.

જેમ ચંદનના લાકડાને ચૂલામાં બાળવામાં આવે, કાગડો જેમ કપૂરનું મહત્ત્વ ન જાણે, આંધળા આગળ જેમ આરસી ધરવામાં આવે તેમ મૂર્ખ

પતિ આ રત્ન જેવી કન્યાને પારખી શકતો નથી. આથી કન્યા મૂંગી વેદના અનુભવે છે. એની વેદના માધવ માસનું આગમન થતાં વધે એ સ્વાભાવિક છે. કાવ્યમાં કવિએ એક પછી એક કડીમાં કન્યાના દુઃખદ અનુભવોને અને એની તીવ્ર મનોવેદનાને આલેખી છે. જ્યારે પોતાની વેદના હૃદયમાં સમાતી નથી ત્યારે કન્યા સખીઓ પાસે પોતાનો ઉભરો ઠાલવે છે. તે કહે છે :

સહિયર સૂતાં સુઝ સેજડી, રયણી કાલ જ થાય,
માહરા મૂરખ નાહ નિ એકિ નિદ્રાય વિહાય.......૧૯

'સખી ! પથારીમાં સૂતા જ રાત્રિ કાળ જેવી થઇને મને જાણે ભરખવા આવે છે. આખી રાત મને નિદ્રા આવતી નથી અને વેદના સતાવે છે. પરંતુ મારા મૂર્ખ પતિને તો એક જ ઉંઘે સવાર પડે છે.'

પતિ ક્યારે, કેવી રીતે સૂઇ જાય છે એ વિશે નાયિકા કહે છે ;

સુખ સુઈ સમિસાંઝનો વલગી તે એક જ ઇસ,
ઉગા પછી રે ઉઠાડિએ સાદ કરી દસવીસ........૨૦

પતિ સમીસાંજનો સૂઇ જાય છે. ખાટલામાં એક જ બાજુ એક ઈસ પકડીને સૂતો તે સૂતો. સવાર પડ્યા પછી એને ઉઠાડવા માટે દસવીસ બૂમ મારવી પડે.

મૂર્ખ પતિના ચિત્રમાં વાસ્તવિકતા રહેલી છે. એમાં કન્યાની મનોવેદનાની વ્યંજના છે, પણ સાથે આ ચિત્રમાં હાસ્ય–કટાક્ષ પણું રહેલાં છે.

કન્યા પોતે બેધડક રીતે પોતાના પતિને, મૂર્ખ તરીકે ગણાવે છે. રોષમાં આવી જાય છે ત્યારે તો તે એને 'કાયર' અને 'ઢોર' તરીકે ઓળખાવે છે

સહીયર સા માટે સાંપડો કાઅર કંથ કઠોર,
એકા મુજ મનિ આવે રે, ધાન વિહુણો સુ–ઢોર....૨૧

કન્યાની આપવીતીમાં તત્કાલીન સમાજનું પ્રતિબિંબ પડેલું જોઇ શકાય

છે. તેવી જ રીતે તેને આશ્વાસન આપવા માટે સખીઓ શિખામણના જે શબ્દો કહે છે તેમાં પણ તત્કાલીન માનસનું પ્રતિબિંબ જણાશે. સખીઓ કહે છે :

પાપણુ પીઉ બગોરઇયે એ તુઝ ભૂંડી ટેવ
કોઢીઓ કાવડી ઘાલિને સહી તે જાણવો દેવ....૩૩

કરિં નિ ભગતિ પતિવ્રતા સાઠલાની પરિ સાધ,
રુપ કરુપ કરે નહીં જા નિ તું ઇશ્વર આરાધિ....૩૪

સખીઓ કન્યાને ઠપકો આપતાં કહે છે કે તું તારા પિયુની વગોવણી કરે છે એ તારી ટેવ ભૂંડી છે, એથી તો તું પાપિણી બને છે. પતિને તો દેવ તરીકે જાણવો જોઈએ. તારો પતિ તો માત્ર મુર્ખ છે. કોઢિયા પતિને કાવડમાં લઇ જઈને ઉપચાર કે જાત્રા કરાવવાના દાખલા છે. પતિની કુરૂપતાનો કે એના અવગુણનો વિચાર ન કરતાં સ્ત્રીએ પતિવ્રતાધર્મ પાળવો જોઈએ અને ઈશ્વરની આરાધના કરવી જોઇએ કે જેથી જન્માંતરમાં એવું કજોડાંનું દુઃખ સાંપડે નહિ. સખીઓની આ શિખામણમાં સાંસારિક પરિસ્થિતિને ફિલસૂફીની દૃષ્ટિએ નિહાળવાના ભારતીય મનોવલણનો અને દામ્પત્યજીવનમાં ઉદારતા, સહિષ્ણુતા અને સમાધાન કેળવવાના ભારતીય નારીના વિશેષતઃ મધ્યકાલીન નારીના માનસનો પડઘો પડેલો છે.

કજોડાંનાં દુઃખના વર્ણનને અંતે કાવ્યનું પર્યવસાન સાંત્વન અને સમાધાનથી થાય છે. કવિની દૃષ્ટિ વિકૃત નથી એટલે ફાગુકાવ્યના પ્રકારમાં શૃંગાર રસ બહેલાવવા જે વિકૃત નિરૂપણ કેટલીક 'ફાગુ' નામધારી નિકૃષ્ટ કૃતિઓમાં જોવા મળે છે તેવું સદ્ભાગ્યે આ કૃતિમાં થયું નથી.

આ ફાગુકાવ્યમાં કવિએ પોતાના વિષયને બરાબર ન્યાય આપેલો જોઇ શકાશે. મૂર્ખ પતિના ચિત્રમાં વાસ્તવિકતા, તાદૃશતા અને સચોટતા છે. એમાં નાયિકાની મનોવેદનાનું નિરૂપણ ક્યાંક દીર્ઘસૂત્રી લાગવાનો સંભવ છે, પરંતુ એકંદરે કૃતિ રસિક છે.

❋

# વડોદરા–પુરાવસ્તુ તેમજ ઐતિહાસિક દૃષ્ટિએ

**શ્રી રમણલાલ નાગરજી મહેતા**
અધ્યક્ષ, પુરાવસ્તુવિદ્યા વિભાગ, મ. સ. યુનિવર્સિટી, વડોદરા.

( ૧ )

ભારતના પશ્ચિમ કિનારા પરની માનવવસાહતોનો ઇતિહાસ ઘણો લાંબો છે. આ વસાહતનાં એંધાણ વડોદરા જિલ્લામાં ઘણી જગ્યાએથી મળે છે. આ સ્થળોમાં આજના વડોદરા શહેરના વિસ્તારમાં આવી જતો વિશ્વામિત્રી નદીનો કિનારો પણ છે. વિશ્વામિત્રીને પશ્ચિમ કિનારે, ભીમનાથ મહાદેવની દક્ષિણે ખરાબાની દેખાય એવી જમીન છે. આ સ્થળે આજના વિકસતા શહેરમાં ઝૂંપડપટ્ટી, અને મધ્યમ વર્ગની કહેવાય એવી સોસાયટીઓ તાજેતરમાં વિકસી છે. તે પહેલાં અહીં કોતરોની વચ્ચે જૂની માનવવસાહત હતી. તેમાંથી માટી ખોદીને ઇંટો વગેરે બનાવવામાં આવતી અન્યત્ર આ સ્થળે તાડનાં ઘણાં વૃક્ષો હોઈ નાના જંગલ જેવો આ પ્રદેશ દેખાતો.

આ સ્થળે અંકોલવૃક્ષોની ઝાડી હોવાનું સકારણ માની શકાય. આ વિસ્તારમાં પથ્થરનાં નાનાં નાનાં ઓજારો વાપરનાર પશુપાલકો તથા કવચિત્ શિકાર કરનાર લોકોનાં વસ્તીસૂચક સાધનો મળ્યાં છે. અંકોલવૃક્ષોની ઝાડી પણ આ પ્રદેશમાં હતી તેથી એ ઝાડીનાં આષાઢમાં પાકતાં ફળ ખાવાના ઉપયોગમાં આવતાં. અંકોલવૃક્ષોની ઝાડી પાસે જનપદનિવેશની પ્રવૃત્તિમાં ગામ વસ્યું હોવાના પુરાવા છે.

અંકોલવૃક્ષો પાસે વસેલું ગામ સંભવતઃ વિક્રમ સંવતની શરૂઆતમાં અસ્તિત્વ ધરાવતું હતું. આ ગામનું નામ પણ વૃક્ષના નામ પરથી અંકોટ્ટક અર્થાત્ અંકોલવૃક્ષોની ઝાડી પાસેનું કે ઝાડી સાફ કરીને વસાવેલ ગામ એવો અર્થ સૂચવે છે. વિશ્વામિત્રીને તટે વસેલું આ ગામ આ પ્રદેશમાં આધિપત્ય ભોગવતું થયું. તેમાં કદાચ તેનું સ્થાન કારણભૂત હોય.

ભારતીય ભૂગોળની નજરે આ ગામ ભરુકચ્છથી ઉજ્જૈન જતાં માર્ગ

પર છે. ભરુકચ્છ, ચાવજ, ટીંબરવા, અકોટા, અજબપુરાથી મહીને કાંઠે તરસંગ જેવાં સ્થળો પર થઈને જતા માર્ગને લીધે અંકોટ્ટકમાં સાર્થની અવરજવર રહેતી. ભરુકચ્છથી ઉજ્જૈન જતા સાર્થવાહો પશ્ચિમ એશિયા તથા રોમન સામ્રાજ્યમાં આયાત થયેલો માલસામાન લઈ જતા. રસ્તે આવતાં સ્થળોએ આ સામાન આજે મળી આવે છે. વિશ્વામિત્રીતટે વસેલાં અંકોટ્ટક હાલના અકોટામાંથી રોમન માલસામાનની નિશાની તરીકે કાંસાના લોટા, હાથો, માટીનાં વાસણો, સંભવતઃ માટીની મુદ્રા વગેરે મળી આવ્યાં છે તે આ સ્થાનનું મહત્ત્વ દર્શાવે છે.

આ મહત્ત્વનું નગર આશરે એક કિલોમિટર લાંબુ અને અડધો કિલોમીટર જેટલું પહોળું હોવાનું સમજાય છે. નદીકિનારે વસેલું આ નગર પાઘડીપને વિસ્તરતું હતું. તેની દક્ષિણ સીમાએ વિશ્વામિત્રીનો વળાંક, પૂર્વ બાજુએ વિશ્વામિત્રી નદી, ઉત્તરે ભીમનાથ મહાદેવ અને પશ્ચિમે સ્પષ્ટ મર્યાદા વિનાની ગુજરાતની ભૂમિ હતી. તેમાં આશરે અડધા કિલોમીટર સુધી વસ્તીનાં એંધાણ દેખાય છે. આ દિશામાં કદાચ સપ્તમાતૃકાનું મંદિર હોય એમ સૂચવતું ‘ વાયવી ’નું મનોહર શિલ્પ તાજેતરમાં મળી આવ્યું છે.

આ નગરની ઉત્તર ભાગોળ પર ભીમનાથના મંદિરને સ્થળે શિવ અને શક્તિની પૂજા થતી હતી, પશ્ચિમે સપ્તમાતૃકા, અને નગરમાં જૈનમંદિર હતું. આ જૈન મંદિરમાં મનોહર તામ્રશિલ્પો મળી આવતાં તેના પુરાવાને બળે પશ્ચિમ ભારતની કક્ષાની સ્વતંત્ર વિકાસશ્રેણીનાં વિવિધ અંગો વધુ સ્પષ્ટ થયાં છે. આ નગરમાં તથા ત્યારપછીના વિકાસમાં આ પ્રદેશ પર બૌદ્ધ અસર નહિવત્ હોવાનું અત્યારસુધી વડોદરાની આજુબાજુ પ્રાપ્ત થતા પુરાવાઓ દર્શાવે છે.

( ૨ )

અંકોટ્ટક નગર વિકસતું રહ્યું હતું એમ ત્યાંના પુરાવા સૂચવે છે. પરંતુ તેની નીચાણવાળી ભૂમિ પર વિશ્વામિત્રી નદીમાં અવરનવર આવતી રેલનાં પાણી ફરી વળતાં. અત્યારે આ પરિસ્થિતિમાં કોઈ ફેર પડતો નથી. વિશ્વામિત્રીની રેલથી આવેલા કાદવકચરાનાં એંધાણ પણ અકોટાના ઉત્ખનનમાં મળ્યાં હતાં. અંકોટ્ટકની વિકસતી વસ્તી માટે પરાંની જરૂર ઊભી થઈ. તેને માટે વિશ્વામિત્રી નદીની પૂર્વમાં પહાડી નાળાં તથા દાંડિયા બજાર તરફનાં નાળાંની વચ્ચે ઊંચી જગ્યા પર લોકોની નજર ઠરી લાગે છે. કાનમ જેવી કાળી માટીવાળી આ ભૂમિ પર ઊગેલાં વિશાળકાય વડનાં ઝાડ પાસે આ

પરાંનો વિકાસ શરૂ થયો. અંકોટ્ટકથી આશરે દશ પંદર મિનીટમાં ચાલીને પહોંચી જવાય એવું આ સ્થળ રેલનાં પાણીની અસરથી મુકત હતું એ ફાયદો પણ હતો. અંકોટ્ટક ગામ આશરે ત્રણસો ચારસો વર્ષ સુધી વિકસતું રહ્યું. ત્યારબાદ તેનાં પરાં તરીકે વડનાં ઝાડ પાસે વિકસતા આ ગામનું નામ 'પડપદ્રક' રાખવામાં આવ્યું હોય એમ લાગે છે.

વડપદ્રક ગામ બલિ, ચરુ, નૈવેદ્ય, સત્રાદિ ધર્મકાર્ય માટે ધર્મદાય કે દેવદાય તરીકે આપવામાં આવ્યું હતું. અને શક સંવત ૭૩૪ અર્થાત વિક્રમ સંવત ૮૬૮માં રાષ્ટ્રકૂટ રાજા કર્ક સુવર્ણ વર્ષે સિધ્ધ-સ્વામી સ્થળેથી ભટ્ટ ભાનુ નામના વલભીથી આવેલા બ્રાહ્મણને તે પાછું દાનમાં આપ્યું હોવાના ઉલ્લેખો છે. આ ઉલ્લેખ પરથી સમજાય છે કે વડપદ્રક નવમી સદીમાં બ્રાહ્મણને દાનમાં આપવા લાયક ગામ હતું. તેનો વિસ્તાર તેથી મોટાં નગર જેવો હોવાની કોઈ શકયતા નથી.

મેડીકલ કોલેજ તથા નર્સિંઝ કવાર્ટર્સ, દવાખાનાની નવી ઇમારતો તથા અહીં થયેલાં ઉત્ખનનને લીધે અહીં આશરે ચોથી સદી પછી બંધાતાં મકાનો, માટીનાં વાસણો, ક્ષત્રપમુદ્રાઓ, તથા જુદે જુદે સમયે ઘડાયેલી મૂર્તિઓ વગેરે મળી આવ્યાં છે. આ તમામ અવશેષોનો વિસ્તાર સલાટવાડા, ખીચડીખાતાંથી શરૂ કરીને કોઠીથી દક્ષિણે હાલની એસ. એસ. સી. ઓફીસ, લક્ષ્મીવિલાસ રાજમહેલના ભાગો સુધી દેખાય છે. પૂર્વ પશ્ચિમ આ વિસ્તાર કાઠેવાડ દીવાણજીના વાડાથી સેન્ટ્રલ જેલ સુધી વિસ્તરે છે. જૂનાં અંકોટ્ટક શહેર કરતાં આ વિસ્તાર મોટો છે અને ક્રમશઃ વિકસ્યો છે એમ તેના જુદા જુદા ભાગોમાંથી મળી આવતા પદાર્થો સૂચવે છે.

પરંતુ નવમી સદીમાં લખાયેલાં તામ્રપત્રમાં આ ગામની સીમાઓ આપી છે. તેમાં દક્ષિણે મહાસેનક, તળાવ, પૂર્વમાં જંબુવાપિકા ગામ, ઉત્તરમા વગ્ધાચ્છક ગામ અને પશ્ચિમમાં અંકોટ્ટક ચોર્યાસીનું વર્ણન છે. આ સ્થળો પૈકી વગ્ધાચ્છક ગામ લુપ્ત થયું છે તેના અવશેષો અદ્યાપિ મળ્યા નથી. પરંતુ તે પહાડી નાળાંની ઉત્તરે હોવાની કલ્પના થઈ શકે, કામનાથ મહાદેવ સંભવતઃ વગ્ધાચ્છક ગામની એક ભાગોળે ઊભા હોવાનું અનુમાન ત્યાં પડેલા લગભગ સમકાલીન અવશેષો પરથી કરી શકાય. તદુપરાંત કારેલીબાગનો વિસ્તાર પણ આ ગામમાં આવતો હોવાનો સંભવ ત્યાંથી મળેલી કાર્તિકેયની પ્રતિમા પરથી સ્વીકારી શકાય. પરંતુ આ વાંધાઓના વિસ્તારમાં ગામઠાણ કયા હતું એનો નિર્ણય કરવો મુશ્કેલ છે. વાંધાઓમાં વસેલું આ ગામ

વગ્ધારચ્છક જેવું સંસ્કૃત રૂપાંતર પામ્યું હોય એમ લાગે છે. પશ્ચિમ દિશાનાં અંકોટ્ટક અને તેની સુસંસ્કારી નગરની હકીકતો આપવામાં આવી છે. જમ્બુવાપિકા ગામ, કોઠીનો ઢાળ ઉતરીને તેની પૂર્વમાં આવેલા જંબુબેટ વિસ્તારમાં આવેલું હોવાનું પ્રમાણ ત્યાંથી અવરનવર મળી આવતા અવશેષો છે. અકોટામાંથી જેટલા પ્રાચીન અવશેષો મળી આવે છે તેટલા જૂના અવશેષો વગ્ધારચ્છક, વડપદ્રક કે જમ્બુવાપિકા વિસ્તારમાંથી મળ્યા નથી તેથી આ વસાહતો પ્રમાણમાં નવી હોવાનું સાબિત થાય છે. વડપદ્રકની દક્ષિણ સીમા મહાસેનક તળાવ છે. કાર્તિકેયની સ્મૃતિ સાચવતું આ તળાવ નામશેષ થઈ ગયું છે, અને તે આજે પોલો પેવેલિયન જેવું નામ ધારણ કરે છે.

નવમી સદીનું બ્રાહ્મણને દાનમાં આપેલું ગામ બસો વર્ષમાં ઘણું વિકસ્યું અને તેણે નગરનું સ્વરૂપ ધારણ કર્યું. અણહીલવાડ પાટણના રાજા કર્ણને અહીંના રાજાએ વિશ્વામિત્રી નદીને કાંઠે હાર આપી હોવાનું સંજાના તામ્રપત્ર પરથી સ્પષ્ટ થાય છે. પાટણના સોલંકીઓનાં સુવર્ણકાળ વખતે ખંભાત, વડોદરા વગેરે સ્થળો પર પાટણની સત્તા ઘણી મજબૂત હોય એમ લાગતું નથી કારણ કે સમર્થ રાજવી સિદ્ધરાજના ભયને ગણકાર્યા સિવાય આ પ્રદેશે કુમારપાળને આશ્રય આપ્યો હતો. મહારાષ્ટ્રના યાદવો, માલવાના પરમારો, અને પાટણના સોલંકીઓની દોડધામ આ પ્રદેશોમાં થતી અને તેથી તેરમી સદીમાં અહીંની રાજકીય પરિસ્થિતિ કાંઈક નબળી હતી. લોકોને પોતાના બાહુબળ પર રક્ષણની વ્યવસ્થા રાખવી પડતી અને તેમાં તેમને પોતાની જાતનું બલિદાન પણ આપવું પડતું. આ પરિસ્થિતિ સૂચવતા આ યુગના લેખવાળા પાળિયાઓ દુમાડ જેવાં સ્થળોએથી મળી આવ્યા છે. એવા પાળિયાઓ વડોદરા શહેરમાં આજે વિદ્યમાન છે, તથા વડોદરા જિલ્લામાં ઠેર ઠેર આ પાળિયાઓ આ યુગની તૂટી પડેલી રાજ્યવ્યવસ્થા સૂચવે છે.

વડોદરાએ આ યુગમાં નગરનું સ્વરૂપ ધારણ કર્યું હતું તેથી તેનો વિસ્તાર ઘણો વધ્યો હતો. આ નગરમાં શિવ, સૂર્ય, શક્તિ, તેમજ જૈન શાસનનાં મંદિરો હતાં, તેમાં ઈંટેરી મકાનો, વગેરે સારા પ્રમાણમાં હતાં. આ નગરમાં થયેલી લેખનપ્રવૃત્તિમાં જૈનોનો ફાળો સારો હતો. વડોદરા એ લશ્કરી મથક હોવાનું લાગતું નથ. કારણ કે અહીં કિલ્લેબંધી દેખાતી નથી. વડોદરા, ખંભાત, ભરૂચ, કારવણ. જેવાં નગરો ખુલ્લાં હતાં. આવાં ખુલ્લાં નગરો વેપાર ઉદ્યોગનાં કેન્દ્રો હોવાનો સંભવ વિશેષ છે. વળી આ નગરોની આજુબાજુની ભૌગોલિક સ્થિતિથી પણ એ યુગનાં લડાઈનાં સાધનોની

મર્યાદા જોતાં કેટલુંક રક્ષણ મળી રહેતું હશે. પરંતુ રાજ્યની હેરફેર અને લશ્કરી પ્રવૃત્તિમાં આ ખુલ્લા શહેરોનું રક્ષણ નરદુર્ગને લીધે વધુ પ્રમાણમાં થતું હોવાનું અનુમાન ગણાય. નવમી સદીથી ચૌદમી સદી સુધી વડોદરા નગરનો વિકાસ ચાલુ રહ્યો લાગે છે. તે સમય દરમિયાન વિકસેલું વડોદરા ઉપર જણાવ્યું તેમ હાલના આનંદપુરા તથા બાબાજીપુરા વિસ્તારમાં હતું, તેથી ચૌદમી સદીમાં સોલંકીસત્તાનો અસ્ત અને ખીલજીસત્તાનો ઉદય આ વડોદરાએ જોયો હોય એમ લાગે છે.

( ૩ )

અલાઉદ્દિન ખીલજીના સેનાપતિઓએ ગુજરાતના સૈન્યને ચૌદમી સદીની શરૂઆતમાં હરાવી પાટણ તથા ગુજરાતનાં કેટલાંક નગરો કબજે લીધાં. કાન્હડદે પ્રબંધાનુસાર ગુજરાતમાં જીતાયેલાં આ નગરો પર ખીલજીઓની સત્તા જામી, તેથી આ પ્રદેશની રજપૂતસત્તાને સ્થાને ખીલજીસત્તાની સ્થાપના થઈ. ઈડર, ચાંપાનેર, જૂનાગઢ, કચ્છ અને સૌરાષ્ટ્રના બીજા ભાગો પર તેમની સત્તા દૃઢ થઈ ન હતી. પરંતુ આ જુદાં જુદાં રાજ્યો અસ્તિત્વ ધરાવતાં હતાં. આ સંજોગોમાં વડોદરા પણ ખીલજીસત્તા નીચે આવ્યું. હોવાના પુરાવાઓ છે.

ગુજરાતનો ઈસ્લામ સાથેનો સંબંધ જૂનો છે. ખંભાત, સોમનાથ જેવાં સ્થળોએ મુસલમાનોને નમાઝ પઢવા માટેની મસ્જિદો સોલંકીયુગમાં હતી. રાજ્યધર્મ પ્રજામાં માત્સ્યન્યાય પ્રવર્તમાન ન થાય એ જોવાનો હોઈ સિદ્ધરાજે ખંભાતના મસ્જિદના નુકશાન કરનારને સજા કરી હતી એવો ઉલ્લેખ વિદ્યમાન છે. પરંતુ ઈસ્લામના શાંતિના સંદેશને જાણે કે ખલ્જ પ્રાન્તના અફઘાનો વચ્ચે સંબંધ ન હોય તેવો રાજકીય વર્તાવ થતો દેખાય છે, તેમાં મંદિરોનો નાશ કરવાની તેમજ શહેરોમાં પણ તોડફોડ કરવાની લૂંટારુ કે તોફાની વૃત્તિ વિશેષ દેખાય છે. આવા તોડફોડસૂચક થરો પાટણમાં તેમજ વડોદરામાં ઉત્ખનનમાં મળ્યા છે. એ થરો પરથી ચૌદમી સદીના હુમલાઓનું અનુમાન થઈ શકે. તેરમી સદીમાં ચાલુ અંધાધૂંધીનો વિકાસ હોય એમ પણ રાજકીય રીતે દર્શાવી શકાય.

વડોદરામાં ખીલજીસત્તાનો અસ્ત દિલ્હીની ખીલજીસત્તાના અંત સાથે ૧૩૨૦માં આવ્યો અને તઘલખ સુલતાનોની અસર નીચે ગુજરાતના કેટલાક ભાગો આવ્યા. તઘલખ સુલતાન મહમ્મદ જાતજાતનાં પગલાં લેતે. તેમાં ઘણા

ક્રૂર પગલાંનો સમાવેશ થતો. આ ક્રૂર પગલાંમાં તેણે તેના અમીરોની સત્તાનો નાશ કરવા માટે લીધેલો નિર્ણય અને તેનો થયેલો અમલ ગણાવાય. આ અમલથી ચેતી ગયેલા આ પ્રદેશના અમીરોએ મહંમદ તઘલખ સામે વડોદરા, ડભોઈ વગેરે સ્થળોએ બંડ ઊઠાવ્યું અને સામે થઈ ગયા. આથી તઘલખ સુલતાનને દોડધામ કરવી પડેલી અને તેમાં તેને વડોદરા આવવું પડયું હતું. સુલતાન સામેનું આ બંડ સારું જેવું ચાલ્યું હતું.

તઘલખસમયના અંતભાગમાં ઈસ્લામનો અંગીકાર કરનાર ટાંક રજપૂતો ગુજરાતમાં સુબા તરીકે આવ્યા. તૈમુરની ચડાઈથી દિલ્હીની તઘલખસત્તા પડી ભાંગી. તેનો લાભ લઈને ગુજરાતના સુબાઓ સ્વતંત્ર થઇ ગયા. તેમણે જે વંશની સ્થાપના કરી તે મુઝફ્ફરીવંશ તરીકે તેના ગુજરાતમાં આવેલા મૂળ પુરુષના નામ પરથી ઓળખાય છે. આ વંશનું શાસન ગુજરાતમાં આશરે બસો વર્ષ સુધી ચાલ્યું.

આ શાસનનાં રાજકીય ખટપટો અને યુદ્ધની દોડધામમાં વડોદરા વારંવાર સંડોવાતું. વડોદરાથી ચાંપાનેર પર ચડાઇ કરવામાં આવી હતી વગેરે વર્ણનો પરથી વડોદરા શહેર માટે ખાસ કલ્પના આવતી નથી. પરંતુ ખીલજી સમયમાં જે પ્રાચીન વડોદરા શહેર અસ્તિત્વ ધરાવતું હતું તે તઘલખ મુઝફ્ફરીવંશના શરૂઆતના સુલતાનોના સમયમાં વિદ્યમાન હતું. આ વડોદરાની દક્ષિણ બાજુએ નવલખી વાવ, પીરઘોડાની કબર, મીર અમીર તાહેરની મસ્જિદ, માંજલપુરની મસ્જિદ, મહાસેનક તળાવની પાસેની કબરો વગેરે સુલતાનોના સમયનાં એંધાણ છે. તેમાં કબરોમાં મુકાતી માટીની ચકતીઓ ઘણી વિશેષતા ધારણ કરે છે. વડોદરામાં જુમામસ્જિદમાં સંગ્રહાયેલી હસ્તપ્રતોમાં ઘણી મોટી કુરાન-એ-શરીફની નકલ બેનમૂન છે.

આ વડોદરા શહેરમાં ચીનથી માલ આયાત થતો તેમાં મિંગ રાજ્યવંશ દરમ્યાન બનેલા વિવિધ જાતનાં વાસણો દેખાય છે. તદુપરાંત કાશાન અથવા તીમુરી નામથી ઓળખાતા પરંતુ ચીનના વાસણોની નકલ હોય એવાં વાસણો પણ ઘણી સંખ્યામાં આ વિસ્તારમાં થતાં ખોદકામમાંથી મળી આવે છે. આ યુગનાં મકાનો ઈંટરી હતાં, તેમાંથી કેટલાંક મકાનોમાં ખાળકૂવા તરીકે કંડનાં કૂવા બનાવવામાં આવતા. ક્વચિત્ ચુનાની ફરબિંદીવાળાં મકાનો પણ દેખા દે છે.

આ વડોદરા શહેરમાં જિરાવાલા પાર્શ્વનાથની મૂર્તિ પણ પધરાવવામાં

આવી છે. આ શહેરનો વિસ્તાર ઘણો મોટો હતો. તે પહાડી નાણુંથી ભેંસાણુ તળાવ સુધી આશરે બે કિલોમીટર અને વિશ્વામિત્રી નદીથી સુરસાગર સુધીના વિસ્તારમાં ફેલાયેલું હતું. તેની બહાર માંજલપુર સુધી આ ગામની અસરો દેખાતી હતી. આ વિસ્તારમાં ફેલાયેલું વડોદરા ખુલ્લું શહેર હતું. તેની પાસે કોઈ કિલ્લેબંધી ન હતી.

(૪)

આ વડોદરા શહેરની પૂર્વમાં પંદરમી સદીના અંતભાગમાં સુલતાન મહેમુદ બેગડાના વખતમાં કિલ્લો બંધાયો. આ કિલ્લો મહેમુદ બેગડાના પુત્ર ખલીલખાનના વખતમાં તૈયાર થયો. પંદરમી સદીમાં બંધાયેલો આ કિલ્લો આશરે કોશ પ્રમાણ અર્થાત્ એક કિલોમીટર લાંબો અને તેટલો પહોળો બનાવવામાં આવ્યો છે. આ કદનું વડનગર હતું. ડભોઈ એના કરતાં મોટું ન હતું. ખંભાત પણ આ કદમાં સમાય એવું નગર હતું. ચાંપાનેરના હિસ્સાર–એ–ખાસની લંબાઈ પણ એક કોશ જેટલી છે. પાટણની રાજગઢી લગભગ આ કદ કરતાં થોડી નાની છે. આમ કોશ પ્રમાણનાં નગરો અથવા નગરના વિશિષ્ટ ભાગો યુગમાં ઘણા હોવાનું સમજાય છે.

આ નગર કિલ્લેબંધ હતું. તેના ઈશાન ખૂણામાં રાજગઢી અથવા હીસ્સાર – એ – ખાસ બાંધવામાં આવ્યો હતો. તેની પૂર્વમાં પાણી ભરાઈ રહે એવી જગ્યા હતી. આ રીતે પાણીવાળી જગ્યા બચાવ માટે રાખવાની પરંપરા ચંદ્રાવતી જેવા નગરમાં સ્પષ્ટ દેખાય છે. આ સ્થળ પર વારશિયા, સરસિઆ, અજબ, રાજે તથા મહમદ તળાવ જુદે જુદે વખતે બંધાયાં લાગે છે. આ શ્રેણીમાં રામનાથ ઘોયુ તથા બીજા નાનાં મોટાં તળાવોનો સમાવેશ થાય.

આ રાજગઢીમાં પૂર્વદિશાને દરવાજેથી નીકળીને સીધા સાવલી, પોઇચા, ડાકોર, નડીઆદ માર્ગે અમદાવાદ પહોંચાય એમ છે. આ રાજગઢી સાથે સંલગ્ન વડોદરા શહેરના ગણાતા કિલ્લાનું નામ કિલાએ દૌલતાબાદ રાખવામાં આવ્યું. હતું.

આ નગરની પૂર્વ અને દક્ષિણ બાજુએ જેમ પાણી અને ખાડાટેકરાવાળી જમીન હતી તેમ પશ્ચિમમાં પણ દાંડીયા બજારવાળાં નાળાનો સુરસાગરથી શરૂ થતો ભાગ દર્શાવે છે. અત્યારે વિશ્વામિત્રીમાં રેલ આવે ત્યારે આ જૂના જલમાર્ગો ચાલુ થતા દેખાય છે.

આમ ચારેબાજુએ સુરક્ષિત જગ્યામાં બાંધેલા ચોરસ કિલ્લાના કેન્દ્રમાં માંડવી પાસે બજારો અને દુકાનો હતી અને છે. આ સ્થળે કરવેરા ઉઘરાવવામાં આવતા હોવાનો તેના નામ પરથી ખ્યાલ આવે છે. આ કેન્દ્રની ચારે બાજુ સરખે અંતરે આવેલા દરવાજામાં પૂર્વ તરફનાં તળાવો અને પાણી–સૂચક પાણીદરવાજો, દક્ષિણે ગેંડાબાધી રાખતા તે ગેંડી અથવા તેના કરતાં જૂનું બરાનપોરના દરવાજાનું નામાભિમાન રાખતો દરવાજો, પશ્ચિમે કંસારા અર્થાત્ લાહોરીપરાનો દરવાજો અને ઉત્તરે ચાંપાનેર તરફનો માર્ગનો ચાંપાનેર દરવાજો વિશિષ્ટતા ધારણ કરે છે, વિ. સં. ૧૫૪૦ અર્થાત્ ૧૯૮૪ ઈ. સ. થી ગુજરાતનું એક પાયતખ્ત ચાંપાનેર હતું. તે ખલીલખાન જ્યારે મુઝફ્ફર નામ ધારણ કરીને ગુજરાતનો સુલતાન થયો ત્યારે પણ પાયતખ્ત હોઈ મિરાત–એ સિકંદરીનો લેખક સિકંદર બીન મંઝુ જણાવે છે તેમ લોકો અમદાવાદને ભૂલી ગયા હતા એ પરંપરા ચાંપાનેર દરવાજો સાચવે છે;

કિલ્લાએ દૌલતાબાદનું નિર્માણ થવાથી પ્રાચીન વડોદરા શહેર પર માઠી અસર પડી અને તેની વસ્તી તૂટી નવા કિલ્લેબંદ શહેરમાં આવી. પચરંગી વસ્તીમાં બાજ, લાડ, શ્રીમાળી, દિશાવળ, વગેરે વણિકો, પઠાણ, આરબ વોરાઓ, મલેક, શેખ, જૈનો નાગરો, ઔદિચ્ય સહસ્રો, કંસારા વગેરે અનેક લોકોનો વસવાટ શરૂ થયો.

પંદરમી સદીમાં બંધાયેલું વડોદરા પૂર્વ, દક્ષિણ તથા પશ્ચિમ તરફ વિકસ્યું લાગે છે. તેમાં ખાસ કરીને પૂર્વમાં બાબામાનપુરા અને મહમદવાડીનો વિકાસ થયેલો દેખાય છે. બાબામાનપુરા, બાબામાન દરીઆઇ નામના સંતનું નામ સાચવે છે. બાબામાનની દરગાહની પાસે કાલિકામાતાનું સ્થાન છે. આ બન્ને નામો ચાંપાનેરની સ્મૃતિ તાજી રાખે છે. આ વિસ્તારની વસ્તીને રક્ષણ આપવા માટે વડોદરાને બીજો કિલ્લો બાંધવામાં આવ્યો. આ કિલ્લાના અવશેષો બાબામાનની દરગાહની પૂર્વમાં રાજેતળાવ પાસેથી શરૂ થઈને મહમદતળાવ પાસેથી વાડીની દક્ષિણે ગોયાદરવાજા ના મેજાણીતી જગ્યા પાસે થઇ બરાનપુરાની દક્ષિણે થઈને મૂળ વડોદરાના કિલ્લાના નૈઋત્વખૂણે મિરધાબારી અથવા મડદાબારી સુધી આવે છે.

બાબામાન એ સોળમી સદીના સંત હોવાનું ચાંપાનેરમાં તેમને નામે જાણીતી મસ્જિદ પરથી લાગે છે. તેમની કબરને આવરી લેતો આ કિલ્લો સોળમી સદીમાં કોણે બાંધ્યો એ કલ્પનાનો વિષય છે. પરંતુ ૧૫૨૬થી ૧૫૮૨ ઉત્તર ભારતમાંના રાજકારણમાં ચગતાઈતૂર્કોનું બળ બાબરના વિજય

પછી વધ્યું. તેની અસર ગુજરાતમાં નવ વર્ષે થઈ અને હુમાયુએ આક્રમણ કર્યું ત્યારે ચાંપાનેરનો મોરચો મજબૂત બનાવીને એ આક્રમણનો સામનો મુઝફ્ફરી સુલતાનોએ કર્યો. ત્યારબાદ સંભવતઃ વડોદરાનો આ કિલ્લો પણ તૈયાર થયો. સુરતનો કિલ્લો પોર્ટુગીઝો સામે મહેમુદ શહીદના વખતમાં બંધાયો, તેનો સમકાલીન વડોદરાનો આ કિલ્લો હોવાનું અનુમાન તેમાં વપરાયેલો કાટમાલ જોતાં થઈ શકે.

આ કિલ્લાઓ બંધાતા હોવા છતાં ગુજરાતના સુલતાનોના એ વળતા દિવસો હતાં. તેમના અમીરોની સત્તાલાલચ અને મહોમાંહેની ખેંચાતાણથી ગુજરાતનું રાજકીય વાતાવરણ કલુષિત હતું. તેની સરખામણીમાં ચગતાઈ તૂર્કો મહત્ત્વાકાંક્ષી અને વધુ સંપીલા હતા. તેથી બાદશાહ અકબરના આક્રમણમાં આ સત્તા તૂટી પડી. પરંતુ ગુજરાતના છેલ્લા સુલતાને પોતાની સત્તા માટે તેનાથી શકય એટલો સંઘર્ષ કર્યો. તેમાં તેણે વડોદરામાં રહીને અકબરની સેનાનો સામનો કર્યો હોવાની તેની હકીકતો નોંધાયેલી છે. વડોદરામાં પાદશાહ અકબર પણ પોતાની સત્તા મજબૂત કરવા માટે આવ્યો હતો. આમ વડોદરા યુદ્ધભૂમિ બન્યું હતું. આ ગુજરાત તથા ચગતાઈ લોકોના સંઘર્ષમાં માર્યા ગયેલા કુતુબુદ્દિનનો હજીરો વડોદરામાં અસ્તિત્વ ધરાવે છે.

આ યુગનું વડોદરા રાજગઢી, શહેર અને બાબામાનપુરા તથા વાડીનો કિલ્લો ધરાવતું હતું. વાડીના કિલ્લા બહાર ઈદગાહ તથા સ્મશાનો, કબ્રસ્તાનો તથા બાગ જોવામાં આવતાં. આ સ્થળે હાલના પ્રતાપનગર વિસ્તારમાં કુતુબુદ્દિનનો હજીરો ઊભો છે. આ અષ્ટકોણ વાસ્તુવાળો, બે ગુંબજોવાળો હજીરો મધ્ય એશિયામાં વિકસેલી અને ઈરાનમાં વિકસેલી મકબરા બાંધવાની શૈલીનો ગુજરાતમાં આ પ્રથમ નમૂનો છે. આ શૈલીનો ઉત્તમ વિકાસ તાજમહાલમાં દેખાય છે.

અકબરના વિજય પછી અર્થાત્ વિ. સં. ૧૬૩૯–૧૫૮૩ ઈ. સ. થી ગુજરાતનું રાજકીય વાતાવરણ શાંત થયું અને તે શાંતિ આશરે સવાસો વર્ષ સુધી ટકી રહી. આ વખતે વડોદરાએ હવેલી એ પ્રમાણે વડોદરા તરીકે દસ્તાવેજોમાં નોંધાય છે. વડોદરાનો મોગલવાડા આ યુગનું નામ સાચવે છે. આ સમયમાં કોઠી વિસ્તારમાં વડોદરાની સ્થિતિ કથળી ગઈ લાગે છે. તેના કેટલાક ભાગો ઉજ્જડ થઈ ગયા હોઈ તેની પર ધૂણી ધખાવતા સાધુઓ રહેતા લાગે છે. આ યુગમાં નાટક, રત્નો વગેરે લેખકો વડોદરામાં થયા.

ગુજરાતનો સમર્થ આખ્યાનકાર કવિ પ્રેમાનંદ વડોદરામાં થયો. તેને વડોદરામાં મુઝફ્ફરીવંશના અસ્ત અને ચગતાઈવંશના ઉદય વખતના સંઘર્ષોનું જ્ઞાન હોવાનો સંભવ તેની વડોદરા માટેની વીરક્ષેત્ર વડોદરાની વાણીમાં દેખાય છે. પ્રેમાનંદ, શાહજહાં અને ઔરંગઝેબનો સમકાલીન ગણાય. વડોદરામાં જહાંગીરના સમયના તથા ત્યાર પછીના દસ્તાવેજો અવરનવર મળી આવે છે. પરદેશથી આવેલા મુસાફરો વડોદરાના કિલ્લાનું વર્ણન કરે છે તથા સંસ્કૃત કાવ્યમાં પણ વડોદરાનું વર્ણન મળી આવે છે. સત્તરમી સદીના વડોદરામાં સાહિત્યસંસ્કારની ભૂમિકા હોવા બાબત શંકા નથી, પરંતુ તેની પર વધુ પડતો ઓપ આપવાના પ્રયત્નોએ ઘણો વિવાદ સર્જ્યો છે.

( ૫ )

પાદશાહ ઔરંગઝેબના જન્નતનશીનનું વર્ષ વડોદરામાં આવતા યુગસૂચક ધનાજી જાધવના હુમલાથી આલેખાયું છે. ઔરંગઝેબના અંત પછી ચગતાઈવંશના સિતારાનો અસ્તકાળ છે. તેમાં ગુજરાતની રાજકીય ક્ષિતિજ પર મહારાષ્ટ્રમાંથી નવી અસરો આવવાની શરૂઆત થઈ. વિ. સં. ૧૭૩૬–૧૭૨૦ ઈ. સ. પછી આ બળોએ મહારાષ્ટ્ર અને માલવામાંથી પોતાની સત્તા વધારવા માંડી. યાદવો જે રસ્તે ગુજરાતમાં આવતા તે તરફથી ખંડેરાવ દાભાડે, સેનાપતિ પિલાજીરાવ, અને તેમના ભત્રીજા દામાજીરાવે ગુજરાતમાં સત્તા જમાવવા માટે ચોથ વગેરે કરવેરા ઉઘરાવવા માંડયા. અમદાવાદમાં સુબાઓ તરીકે મારવાડના અભેસિંગની સત્તા હતી. આ રાજકીય પરિસ્થિતિમાં હુકમો, સનંદો વગેરે દિલ્હીથી આવતાં, તેની ભલામણો મારવાડી કરતો. આ બાબતની પરવાહ કર્યા સિવાય અને એ સત્તાની ધરાર અવગણના કરીને મરાઠાઓ પોતાની સત્તા જમાવવા ચોથ ઉઘરાવતા. આ રાજકીય પરિસ્થિતિ સૂચક દૂહો

અબે તબેકા સોળ હી આના અઠે કઠેકા બાર,
ઈકડં તીકડં ચાર હી આણે સુંશાં પૈસા ચાર !

તૈયાર થયો. રાજકીય પરિસ્થિતિ સૂચવતા આ દૂહાનો ભાષાની નિર્બળતાનો સૂચક ગણીને ગુજરાતી ભાષાના ઇતિહાસમાં અસ્થાને વિનિયોગ થાય છે.

મરાઠા સરદારોને ગુજરાતમાંથી ઘણી સહાય મળતી. વડોદરામાં આવી સહાય આપનાર આગેવાનોમાં દલા પટેલ અને સુરેશ્વર દાભાઈ પંડવા જેઓને

પછી વધ્યું. તેની અસર ગુજરાતમાં નવ વર્ષે થઈ અને હુમાયુએ આક્રમણ કર્યું ત્યારે ચાંપાનેરનો મોરચો મજબૂત બનાવીને એ આક્રમણનો સામનો મુઝફ્ફરી સુલતાનોએ કર્યો. ત્યારબાદ સંભવતઃ વડોદરાનો આ કિલ્લો પણ તૈયાર થયો. સુરતનો કિલ્લો પોર્ટુગીઝો સામે મહેમુદ શહીદના વખતમાં બંધાયો, તેનો સમકાલીન વડોદરાનો આ કિલ્લો હોવાનું અનુમાન તેમાં વપરાયેલો કાટમાલ જોતાં થઈ શકે.

આ કિલ્લાઓ બંધાતા હોવા છતાં ગુજરાતના સુલતાનોના એ વળતા દિવસો હતાં. તેમના અમીરોની સત્તાલાલસા અને અંદરોઅંદરની ખેંચાતાણથી ગુજરાતનું રાજકીય વાતાવરણ કલુષિત હતું. તેની સરખામણીમાં ચગતાઈ તૂર્કો મહત્ત્વાકાંક્ષી અને વધુ સંપીલા હતા. તેથી બાદશાહ અકબરના આક્રમણમાં આ સત્તા તૂટી પડી. પરંતુ ગુજરાતના છેલ્લા સુલતાને પોતાની સત્તા માટે તેનાથી શક્ય એટલો સંઘર્ષ કર્યો. તેમાં તેણે વડોદરામાં રહીને અકબરની સેનાનો સામનો કર્યો હોવાની તેની હકીકતો નોંધાયેલી છે. વડોદરામાં પાદશાહ અકબર પણ પોતાની સત્તા મજબૂત કરવા માટે આવ્યો હતો. આમ વડોદરા યુદ્ધભૂમિ બન્યું હતું. આ ગુજરાત તથા ચગતાઈ લોકોના સંઘર્ષમાં માર્યા ગયેલા કુતુબુદ્દિનનો હજીરો વડોદરામાં અસ્તિત્વ ધરાવે છે.

આ યુગનું વડોદરા રાજગઢી, શહેર અને બાબામાનપુરા તથા વાડીનો કિલ્લો ધરાવતું હતું. વાડીના કિલ્લા બહાર ઈદગાહ તથા સ્મશાનો, કબ્રસ્તાનો તથા બાગ જોવામાં આવતાં. આ સ્થળે હાલના પ્રતાપનગર વિસ્તારમાં કુતુબુદ્દિનનો હજીરો ઊભો છે. આ અષ્ટકોણ વાસ્તુવાળો, બે ગુંબજોવાળો હજીરો મધ્ય એશિયામાં વિકસેલી અને ઈરાનમાં વિકસેલી મકબરા બાંધવાની શૈલીનો ગુજરાતમાં આ પ્રથમ નમૂનો છે. આ શૈલીનો ઉત્તમ વિકાસ તાજમહાલમાં દેખાય છે.

અકબરના વિજય પછી અર્થાત્ વિ. સં. ૧૬૩૯–૧૫૮૩ ઈ. સ. થી ગુજરાતનું રાજકીય વાતાવરણ શાંત થયું અને તે શાંતિ આશરે સવાસો વર્ષ સુધી ટકી રહી. આ વખતે વડોદરાએ હવેલી એ પ્રમાણે વડોદરા તરીકે દસ્તાવેજોમાં નોંધાય છે. વડોદરાનો મોગલવાડા આ યુગનું નામ સાચવે છે. આ સમયમાં કોઠી વિસ્તારમાં વડોદરાની સ્થિતિ કથળી ગઈ લાગે છે. તેના કેટલાક ભાગો ઉજ્જડ થઈ ગયા હોઈ તેની પર ધૂણી ધખાવતા સાધુઓ રહેતા લાગે છે. આ યુગમાં નાટક, રત્નો વગેરે લેખકો વડોદરામાં થયા.

ગુજરાતનો સમર્થ આખ્યાનકાર કવિ પ્રેમાનંદ વડોદરામાં થયો. તેને વડોદરા-માં મુઝફ્ફરીવંશના અસ્ત અને ચગતાઇવંશના ઉદય વખતના સંઘર્ષોનું જ્ઞાન હોવાનો સંભવ તેની વડોદરા માટેની વીરક્ષેત્ર વડોદરાની વાણીમાં દેખાય છે. પ્રેમાનંદ, શાહજહાં અને ઔરંગઝેબનો સમકાલીન ગણાય. વડોદરામાં જહાંગીરના સમયના તથા ત્યાર પછીના દસ્તાવેજો અવરનવર મળી આવે છે. પરદેશથી આવેલા મુસાફરો વડોદરાના કિલ્લાનું વર્ણન કરે છે તથા સંસ્કૃત કાવ્યમાં પણ વડોદરાનું વર્ણન મળી આવે છે. [illegible] વડોદરામાં સાહિત્યસંસ્કારની ભૂમિકા હોવા બાબત શંકા નથી. [illegible] પર વધુ પડતો ઓપ આપવાના પ્રયત્નોએ ઘણો [illegible] છે.

( ૫ )

પાદશાહ ઔરંગઝેબના [illegible] વડોદરામાં આવતા યુગ-સૂચક ધનાજી જાધવના હુમલાથી [illegible] છે. ઔરંગઝેબના અંત પછી ચગતાઇવંશના સિતારાનો અસ્તકાળ છે. તેમાં ગુજરાતની રાજકીય ક્ષિતિજ પર મહારાષ્ટ્રમાંથી નવી અસરો આવવાની શરૂઆત થઇ. વિ. સં. ૧૭૩૬–૧૭૨૦ ઇ. સ. પછી આ બળોએ મહારાષ્ટ્ર અને માળવામાંથી પોતાની સત્તા વધારવા માંડી. યાદવો જે રસ્તે ગુજરાતમાં આવતા તે તરફથી ખંડેરાવ દાભાડે, સેનાપતિ પિલાજીરાવ, અને તેમના ભત્રીજા દામાજીરાવે ગુજરાતમાં સત્તા જમાવવા માટે ચોથ વગેરે કરવેરા ઉઘરાવવા માંડયા. [illegible] સુબાઓ તરીકે મારવાડના અભેસિંગની સત્તા હતી. આ રાજ[illegible] તેમાં હુકમો, સનંદો વગેરે દિલ્હીથી આવતાં, તેની [illegible] રાજકીય કરતો. આ બાબતની પરવાહ કર્યા સિવાય અને આ સત્તાની [illegible] ઉઘરાવતા. [illegible] કરીને મરાઠાઓ પોતાની સત્તા જમાવવા ચોથ [illegible]

પરિસ્થિતિ સૂચક દૂહો

પાછળથી દેસાઇગીરીની સનંદ મળી હતી. દલા વાઘજી પટેલ પાદરાના તરફથી ગાયકવાડોને તોપ આપવાના એંધાણુ કિલ્લાએ સોનગઢ પર છે. સુરેશ્વર દાભાઈ દેસાઈએ વડોદરામાં ઇષ્ટપૂર્તિના કામ તરીકે લહેરીપરા બહાર કુતુલપુરા, અમીનપુરા પાસે લાડલી શહીદનાં કબ્રસ્તાનની નજીક નાની તળાવડીને વિશાળ સ્વરૂપ આપીને સુરસાગર તળાવ બનાવડાવ્યું. બંગાળમાં રાજકીય ખટપટ દ્વારા પ્લાસીની લડાઈમાં અંગ્રેજી કંપની વિજય પ્રાપ્ત કરતી હતી તે વર્ષોમાં વડોદરામાં આ ઇષ્ટપૂર્તિનું કામ ચાલતું હતું.

વિ. સં. ૧૭૯૦થી વડોદરા શહેર પર ગાયકવાડી સત્તા દઢ થઈ ચૂકી હતી. અને ચગતાઈ સરદારો પૈકી બાબીવંશના સરદારો પાછા પડયા હતા. ગાયકવાડોની વડોદરા પર સત્તા જામી એટલે રાજગઢી અથવા જૂનીગઢીના વિસ્તારમાં કાલિકામાતાનું આગમન થયું. ખંડોબા અને વિઠોબાનાં મંદિરો બંધાયાં, ભીમનાથનો જીર્ણોદ્ધાર થયો અને ગાયકવાડ સત્તાનું કેન્દ્ર બનતાં વડોદરાની ટંકશાળમાંથી ગાયકવાડી મુદ્રાઓ ગુજરાતમાં ફેલાવા લાગી.

શ્રીમંત ગાયકવાડ સરકારે માંડવીનો જીર્ણોદ્ધાર કર્યો અને વડોદરાને "અજબ शहर गुलझार बडोदा મધે નસી માંડવી ફ્રુનના" જેવી કવિકલ્પના વિકસાવી. ગાયકવાડોએ નદી પર ઘાટ તૈયાર કરાવ્યા. મંદિરો તથા પીર દેવસ્થાનોને જાગીરો આપી અને પોતાની રાજધાનીમાં કલાકારીગરીને ઉત્તેજન આપવા કલાવંતોને વસાવ્યા. ગાયકવાડ સત્તા નીચેના ચાણોદ, ડભોઈ, વડોદરામાં દયારામ જેવા ગરબીના કુશળ કવિએ પોતાની પ્રવૃત્તિ આદરી, ગિરધરે રામાયણ લખ્યું, બાપુસાહેબ ગાયકવાડ અને ધીરો ભગત પણ આ રાજ્યના કાંઈક અંશે ઋણી ગણાય. વડોદરામાં ચાલતી સાહિત્યિક પ્રવૃત્તિમાં અહીંના જૈન જ્ઞાનમંદિરોની હસ્તપ્રતોનો પણ સારો ફાળો છે.

વડોદરા રાજધાનીનું શહેર બન્યા પછી તેનો વિકાસ થતો ચાલે છે. તેમાં ફતેહપુરાનો વિસ્તાર, દાંડીયા બજારનો વિસ્તાર વધતો દેખાય છે. અને અનેક પાયગાઓ, વાડાઓ, વિકસે છે. વડોદરાની સાઠમારીઓ, વ્યાયામ-પ્રિયતા, ભવાઈ, ગરબા અને તાબૂત અને દરબારી પ્રવૃત્તિઓ આ યુગથી વિકસેલી દેખાય છે. દેવોના વરઘોડા, મેળા, ઉરસ વગેરેમાં થતાં ભજનો, કવ્વાલીઓ તથા ચાલતી કથાઓ અને ઈતર સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનો વડોદરામાં સારો ફાલ ઉતર્યો હતો. વડોદરાની આજુબાજુ બાગોનો પણ વિકાસ થતો દેખાય છે.

( ૬ )

પોતાના વેપારનું નેપોલિયન બોનાપાર્ટની પ્રવૃત્તિઓથી રક્ષણ કરવા માટે અઢારમી સદીના અંતભાગની અંગ્રેજ કંપનીની પ્રવૃત્તિમાં રાજ-ખટપટમાં વધુ પડતો ભાગ લેવાની પ્રવૃત્તિ વિકસી. તેના ફલસ્વરૂપે પેશવાની સત્તાની ખટપટમાં તેમણે ભાગ લેવાની શરૂઆત મરાઠાસત્તાના અંધાધૂંધીના સમય દરમ્યાન વિ. સં. ૧૮૦૦થી કરી. આ અંધાધૂંધીમાં તેમણે સહાયકારી પદ્ધતિથી સંધિઓ કરી તેમાં ગાયકવાડોએ ૧૮૦૨માં આ સંધિ કરી અને તેથી વડોદરામાં અંગ્રેજોની કેટલીક અસરો થઈ.

વિ. સં. ૧૮૫૮ અર્થાત્ ઈ. સ. ૧૮૦૨થી અંગ્રેજ રેસીડન્સી વડોદરામાં સ્થપાઈ. ઈ. સ. ૧૮૩૨માં હાલના ફતેગંજ વિસ્તારમાં અંગ્રેજ લશ્કર અને સીવિલ લાઈન્સ વિકસી. આ ભાગમાં ખ્રિસ્તી દેવળોનો વિકાસ થતો દેખાય છે.

ઈ. સ.ની ઓગણીસમી સદીના પ્રારંભમાં શરૂ થતું આ અંગ્રેજ અસરનું મોજું ધીરે ધીરે વધતું ગયું અને તેની અસર નીચે નજરબાગ, મકરપુરાનો રાજમહેલ, લાલબાગ જેવી ઈમારતો બંધાઈ. દવાખાનાં વિકસ્યાં. ખાસ કરીને ઈ. સ. ૧૮૭૫ પછી શ્રીમંત સયાજીરાવ ત્રીજાના રાજ્યઅમલ દરમિયાન વડોદરામાં ઘણા ફેરફારો થયા છે.

( ૭ )

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધથી ભારતના બીજા ભાગોની માફક વડોદરા પણ યંત્રીકરણના પ્રવાહમાં આવ્યું. રેલ્વે ઈ. સ. ૧૮૬૧ની આજુબાજુમાં તૈયાર થઈ. વડોદરામાં વીસમી સદીના પ્રારંભમાં રાસાયણિક ઉદ્યોગ અને ત્યારબાદ કાપડની મીલો, લોખંડનાં કારખાનાં, રંગ બનાવવાનાં કારખાનાં વગેરેનો જે વિકાસ ધીમે ધીમે ચાલુ થયો તેમાં ગુજરાત ફર્ટીલાઇઝર, રીફાઈનરી, પેટ્રોકેમીકલ્સ, ઔદ્યોગિક વસાહતો વગેરે ક્રમશઃ વિકસતી ચાલે છે.

વડોદરામાં પાણીના નળ, ભૂગર્ભગટરો, વિદ્યુતની દિવાબત્તી વગેરે પણ આ યુગમાં વિકસી અને તેની સાથે વડોદરા મ્યુનિસિપાલિટીનો વિકાસ પણ ધીમે ધીમે વધતો ચાલ્યો. આ સગવડોની માગ વધતી વસ્તી અને વિસ્તાર સાથે વિકસતી જાય છે અને તેના વિવિધ પ્રશ્નોનો આપણે સામનો કરવો પડે છે.

વડોદરામાં સંસ્કૃત પાઠશાળા, પ્રાચ્યવિદ્યામંદિર, અંગ્રેજી પદ્ધતિએ શિક્ષણ આપતી શાળાઓ, કૉલેજ અને વિશ્વવિદ્યાલયોનો ઇતિહાસ પણ છેલ્લાં સો વર્ષને આવરી લે છે. પરંતુ તેની સાથે સંગીતની આરાધના માટેનું વિદ્યાલય, વડોદરાની કેન્દ્રવર્તી પુસ્તકાલયની યોજનાની સાથે સાથે એની ગુજરાતની, સંસ્કૃત અને અંગ્રેજી ગ્રંથપ્રકાશનની યોજનાને લીધે સાંસ્કૃતિક અને વિદ્યાકીય ક્ષેત્રમાં વડોદરાની નામના વધી. જ્યારે ભારતમાં બને તેટલી ઓછી ઔદ્યોગિક તાલીમ આપવાની વૃત્તિ જોવામાં આવતી હતી ત્યારે વડોદરામાં કલાભવન જેવી સંસ્થાએ અનેક કારીગરોને સારી ઔદ્યોગિક તાલીમ મળે એ પ્રકારની વ્યવસ્થા કરીને પોતાનો એ ક્ષેત્રમાં ફાળો આપ્યો છે.

સર સયાજીરાવની દીર્ઘદૃષ્ટિને લીધે વડોદરામાં રાજ્યવહીવટમાં ગુજરાતી ભાષાનો ઉપયોગ સર્વોચ્ચ કક્ષા સુધી થતો તેને માટેનો ' સયાજી શાસન કલ્પતરુ ' ગ્રંથ વહીવટી પરિભાષા માટે નમૂનેદાર ગ્રંથ છે. રાજ્યમાં ફરજિયાત પ્રાથમિક કેળવણી, બાળલગ્નની બંધી, હરિજનોદ્ધારક પ્રવૃત્તિ વગેરે ઘણાં ક્ષેત્રોમાં તત્કાલીન પ્રવૃત્તિમાં વડોદરા અગ્રેસર રહ્યું છે.

આ યુગમાં લક્ષ્મીવિલાસ રાજમહેલ બંધાયો, પ્રજાની સુખાકારી માટે કમાટીબાગ તૈયાર થયો. જ્યુબિલિ બાગ પણ આવી જ પ્રવૃત્તિનું ફળ છે. ન્યાયમંદિર અને ખંડેરાવ માર્કેટ જેવાં જાહેર બાંધકામોની સાથે વડોદરા કૉલેજ, હાઈસ્કૂલ, સ્ત્રીઅધ્યાપન પાઠશાળા વગેરે અનેક શૈક્ષણિક ઈમારતો તૈયાર થઈ અને વિકસી.

વડોદરામાં સયાજીગંજ, પ્રતાપગંજ, અલકાપુરી જેવા વિસ્તારો વધ્યા અને શહેરના વિકાસમાં અનેક નવાં બાંધકામો થયાં તથા થતાં જાય છે જેથી વડોદરાના પ્રતાપનગર તરફથી બાગોનો નાશ થયો. ખુલ્લી જમીનો અને મેદાનો ઓછાં થઈ તેણે નવા પ્રશ્નો ઊભા કર્યા છે.

વડોદરા રાજ્ય પોતાના દૃષ્ટિબિંદુથી રાજ્યનો વિકાસ કરતું હતું. તેની સાથે પ્રજાતંત્રની માંગ ઊઠતાં પ્રજામંડળે અનેક પ્રવૃત્તિઓ કરી. ભારતને સ્વતંત્ર બનાવવાના કાર્યમાં પ્રત્યક્ષ કે પ્રચ્છન્ન રાજ્યની સહાય હતી. પરંતુ આ પ્રવૃત્તિઓને પરિણામે ભારત સ્વતંત્ર થતાં ગાયકવાડી રાજ્યનો પણ ભારતમાં સમાવેશ થઈ ગયો.

ગુજરાતી ભાષાની રાજ્યવહીવટ ચલાવવાની દક્ષતાના વિકાસની સાથે

ભાષાના વિકાસ માટે સયાજી સાહિત્યમાળા, ગ્રામવિકાસગ્રાળા, બાળમાળા જેવી શ્રેણીઓ વડોદરામાં વિકસી છે. તેની સાથે વડોદરાના સાહિત્યકારો કાંટાવાળા, છોટાભાઇ નરભેરામ ભટ્ટ, વસંતલાલ દેસાઈ અને તેમના ખ્યાતનામ નવલકથાકાર પુત્ર રમણલાલ વસંતલાલ દેસાઇ જેવા લેખકોએ પાડેલા માર્ગ પર અત્યારના વડોદરામાં વસતા ઘણા સાહિત્યકારો, વિવેચકો, સંશોધકો પોતાનો ફાળો ભાષા અને સરસ્વતીની ઉપાસનામાં આપે છે.

ગુજરાતી ભાષાની ઉપાસનાની સાથે સાથે વડોદરામાં સંસ્કૃત મરાઠી, ફારસી, પ્રાકૃત આદિ ભાષાઓમાં પણ સાહિત્યઉપાસના ચાલતી અને તેથી સાહિત્યના વિશાળ વટવૃક્ષ જેવું વડોદરાનું નામ વિશ્વમાં જાણીતું છે,



# काष्ठभक्षण–શબ્દચર્ચા

ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા

ગુજરાત વિદ્યાપીઠના સાર્થ ' જોડણી કોશ 'માં કાષ્ઠ શબ્દની નીચે **' કાષ્ઠભક્ષ કરવો–કાષ્ઠભક્ષણ કરવું** = ચિતા સળગાવી બળી મરવું, સતી થવું ' એવો અર્થ આપ્યો છે. ' ભગવદ્ગોમંડળ ' કોશના ત્રીજા ગ્રન્થમાં પણ આને મળતા અર્થો છે.

રૂપની દૃષ્ટિએ ' કાષ્ઠભક્ષણ ' સંસ્કૃત તત્સમ છે, પણ આપટેના સંસ્કૃત–અંગ્રેજી કોશમાં તેમ જ સંસ્કૃતના અર્વાચીન મહાકોશો ' વાચસ્પત્ય ' અને ' શબ્દ કલ્પદ્રુમ 'માં એ શબ્દ નથી. બોથલિંક અને રોથના સંસ્કૃત–જર્મન મહાકોશ ( ' સેન્ટ પિટર્સબર્ગ લેક્સિકોન ' )માં काष्ठभक्षणનો અર્થ das ferspeisen von Holzscheiten, scherzhaft આપ્યો છે, જેનું અંગ્રેજી ભાષાન્તર ' The eating of wood, Facetious, jesting ' એવું થાય; એ બતાવે છે કે આ જર્મન કોશકારો પ્રસ્તુત શબ્દાર્થ મુદ્દલ સમજ્યા નથી. આર. એલ. ટર્નરની Comparative Dictionary of Indo-Aryan Languagesમાં આ શબ્દ નથી. પૂનાની ડેક્કન કૉલેજ સંશોધન સંસ્થા તરફથી ઐતિહાસિક સિધ્ધાન્તાનુસાર સંસ્કૃત ભાષાનો બૃહદ્ કોશ તૈયાર થાય છે, એના ત્રણ ભાગ પ્રગટ થયા છે; એમાં સ્વર વિભાગના અકારાદિ શબ્દો પણ પૂરા થયા ન હોઈ વ્યંજન વિભાગનું મુદ્રણ શરૂ થતાં હજી ઠીક સમય લાગવા સંભવ છે.

મૉનિયર વિલિયમ્સના સંસ્કૃત–અંગ્રેજી કોશમાં काष्ठभक्षण શબ્દ નોંધાયો છે તથા એનો અર્થ અને પ્રયોગનો ઉલ્લેખ આ પ્રમાણે અપાયો છે. " n. ' devouring of wood (of the funeral pile) ' = °ष्ठाधिरोहण Pancad, " શબ્દકોશના પ્રારંભમાં આપેલી સંક્ષેપ-સૂચિ અનુસાર અહીં નિર્દિષ્ટ મૂલ સંસ્કૃત ગ્રન્થ તે ' પંચદંડ છત્ર-પ્રબન્ધ ' છે. એમાં કયે સ્થળે પ્રસ્તુત પ્રયોગ છે એનો નિર્દેશ કોશમાં નથી. ' પંચદંડ છત્રપ્રબન્ધ ' અથવા એને મળતા શીર્ષકવાળી અનેક સંસ્કૃત કૃતિઓ ખાસ કરીને ગુજરાતમાં પંદરમા સૈકામાં અને ત્યાર પછી રચાયેલી છે ( એ

સર્ગના પરિચય માટે જુઓ 'અજ્ઞાત ગુજરાતી ગદ્યકાર–વિરચિત ' પંચદંડની વાર્તા ' એ ડૉ. સોમાભાઈ પારેખના મહાનિબંધની પ્રસ્તાવના અને સન્દર્ભ-સૂચિ, વડોદરા, ૧૯૭૪ ). પણ મોનિયર વિલિયમ્સના ઉપર્યુક્ત કોશની રચના થઈ ત્યાર પહેલાં એમાંની એક જ કૃતિ, પૂર્ણચન્દ્રસૂરિ કૃત **विक्रमादित्यस्य पञ्चदण्डप्रबन्ध**, ડૉ. વેબરે સને ૧૮૭૭ માં જર્મનીમાં પ્રસિદ્ધ કરી હતી, એનો ઉલ્લેખ એ કોશમાં થયો હશે. પૂર્ણચન્દ્રસૂરિની રચના વિક્રમના પંદરમા શતકના પૂર્વાર્ધમાં થઈ છે. પંચદંડના કથાનક વિષેની બીજી એક જ સ્વતંત્ર સંસ્કૃત રચના એ પછી પ્રસિદ્ધ થઈ છે અને તે પૂર્ણિમા ગચ્છીય રામચન્દ્રસૂરિ કૃત पञ्चदण्डातपत्र प्रबन्ध ( સં. ૧૪૯૦ ) આ રચના પં. હીરાલાલ હંસરાજે સને ૧૯૧૨ માં પ્રગટ કરી છે. આ વિષયની અન્ય ઉપલબ્ધ સંસ્કૃત અને ગુજરાતી કૃતિઓ રામચન્દ્રસૂરિના સમય પછીની છે.

' કાષ્ઠભક્ષણ ' શબ્દનો ખરો અર્થ મોનિયર વિલિયમ્સને સમજાયો છે કે કેમ એ વિષે શંકા છે. પ્રાચીન પ્રશિષ્ટ સંસ્કૃત સાહિત્યમાં આ શબ્દ કે એનો આ અર્થ પ્રયોજિત હોય એમ પ્રાચીન–અર્વાચીન કોશો કે પ્રાપ્ર સાહિત્યિક પ્રમાણો ઉપરથી જણાતું નથી. પશ્ચિમ ભારતની લોકબોલીનો એ એક વિશિષ્ટ પ્રયોગ જણાય છે અને ગુજરાતમાં રચાયેલા લોકભાષામય સંસ્કૃતના ગ્રન્થોમાં તેમજ ગુજરાતી સાહિત્યની રચનાઓમાં તે છે. મોનિયર વિલિયમ્સે નોંધેલો એક માત્ર પ્રયોગ પણ ગુજરાતમાં રચાયેલા સંસ્કૃત સાહિત્યમાંથી છે.

આથી સાહિત્યિક ઉલ્લેખોને આધારે આ તથા એને મળતા પ્રયોગોનો અર્થવિમર્શ કરીએ.

' પુરાતન પ્રબન્ધ સંગ્રહ 'માંના[૧] પ્રયોગો જોઈએ.

( १ ) वलिस्ते जिह्वाया अद्य विशेषतो मम काष्ठानि महार्घ्याणि विक्रेष्यन्ते । बहवो जनाः **काष्ठभक्षणं** करिष्यन्ति । ( પૃ. ૫, પં. ૧૩–૧૪ )

---

૧ ' પુરાતન પ્રબન્ધ સંગ્રહ ' મુનિ જિનવિજયજીએ સને ૧૯૩૬ માં પ્રગટ કર્યો છે. એમાંના કેટલાક પ્રબન્ધો ઈ. સ. ના તેરમા સૈકા જેટલા પ્રાચીન છે. આ ગ્રન્થમાંના તથા હવે પછી ઉધ્ધૃત થયેલા ' પ્રબન્ધ કોશ 'માંના ઉલ્લેખો ભોગીલાલ સાંડેસરા અને જે. પી. ઠાકર કૃત Lexicographical studies in 'Jaina Sanskrit ' ( વડોદરા, ૧૯૬૨ ) એ પુસ્તકમાં, ઓછીવત્તી વિગત સહ નોંધાયા છે.

(२) विवादे जाते कन्यया काष्ठभक्षणं कृतम् । (पृ. ७, पं. १९-२०) राज्ञ्या तद्वियोगेन काष्ठभक्षणमारब्धम् । (पृ. ७, पं. ३३-३४)

(३) केनापि सामुद्रिकशास्त्रवेदिना मध्याह्ने चतुःपथे कस्यापि काष्ठभारवाहकस्य चरणलक्षणानि भुवि प्रतिबिम्बितानि वीक्ष्य शास्त्रं वितथमिति विचार्य पुस्तकैः सह राजद्वारे काष्ठभक्षणं प्रारब्धम् ।
(पृ. १०, पं. ४)

(४) राज्ञोक्तं समोह यदि त्वां भक्षयति मार्जारः, तदा भवता सह काष्ठभक्षणं करोमि । (पृ. ३६, पं. २१-२२)

(५) ...ममातः परं जीवितव्येनालम् ।...त्वरितं काष्ठसज्जता कुरु । (पृ. ४२, पं. ७-८)

(६) ततो विषण्णेन तेन पुस्तकैः सह काष्ठभक्षणं प्रारब्ध यावता तावता तत्रागतेन श्रीभद्रबाहुना कथितं-कथं काष्ठसाधनं कुरुषे । शास्त्राणि न वितथानि । (पृ ९१, पं. ४-५)

ઉપરનાં અવતરણોમાં 'કાષ્ઠભક્ષણ' ઉપરાંત 'કાષ્ઠ સજ્જતા' અને 'કાષ્ઠસાધન' એ પર્યાય પ્રયોગ છે. 'પુરાતન પ્રબન્ધ સંગ્રહ'ની પ્રસ્તાવનામાં ઉધ્ધૃત કરેલા 'ઋષિદત્તા કથાનક'માં काष्ठभक्षण બે વાર (પૃ. ૨૭, પં. ૩૪; પૃ. ૨૮, પં. ૧૨) છે. આ જ અર્થમાં એ ગ્રન્થમાં काष्ठारोहण પણ છે. જુઓ—

(१) सा मुक्तकेशा काष्ठारोहणे सज्जा जाता । (पृ. ४, पं. ८)

(२) शुकं मृतमालोक्य देवी तेन सह काष्ठारोहणसज्जा नृपेण वारिता । (पृ. ६, पं. २९-३०)

(३) नृपः काष्ठारोहणाय गतः । (पृ. १४, पं. २)

રાજશેખરસૂરિ કૃત 'પ્રબન્ધકોશ'માંના[2] કેટલાક ઉલ્લેખો જોઈએ—

---

૨ 'પ્રબન્ધકોશ' સં. ૧૪૦૫ (ઈ. સ. ૧૩૪૯)માં રચાયેલો છે એમાંના પ્રયોગોનો નિર્દેશ મુનિ જિનવિજયજીની સને ૧૯૩૫માં પ્રગટ થયેલી વાચના અનુસાર છે.

( १ ) राज्ञ्या तद्वियोगेन काष्ठभक्षणं कर्तुमारब्धम् ।[3]
( પૃ. ७९, પં. २१ )

( २ ) विवादो जातः । तया महान्तमर्थं दृष्ट्वा काष्ठभक्षणं कृतम् । ( પૃ. ८०, પં. ९–१० )

રૂપાન્તરે આ પ્રયોગ માટે જુઓ 'પ્રબન્ધકોશ'માં

( १ ) सर्वजनसमक्षं पापमुद्गीर्य काष्ठानि भक्षयामि ।
( પૃ. ३९, પં. ७–८ )

(२) केवलं काष्ठानिदेहिरहः ..( પૃ. ४८, પં. २ )

( ३ ) बहुभिश्चितारोहणं कृतम् । मंत्री तु सपरिजनः काष्ठानि भक्षयन्नपरापरैर्मन्त्रिभिर्निषिद्धः । ( १२५, પં. ३–४ )

અજ્ઞાતકર્તૃક 'લઘુપ્રબન્ધ સંગ્રહ'માં[4] આ પ્રયોગ છે—

( १ ) काष्ठभक्षणाय सा सज्जीभूता । स्थापिता न तिष्ठति ।
( પૃ. १३, પં १० )

( २ ) लज्जितः । काष्ठभक्षणार्थं सज्जीभूतः । ( પૃ. २८, પં. १२ )

काष्ठभक्षण એ રૂપદષ્ટિએ સંસ્કૃત તત્સમ હોવા છતાં અર્થદષ્ટિએ લોકભાષાનો પ્રયોગ છે અને લોકબોલીમાંથી, ગુજરાતમાં એક કાળે પ્રચલિત હતી એવી વ્યવહારુ સંસ્કૃતમાં તે આવ્યો જણાય છે. જૂના ગુજરાતી સાહિત્યમાં એના અનેક પ્રયોગો છે; એમાંથી ઉદાહરણ રૂપે કેટલાક જોઈએ.

---

૩ આ તથા આની પછીના અવતરણનું 'પુરાતન પ્રબન્ધ સંગ્રહ'-માંના અવતરણ ( ૨ ) સાથે કેટલુંક શાબ્દિક સામ્ય છે. પ્રબન્ધોનો અમુક અંશ વૃદ્ધ પરંપરાએ સચવાયેલો હોઈ આમ હોવું સ્વાભાવિક છે.

૪ 'લઘુ પ્રબન્ધ સંગ્રહ'નું સંપાદન શ્રી જે. પી. ઠાકરે કર્યું છે ( પ્રાચ્ય વિદ્યામન્દિર, વડોદરા, ૧૯૭૦ ). આ ગ્રન્થની રચના ઈ. સ. ના તેરમા શતકના ઉત્તરાર્ધમાં થયાનું સંપાદકનું અનુમાન છે. પ્રબન્ધ સાહિત્યના વિશિષ્ટ અભ્યાસી પ્રો. રસિકલાલ છો. પરીખ માને છે કે આ સંગ્રહની રચના તેરમા શતકથી બેએક સદી જેટલા અર્વાચીન કાળમાં થઈ હોય.

સં. ૧૫૫૬ (ઈ. સ. ૧૫૦૦)માં રચાયેલી, અજ્ઞાત જૈન કવિ કૃત ‘પંચદંડ ચતુષ્પદી’માં[5] ગુજરાતી ભાષામાં, આ પ્રયોગ વિવિધ રૂપે મળે છે—

અન્ન પાનની લિઇ આખડી, કુમરી નવે ખાઇ સૂખડી;
ભણઈ, ‘મરિસુ હિવ **કાઠે ચડી**, દૈવી હું અતિ ગાઢી નડી.’

વેશ્યા કહિઇ, ‘ધન દીસઈ ઘણુઉ, એ મરિસિઈ તુ સહૂ આપણુઉ’;
હસિઉ વિમાસી **માન્યા કાઠ**, વેશ્યા કૂડ કપટની હાઢ.

લોક આગલિ વેશ્યા ઈમ કહઇ, “**બેટી કાઠ ખાતી નવિ રહઈ;**
મઈ વારી, કહિ, ‘થાઇસિ સતી,’” એહ વાત આગઈ ઈમ હુતી.
(આદેશ ૩, કડી ૫૪–૫૬)

જૈનેતર કવિ નરપતિએ સં. ૧૫૬૦ (ઇ. સ. ૧૫૦૪)માં ‘પંચદંડની વાર્તા’[6] રચી છે. એમાં પણ ઉપર્યુક્ત કથા પ્રસંગમાં જુઓ—

કહઈ કન્યા, “**કાષ્ઠભક્ષ** કરું, નવિ દાંતિ અન્ન વાપરું.”
(આદેશ ૩, કડી ૧૨૦)

**કાષ્ઠભક્ષણ** કરવા નીકલી, નગર માહિતિ વાત ઊછલી,
પુરુષ તણુઉ નવિ લાભઇ પાર, નગરમાંહિ અતિ હાહાકાર.
(આદેશ ૩, કડી ૧૨૩)

જૈનેતર કવિ મતિસારે સં. ૧૬૦૫ (ઈ. સ. ૧૫૪૯ માં) ‘કર્પૂર-

---

૫ સં. ૧૫૬૭ માં જસદણમાં લખાયેલી એક હસ્તપ્રતને આધારે ‘પંચદંડ ચતુષ્પદી’નું સંપાદન મેં કર્યું હતું; ‘બુદ્ધિપ્રકાશ’ના જાન્યુઆરી–ફેબ્રુઆરી અને માર્ચ ૧૯૩૨ ના અંકોમાં તે છપાઇ છે.

૬ સંપાદક—શ્રી શંકરપ્રસાદ રાવળ (ફાર્બસ ગુજરાતી સભા, મુંબઇ, ૧૯૩૪). નરપતિએ સં. ૧૫૪૫ (ઈ. સ. ૧૪૮૯)માં રચેલી ‘નંદબત્રીસી’ પણ એ કથા વસ્તુ પરત્વે એક જૂની, રસપ્રદ રચના છે; એનું પણ એક જ હસ્તપ્રતને આધારે થયેલું મારું સંપાદન ‘બુદ્ધિપ્રકાશ,’ જુલાઇ–સપ્ટેમ્બર ૧૯૩૨ માં પ્રગટ થયું છે.

મંજરી'[7] કથા રચી છે, જેમાં સિદ્ધપુરના રુદ્રમહાલયની એક પૂતળી કર્પૂર-મંજરી નાયિકા છે. સૂત્રધાર ગંગાધરે સ્ત્રી રાજ્યની રાણી કર્પૂરમંજરીનું દશાંગ, આકર્ષણ વિદ્યાથી, હરણ કરીને એ પૂતળીમાં મૂક્યું હતું. કથાના અંતમાં નાયક રૂપસેન અને નાયિકા કર્પૂરમંજરી, નાયકના મિત્ર સિંધલસીને અજાણતાં કરેલા અન્યાયના પશ્ચાત્તાપથી કાષ્ઠભક્ષણ કરવા તૈયાર થાય છે, એ વર્ણવતાં કવિ કહે છે—

બાવન ચંદન ષડકી ચહિ, નગરિ બાહિરિ નદી જિહાં વહિ;
પાસિ મહારુદ્રપ્રાસાદ, ગગનિંગણિસુ જે લિ વાદ.
(પં. ૩૭૮-૭૯)

એતલિ દિવસ અસ્તંગત ભયુ, પાયક પરઘુ સવે તિહા રહ્યઉ;
કાષ્ઠભક્ષણ રાતિ નવિ કહ્યુ, કુંઅર વહી પ્રાસાદિ ગયું.
(પં. ૩૮૬-૮૭)

રાત્રે કાષ્ઠભક્ષણ કરવાનો નિષેધ હોવાથી કુમાર (નાયક) રાત્રે પ્રાસાદ અર્થાત્ રુદ્રમહાલયમાં રહ્યો એવું અહીં વર્ણન છે.

અજ્ઞાત ગદ્યકાર કૃત 'પંચદંડની વાર્તા' જેના ડૉ. સોમાભાઈ પારેખે કરેલા સંપાદનનો આ લેખના પ્રારંભમાં નિર્દેશ છે તેની હસ્તપ્રત સં. ૧૭૩૮ (ઈ. સ. ૧૬૮૨)માં લખાયેલી હોઈ એની રચના ત્યાર પહેલાં થયેલી છે એ નિશ્ચિત છે. મારવાડીના મિશ્રણવાળી આ ગુજરાતી ગદ્યકથામાં પ્રસ્તુત પ્રયોગ ત્રણ વાર છે—

(૧) હો કુંવરી ! થારે પિતાહ મહ્ય ઉપરાધ કીધો, જે કોઢીને[8] દીધી;

---

૭ સૂરતમાં મળેલી પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદમાં રજૂ કરેલા, 'પાટણનાં ગ્રન્થ ભંડારો તથા ખાસ કરીને તેમાં રહેલું અપભ્રંશ અને જૂની ગુજરાતીનું સાહિત્ય' એ શીર્ષક નીચેના નિબંધમાં શ્રી ચિમનલાલ દલાલે 'કર્પૂર મંજરી'ની જૂની, શુધ્ધ હસ્તપ્રતની નોંધ લીધી છે તથા એમાંથી અવતરણ આપ્યાં છે. પણ પાટણના કોઈ ભંડારમાં એ પ્રતની ભાળ મને મળી નહિ, એટલે એનો ઉપયોગ થઈ શક્યો નહિ. ગુજરાત વિદ્યાસભાના સંગ્રહમાંની સં. ૧૬૪૧ ની હસ્તપ્રતને આધારે 'કર્પૂરમંજરી'નું સંપાદન મેં પછી કર્યું હતું, જે 'ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક'ના જાન્યુઆરી–માર્ચ તથા એપ્રિલ–જુન ૧૯૪૧ ના અંકોમાં છપાયું છે અને અલગ પુસ્તિકારૂપે પણ પ્રગટ થયું છે.

૮ કોઢિયાને–કુષ્ટરોગીને.

જે કોઈ કોડી સું કાઠ ખાતો નથી: તું સ્રીરત્ન છે. (પૃ. ૪૭૬, પં. ૨૩–૨૫)

(૨) ત્યારે વેસ્યાએ મન માહે ચિંતવ્યું, હો પુત્રી! અવસ્ય તોને **કાષ્ટ દેહું**: ત્યારે વેસ્યાએ વાજિંત્ર મગાવ્યાં. પૃ. ૪૭૯, પં. ૭–૯)

(૩) એવે અવસર રાજા શ્રી વિક્રમાદિત્ય ઉજેણી નગરીથી પ્રાપ્ત હુવો. મનમાહે ચિંતવ્યો, એ વેસ્યાની **છોકરી કાષ્ટ** લે છે તે દેષુ (પૃ. એ જ, પં. ૧૦–૧૨)

ઈસવી સનના સત્તરમા સૈકામાં થયેલા મહાન નૈયાયિક, યોગવેત્તા અને ગ્રન્થકાર યશોવિજય ઉપાધ્યાય કૃત 'ઋષભદેવ સ્તવન' (કડી ૩)માં પતિ પાછળ કાષ્ઠભક્ષણ કરતી પત્નીનો ઉલ્લેખ છે.[૧૧]

કોઈ કંત કારણ **કાષ્ઠભક્ષણ** કરે રે, મળશું કંતને ધાય;
એ મેળો નવિ કહીએ સંભવે રે, મેળો ઠામ ન કાય.
('જિનગુણ પદ્યાવલી,' જૈન શ્રેયસ્કર મંડળ, મહેસાણા,
વિ. સં. ૨૦૨૩, પૃ. ૪૩)

સં. ૧૭૪૨ (ઈ. સ. ૧૬૮૬)માં રચાયેલા પ્રેમાનંદના 'નળાખ્યાન'-માં, હંસના આગલા ભવની વાતમાં, આ પ્રયોગ[૯] છે—

ભાઈ, તારી સ્રી સાધવી જાણ, **કાષ્ટભક્ષ** કીધું નિરવાણ;
બળતાં સાધવી બોલી સ્રી. 'એ વર આપ કમળાપતિ!'
(કડવું ૧૭, કડી ૧૬)

લોકપ્રચલિત વાર્તાઓ અને મુદ્રિત લોકકથાઓમાં 'કાષ્ઠભક્ષણ' કે એનાં રૂપાન્તરો સાંભળ્યાં-વાંચ્યાંનું સ્મરણ છે; શામળ જેવા વાર્તાકારની રચનાઓમાં એ ન હોય તો જ આશ્ચર્ય. શામળમાંથી નમૂના રૂપે બે પ્રયોગ જોઈએ. 'સિંહાસન બત્રીસી'ની બત્રીસ વાર્તાઓમાંથી પહેલી પંદર વાર્તાઓ

---

૯ અનેક વાર વાંચેલા 'નળાખ્યાન'માંના આ પ્રયોગનું સ્મરણ કરાવવા માટે પ્રો. અનંતરાય રાવળનો હું આભારી છું.

૧૧ એ પ્રત્યે મારું ધ્યાન ખેંચવા માટે ડૉ. રમણલાલ ચિમનલાલ શાહનો આભાર માનું છું.

શામળે સં. ૧૭૭૭ થી ૧૭૮૫ (ઈ. સ. ૧૭૨૧ થી ૧૭૨૯)ના ગાળામાં લખી હતી.[10] એમાંની ચોથી, સિંહલદેશની પદ્મિનીની વાર્તામાં જુઓ —

સ્યા માટે તમે દુખિયા થાઓ ? શા માટે તમે કાઠાં ખાઓ ?
દિવ્ય સરીખો કાં બાલે દેહ ? તે દુઃખ તું મુજ આગળ કહે.
(કડી ૫૮)

આમાં પુરુષ કાષ્ઠભક્ષણ કરવા જાય છે, એને વિક્રમ અટકાવે છે. પાંચમી, પંચદંડની વાર્તામાં સ્ત્રીના કાષ્ઠભક્ષણનો પ્રયત્ન વર્ણવ્યો છે—

કહે: બાઈ ! તૂં કિંહાં રહે ? શું દુઃખ તાહરે દેહ ?
વિજોગ પડયો પરણ્યા તણો, જિમ બપૈયા મેહ

કાષ્ઠભક્ષ કરી હૂં મરું, એટલૂં માહરે કામ;
બીજાસ્યૂં બોલૂં નહિ, નવિ લેસ્યો કોહનૂં નામ.

શકટ ભરાવ્યાં કાષ્ઠનાં, ચાલિ સલિલાતીર;
એટલે જોવા તિહાં ગયો, આપે વિક્રમ વીર.
(કડી ૩૪૮–૫૦)

'કાષ્ઠભક્ષણ'ના અર્થમાં काष्ठें खाणें શબ્દપ્રયોગ જૂના મરાઠી સાહિત્યમાં છે. 'મહારાષ્ટ્ર શબ્દકોશ' ગ્રન્થ ૨ (૧૯૩૩), પૃ. ૭૦૮ માં એની નોંધ જુઓ.

काष्ठेंखाणें—अग्निकाष्ठ भक्षण करणें; चितेंत उडी टाकून मरणें 'तुज सारिखा असतां पिता। आम्हा वैधव्य आलें आतां। तरी काष्ठें खाऊं आतां। तुजदेखतां।'—कथा (कल्पतरु ?) २–२–४९.

'મહારાષ્ટ્ર વાક્પ્રચાર કોશ,' ગ્રન્થ ૧, પૃ. ૨૯૦ ઉપર काष्ठें खाणें પ્રયોગ તેમજ ઉપર્યુક્ત અવતરણ નોંધવામાં આવ્યાં છે.

---

૧૦ આ પંદર વાર્તાઓ શ્રી અંબાલાલ બુલાખીરામ જાનીએ બે ભાગમાં સંપાદિત કરી છે; પહેલા ભાગમાં ૧ થી ૬ અને બીજા ભાગમાં ૭ થી ૧૫ વાર્તાઓ છે. (પ્રકાશક–ગુજરાતી સાહિત્ય પરિષદ ફંડોળ કમિટી, મુંબઈ, ૧૯૨૬).

જૂના મરાઠી સાહિત્યમાં અન્યત્ર તથા મધ્યકાળ અને ઉત્તર મધ્યકાળમાં મહારાષ્ટ્રમાં રચાયેલા સંસ્કૃત સાહિત્યમાં 'કાષ્ઠભક્ષણ'નો પ્રયોગ છે કે કેમ એની શોધ અપેક્ષિત છે.

અર્થદૃષ્ટિએ આને મળતા બીજા બે શબ્દો ગુજરાતી ભાષામાં છે—'જૌહર' અને 'ઝમોર.' બંને શબ્દો સં. यमगृह પ્રા. जमहरમાંથી છે અને મૂળમાં એનો અર્થ 'મૃત્યુ' એટલો જ છે. સોમસુન્દરસૂરિ-અનૂદિત 'ઉપદેશમાલા'ની કથાઓમા સ્ત્રીઓના સામુદાયિક સ્વેચ્છા મૃત્યુ માટે जमहर શબ્દ છે અને 'કાન્હડદે પ્રબન્ધ'માં રાજપૂતાણીઓના સામુદાયિક અગ્નિપ્રવેશ માટે એ શબ્દ નિદાન દસ વાર વપરાયો છે. એ ઉપરથી વ્યુત્પન્ન થયેલો 'જૌહર' અર્વાચીન ભારતીય ભાષાઓમાં પ્રસિદ્ધ છે. जमहरના ગુજરાતીમાં 'ઝમર' અને 'ઝમોર' રૂપાન્તર થયાં. પોતાને થયેલા અન્યાય સામે ત્રાગા તરીકે ભાટ લોકો સામુદાવિક અગ્નિપ્રવેશ કરતા. એને 'ઝમોર' કહે છે. 'ઝમોર' કરનાર તે 'ઝમોરિયા' ('શબ્દ અને અર્થ,' પૃ. ૪૬).

'કાષ્ઠભક્ષણ'માં સામુદાયિક અગ્નિપ્રવેશ નથી. 'સતી થવું' એ અર્થ એમાં છે ખરો. પરન્તુ પુરુષો પણ ટેક કે સ્વમાનને ખાતર કલંક ધોવા માટે 'કાષ્ઠભક્ષણ' કરે એવો નિર્દેશ પ્રબન્ધો, કથાસાહિત્ય આદિમાં છે. काष्ठैः भक्षणं । काष्ठभक्षणम् । અંતિમ સંસ્કારો વિનાનું આત્મવિલોપન, એવો એનો ભાવાર્થ જણાય છે. પાટણના ચાવડા રાજા યોગરાજના પુત્ર ક્ષેમરાજે પરદેશી વેપારી વહાણોને લુંટી લીધાં ત્યારે 'ગુર્જર દેશમાં ચોરોનું રાજ્ય છે એમ બીજાં રાજ્યોમાં આપણો ઉપહાસ થાય છે' એવું જણાવી યોગરાજે પ્રાયોપવેશનપૂર્વક ચિતા પ્રવેશ કર્યો હોવાનું 'પ્રબન્ધ ચિન્તામણિ' નોંધે છે.

મારુ-ગુર્જર પ્રદેશના ઉત્તરકાલીન સંસ્કૃત સાહિત્યમાં 'કાષ્ઠભક્ષણ'નો પ્રયોગ હોઈ સંસ્કૃત કોશકારોએ તે જોયો નથી અથવા ક્વચિત્ જોયો હોય તો પ્રયોગ વિરલતાને કારણે એનો સ્પષ્ટ અર્થ થયો નથી. હવે સંસ્કૃત, ગુજરાતી અને મરાઠી પ્રયોગોને એક સાથે જોઈને એ શબ્દનો સમ્યક્ અર્થ-વિમર્શ થઈ શકે છે.

**જ. સિ. પાઠક । હી. શ. પાઠક**
**ગ્રંથસંચય**



